# અનુક્રમણિકા.

## ચૈત્ર માસ-૧૯૮૭.



---

## વાંચીને હસ હસ કરો.

જમનાદાસ—અરે ! ! મોહનલાલ, તમે એકલા એકલા કેમ હસતા હસતા જાઓ છો

મોહનલાલ—શું કહું જમનાદાસ, શ્રીગોકુલેશના હાસ્ય પ્રસંગો ભા ૧ લો તથા ૨ જો મે તો વાચ્યા. તેથી મને ખૂબ આનંદ સાથે હસવું આવે છે. હસવા સાથે જ્ઞાન આ વાની આ શ્રીગોકુલેશની ચતુરાઇ તો મને વિસરતીજ નથી. મારે આ બેઉ ગ્રંથ જલદી મંગ છે. મને હમણા રોકીશ નહિ પોસ્ટમાં જવુ છે.

જમનાદાસ—અરે મોહનલાલ ઉભા તો રહો. પુરી વાત તો કરો, કે એ ગ્રંથોમા શુ

મોહનલાલ—પેટ પકડીને હસીએ એવા અને ગૂઢ પ્રેમનું જ્ઞાન આપે એવા ૭૫૦) જે પ્રસંગો આ બે ગ્રંથોમા છે. વળી આ પ્રસંગો, પાછળનું વિવેચન તથા સો સો પાનાની પ્રસ્ત પણ તેવીજ સરસ. વળી બીજા ભાગમા તો શ્રીકૈયા પ્રભુનું દિવ્ય જીવનચરિત્ર જેમા શ્રી પ્રભુજીના દિવ્ય સ્વરૂપની દયા અને ઉદારતા, ગ્રંથોની રચના, આતેય બાલકોના લીલાત્મક રૂપો, સ્વરૂપોના વિવિધ ભેદ, શ્રીકનૈયા પ્રભુના પ્રાગટ્યમા દિવ્યતા, શ્રીઠાકોરજીના અને પ્રભુના પ્રાકટ્યમા રહેલી સમાનતાઓ, આપે બાળપણમા પણ બતાવેલા અદ્ભુત ચમત્કાર શક્તિ, કીર્તન ગાઇને દુકાળમા એકદમ વરસાવેલા વરસાદ, વિકટ પ્રદેશોમાં આપનું ગમન, દક્ષિ એક તીથમા ચમત્કાર, ઉત્સવોમા અદ્ભુતના, આપશ્રીના પદોના નમુના, શ્રીના વિસ્તરતા ભાખેલું ભવિષ્ય આ બધુ વાંચીને હું તો નવાઇ જ પામ્યો. આ ગ્રંથોમા હશે તો ચિત્ર છે આમ છતા ન્યોછાવર બેઉની ૨ ૨) બે જ. દરેકના એક એક રૂપીઓ.

જમનાદાસ—ભઇ મારે માટે પણ આ બેઉ ગ્રંથ મંગાવજે. આવા સુંદર અને રસિક તો ઘરમા રાખી રાત દિવસ વાચવા જોઇએ આ ગ્રંથો ક્યાં મળે છે ?

મોહનલાલ—શ્રીભક્તિમાર્ગીય સત્ની ગ્રંથમાળા-દેસાઇ વગો, નડીઆદ તથા શુદ્ધ કાર્યાલયમાંથી પણ મળે છે.

જમનાદાસભાઈ જયશ્રીકૃષ્ણ ટપાલનો વખત થઇ જશે મને જવા દો -

श्रीवाक्पतिपादा विजयन्तान्तमाम् ॥

# શુદ્ધાદ્વૈત-ભક્તિમાર્તંડ.

વર્ષ ૬.] ચૈત્ર, શ્રીવલ્લભાબ્દ ૪૫૩. [અંક ૧.

## प्राचीन कीर्तन.

### चंद्रग्रहणके समें जगायवेके पद ॥

राग विहाग ॥ नंदे जगावतहें गोपाल ॥ नीद्रा तजो उठों मेरे गोविंद सकल विश्व के पाल ॥१॥ आज चंद्रकुं राहु गहेगो तासु उठ बेठो एही काल ॥ विविध दान देहो मन मोहन रोग दोष नाशे ततकाल ॥२॥ इतनी सुनत उठे नंदनंदन तात वचन प्रतिपाल ॥ परमानंद प्रभु भक्तवत्सल हरि एसे माधो परमदयाल ॥३॥ पद ॥ जसोमति अपनो लाल नीहारत व्रजजन प्राण आधार ॥ सुखनिध सुंदर वदन अवलोकत मोहन मूरत नंदकुमार ॥१॥ मेवा दुधघर सकल सामग्री भर भर राखे कंचन थार ॥ जो कलु इच्छा लेहो मनमोहन पर्वकाल्को मि विचार ॥२॥ ईतनी सुनत जसोदानंदन कियो सतकार निज हेतु उरधार ॥ परमानंददासको ठाकुर वैकुंठ तज व्रज लीयो अवतार ॥३॥ पद ॥

### श्रीस्वामिनिजीकी अधिकताको पद ॥

राग सारग ॥ प्यारीके पाय लगे लाल जावक देन चरनकमल चित्त हित लगाई ॥ सीक सनेह सवारि श्यामघन लिखत चित्र नहु विधि बनाई ॥१॥ नख्मनी जोत निरख बिथकित भये सिथल भये रंग रयो न जाई ॥ नागरी दासं हसि कहत कुवरियो रहोजु रहोजु पग रही हें छिपाई ॥२॥

### अक्षय तृतीयाको कलेऊको पद ॥

राग बिभास ॥ लेहु ललन कलु करहु कलेउ अपुने हाथ जीमाउंगी ॥ सीतल माखन मेल मिश्री कर कोग लाल लगाउंगी ॥१॥ ओट्यो दुध सच घोरीको सीयरो कर कर प्याउंगी ॥ तातो जान जो न सुत पीवत पंखा पवन दुराउंगी ॥२॥ अमित सुगंध सुवास सकल अंग करि उबटन गुन गाउंगी ॥ उस्नसीतलहु न्हवाय खोर जल चंदन अंग लगाउंगी ॥३॥ त्रिविध ताप नस जात देरि छबि निरखत हीयो सीराउंगी ॥ परमानंद सीतल कारे अखीया मानिक पर मंगु गाउंगी ॥४॥ पद ॥

## अक्षयतृतियाको मानको पद ॥

राग विहाग ॥ अक्षय भाग्य सुहाग राधेको अक्षय प्रीतमको दिन रतीया ॥ चंदन पुज प्रीतम सुख दीजे रीझ रीझ यह कहु वतीया ॥१॥ अक्षय सुजस कहां लो भाखो पार न पावत शेश सुख जतीया ॥ छुट्यो मान सहज परमानंद शुभ दिन नीको अक्षय तृतीया ॥२॥

---

# श्रीमहाप्रभुजीकी वधाइ.

राग देवगंधार ॥ व्रजजन गावत गीत वधाइ ॥ श्रीलक्ष्मण गृह प्रकट भये हे श्रीवल्लभ सुखदाइ ॥१॥ माधो मास कृष्ण एकादशी उदयो श्रीमुखचंद ॥ दैवी जीव उद्धारण कारण पूरण परमानंद ॥२॥ भवसागर तारन भक्तिको डूबत राख्यो जहाज ॥ शरण गये ते भये कृतारथ दर्दिदास शिरताज ॥३॥

राग विलावल ॥ श्रीलक्ष्मण गृह आज वधाइ ॥ तैलंग कुलदीपक श्रीवल्लभ प्रकट दैवीजन सुखदाइ ॥१॥ मायावादको तिमिर मिटायो ब्रह्मवाद भानु प्रकटाय ॥ प्रेमभक्ति गिरिधरलालकी अपने जनको दिये वताय ॥२॥ श्रीभागवत अमृत दधि मथिके गूढ अर्थ नवनीत दिखाय ॥ एसे श्रीवल्लभपदरजकी दर्दिदास बल बल बल जाय ॥३॥

राग आसावरी ॥ चंदू पद श्रीवल्लभप्रभुके जन्म वधाइ गाउं हो ॥ तैलंग कुल श्रीलक्ष्मण भट सुत गुण वर्णत सुख पाऊं हो ॥१॥ चंपारण्य परमसुखदायक जहां लीनो अवतार ॥ कृष्ण मुखानलरूप श्रीवल्लभ इल्लमा प्राण आधार ॥२॥ माधव मास कृष्ण एकादशी भयो सवन आह्लाद ॥ सुरकुसुमन वरखाये अतुलित करत दुंदुभी नाद ॥३॥ जातकर्म करवाये श्रीलक्ष्मण दीनो विप्रन दान ॥ वेद मार्ग रक्षक सुखदाता याचक करत वखाना ॥४॥ श्रीगिरधरकी सेवा कारण आप लियो द्विज रूप ॥ दर्दिदास इनकी पदरजको चाहत वडे वडे भूप ॥५॥

राग धनाश्री ॥ भूतल आनंद वधायो आज ॥ माधव मास कृष्ण एकादशी प्रकटे श्रीवल्लभराज ॥१॥ आंगन लीपो चोक पूरावो बांधो वंदनवार ॥ आंगन कलश ध्वजा फहरावे जय जय करो उचार ॥२॥ दैवी जनके काज संसीरी द्विजकुल लीनो रूप ॥ श्रीवल्लभ कर ग्रहे निकारे पर्यंकुते भवकूप ॥३॥ सेवादीनी श्रीगिरिधरकी निजजन किये सनाथ ॥ एसे परम उदा प्रभुकी वरन सकेको गाथ ॥४॥ शुकसनकादिक नारद हरखे सुरपुर वजत निशान ॥ दर्दिदार एक रसनातें क्यों करि सकुं वखान ॥५॥

राग सारंग ॥ श्रीवल्लभको नाम रूप वरनों कहा अनूप भूप तीनलोकके गुन गा

जात हारी ॥ आये द्विज वपुधार दैवीको कियो उद्धार वारवार वंदू चरण जगत हितकारी ॥१॥ प्रकट व्रजराज किये अपने जन हाथ दिये हिये मांझ अतुल दया तीन तापहारी ॥ एसे श्रीलक्ष्मण कुमार नेतिनेतिकर उचार वेदहू न पार पावे दर्दिदास वारी॥२॥

राग कान्हरो ॥ रति पथ प्रकट करनको प्रकटे कृष्णानन द्विज रूप ॥ मायामतको तिमिर नसायो हाथ दिये व्रजभूप ॥ कुंजसदन ओर नंदालयकी लीला सकल दिखाई ॥ अनुभव सहित दास अपनेको सेवा दिये बताइ॥२॥ शरणं जात सुधरे सब कारज प्रभु पर प्रीत चढावे ॥ एसे परम उदार श्रीवल्लभ दर्दिदास गुन गावे ॥३॥

राग नायकी ॥ आनंद वधावनो श्रीलक्ष्मणभटके धाम ॥ प्रकटे श्रीवल्लभ पुरुषोत्तम निजजन पूरण काम ॥ सब मनमोद भयो अति भारी गावत गीत सुछंद ॥ नाचत वृद्ध तरुन ओर बालक प्रकट्यो परमानंद ॥२॥ देत असीस सकल व्रजवासी चिर जियो लाल तिहारो ॥ मात इल्लमा कूख उदे भयो जीवन प्रान हमारो ॥३॥ देत दान पट भूषण नीके याचक मन भइ फूल ॥ दर्दिदास आस पदरजकी मेरे जीवन मूल ॥४॥

---

## 'सर्वस्व समर्पण.'

( લેખકઃ—શ્રી. પરાગ. )

રાગ—વસંતતિલકા છંદ.

१.

વીત્યા, सहस्र परिवत्सर તોય ताप, क्लेशादि ના સુહૃદ ! કૃષ્ણ-વિયોગ-જન્ય:
આનન્દ-બિન્દુ થકી શૂન્ય નિતાન્ત શૂન્ય, છું હું त्वदीय પ્રિય-કૃષ્ણ त्वदीय સ્વામિન્ !

२.

पुत्राप्त-वित्त-गृह-प्राण પુનઃ स्वदारा, इन्द्रयादि આ સકળ ધર્મ સહિત आत्मा।
हे श्रेष्ठ ! સર્વ 'तव-दास' છઉં નિવેદું, છું હું त्वदीय પ્રિય-કૃષ્ણ त्वदीय स्वामिन् !

× × × × ×

આ લોક ને અપર લોક ન શેષ રાખું,
સર્વસ્વ કૃષ્ણ-ચરણે પ્રણયે સમર્પું.

× × ×

# શ્રીસુબોધિનીનાં સૂત્રો.

नहि श्रवणेच्छा योगेन निवर्तते। न वा योगः सर्वैः कर्तुं शक्यते। न वा योगेन भगवदीयः दार्थो ज्ञातुं शक्यते भगवद्वाक्यव्यतिरेकेण ।

અર્થઃ—શ્રવણ કરવાની ઇચ્છા યોગથી નિવૃત થતી નથી; અથવા યોગ સર્વે કરવાને શક્તિમાન નથી, મતલબ કે સર્વે યોગ સાધી શકતાં નથી, અથવા યોગથી ભગવદીય પદાર્થનું જ્ઞાન ભગવદ્ વાક્ય સિવાય થતું નથી. (ભગવદીય પદાર્થનું જ્ઞાન ભગવદ્વાક્ય વડેજ થાય છે)

વિવેચન—યોગ=એટલે મન અને ઇંદ્રિયો વગેરેને તેના વ્યાપારમાંથી દૂર કરી કોટડીમાં પુરવી. પણ ક્ષણ પણ કોઇ વસ્તુ કાર્ય કર્યા વગર રહેતી નથી. કોઇને આપણે કોટડીમાં પુરી રાખીએ, પણ તેથી તેની ભૂખ નિવૃત્ત થતી નથી, તે બિચારો ના ઉપાય હોવાથી ભલે ભૂખે મરે, પણ એથી એની ભૂખ નાશ પામી કહેવાય નહિ. આમ યોગથી ઇંદ્રિયો મન વગેરે વશ થાય પણ તેને પ્રભુરૂપ ખોરાક સત્સંગ વડે ભગવચ્ચરિત્રો સાંભળવાથી પ્રાપ્ત થઇ શકે છે અને એથીજ મન અને ઇંદ્રિયોને તૃપ્તિ થાય છે. યોગ વડે ભગવચ્ચરિત્રો સાંભળવાની ઇચ્છા તે જરા પણ શાંત નથી થતી, કારણ કે તેમાંજ આનંદ અને લહેર છે. મનઇંદ્રિયાદિકને જોઇતો સ્વાદ એમાંજ છે. મન અને ઇંદ્રિયોના સાચા ખોરાક પ્રભુજ છે. વળી " યોગ સર્વ મનુષ્યો સાધી શકતા નથી." વાત તદ્દન સત્ય છે. કેટલાક નિયમો યોગ સાધનારને રાખવા પડે છે, તે રાખી શકાતા નથી, તો યોગ સાધતાં શારીરિક સ્થિતિ ઉલટી દુખદ થાય છે. લકવો કે વા વગેરે ઘણા રોગ પેદા થાય છે. વળી હાલના સમયે તેવાં સ્થાન પણ જડવાં કઠણ છે. યોગ સાધવા માટે ચિત્તની સ્થિરતા જોઇએ. પણ ચિત્ત તો પારા જેવું ચંચળ છે, તેનો સંયોગ પ્રભુમાં કરવાથીજ તે સ્થિર થાય છે, ને તેવી પ્રભુમાં સ્થિરતા થવામાટે શ્રવણાદિકની ખાસ જરૂર છે. ખરી રીતે ભક્તિજ યોગ છે, જે યોગમાં પ્રભુ નથી તે યોગજ શાનો કહેવાય ? ઉલટો વિયોગ કહેવાય, અને તેવો યોગ પણ જેનું ફળ કંઇજ નથી તેમજ સર્વ સાધવાને સમર્થ નથી અને ભક્તિયોગજ કેવો મહાન યોગ છે કે જેના વડે ગોપીજનોના જેવી મહાન સ્થિતિ પ્રાપ્ત થાય.

" યોગવડે ભગવદ્વાક્ય સિવાય ભગવદીય પદાર્થ જાણી શકાતો નથી " વાત તદ્દન સત્ય છે ભગવદીય પદાર્થ જાણવા માટે સ્નેહ જોઇએ યોગ તો ઉલટો સ્નેહમાં બાધક છે. ભગવદીય પદાર્થ કેવળ ગોપીજનોએજ જાણ્યો છે, ને તેથી યોગ તરફ તેમને ઉલટો તિરસ્કાર થાય છે. તેઓ ભગવદ્વિલાસી છે અને આત્માને વિલાસ યોગથી નથી મળતો. આથી યોગ સાધવામાં જે ક્રિયાઓ સાધક છે તે ભક્તિ માર્ગમાં ભક્તના પ્રભુ સાથેના વિલાસમાં બાધક છે. જેમકે યોગી જરા પણ આંખ

યોગ સાધતાં ઉઘાડે તો યોગનો ભંગ થાય છે, જ્યારે ભક્ત લગાર પણ જો ચક્ષુ મિચે તો તેમાં તેના પ્રિયના સ્વરૂપ રસનું પાન ન થવાથી રસભંગ થાય છે, ભક્તિયોગ તૂટે છે. આથી ગોપીજન પ્રભુના રૂપ સાગરનું-લીલા સાગરનું દૃષ્ટિવડે બરાબર પાન ન થવાથી રસોન્મત્ત સ્થિતિમાં બ્રહ્માદિકને પણ ઉપાલંભ એટલે ઠપકો આપે છે કે પ્રભુના રૂપની સુંદરતાનું પાન બે આંખે ન થઇ શકે. એ રૂપની સુંદરતા એટલી બધી છે કે તેનું પાન કરવા રૂંવે રૂંવે ચક્ષુ જોઇએ. મતલબ કે શરીર-પર સાડા ત્રણ કરોડ રૂંવા છે, એક રોમને બે ચક્ષુ પ્રમાણે પોતાને સાત કરોડ આંખો કરવી જોઇએ. જો સૃષ્ટિને રચનાર બ્રહ્માને પ્રેમનું જરા પણ જ્ઞાન હોત તો તે રૂંવે રૂંવે બેબે ચક્ષુ કરત, પણ જડ જેવા બ્રહ્માને પ્રભુની સુંદરતાનું ભાન શાનું હોય ? આ સાંભળી પાસેની બીજી સખી કહે છે કે બ્રહ્માની તો પરંપરા સ્નેહ વગરની છે. બ્રહ્મા કમળમાંથી પ્રકટ થયા છે. તે કમળમાં ભ્રમરો તલ્લીન થાય છે, અને ભ્રમર પ્રેમમાં ભાન ભૂલે છે. આવો પ્રેમ ભ્રમરનો કમળની સુવાસમાં હોવા છતાં પ્રેમની કદર વગરનું કમળ ભ્રમરનો સ્વશરીર બંધ કરી ગુંગળાવી ઘાત કરે છે. ભ્રમરને ધન્ય છે, તેને પ્રેમની કદર છે, તેથી તેનામાં વાંસ તથા સાગ જેવાં કઠણ કાષ્ટ કાપે એવી શક્તિ છતાં કમળની પોચી પાંખડીને દંશ સરખો ન આપતાં સ્વજીવન પૂર્ણ કરે છે. આમ પરંપરા જળ સૂર્યાદિકને જડતાથી સંબોધી છેવટે નિસાસો નાખી ગોપીજન કહે છે કે ભલે રૂંવે રૂંવે ચક્ષુ ન કરી તે તો ઠીક, પણ બે ચક્ષુ બનાવીને તેનાપર પાછી પાપણ કરી કે જે રૂપ સાગરનું પાન કરતાં આડે આવે છે. મતલબ કે ચક્ષુપર પાંપણનો પલકારો થાય, તેથી ચક્ષુ બંધ થાય એટલીવાર પણ પ્રભુના સ્વરૂપનું પાન થતું અટકવાથી ગોપીજન સહન કરી શકતાં નથી. યોગ અને પ્રેમ લક્ષણાભક્તિમાં સ્થિતિ આટલી બધી ઉલટા સુલટી છે. યોગી જો મુખે ઉચ્ચાર કરે તો તેના મૌનનો ભંગ થતાં યોગનો ભંગ થાય છે, જ્યારે ભક્ત એક ક્ષણ પણ પ્રભુના નામનો ઉચ્ચાર કરતો બંધ રહે તો એની ભક્તિનો ભંગ થાય છે. અહીં તો રાત દિવસ પ્રભુના નામની ધૂન એ ભક્ત ધર્મ છે. યોગમાં એક પણ અક્ષરનો ઉચ્ચાર તે યોગનો ભંગ છે. અહીં ભક્ત સદાજ સદા મનથી પ્રભુની લીલા-ઓજ વિચાર તો રહે છે; જ્યારે યોગીને સહેજ પણ વિચાર આવે તો તેના યોગનો ભંગ છે. આથીજ આગળ કહે છે કે "યોગ વડે ભગવદ્વાક્ય સિવાય ભગવદીય પદાર્થ જાણી શકતો નથી." ઉદ્ધવજી યોગી છે, અને જ્ઞાની પણ છે; છતાં પ્રાપ્ય વસ્તુ પ્રભુ હંમેશા સાથે હોવા છતા તેનું જ્ઞાન થતું નથી, અરે, યોગથી અથવા જ્ઞાનથી કશું નથી થતું. યોગી અને જ્ઞાની થઇ તેઓ વ્રજમાં ફરે છે, પણ ભગવદીય પદાર્થ એટલે ભક્ત ભગવાન અને લીલા એ ત્રણમાંથી એકેય વસ્તુનું જ્ઞાન નથી, ભગવદ્વાક્ય સિવાય તેનું જ્ઞાન ક્યાંથી થાય ? ઉદ્ધવજીને ભક્ત–ગોપીજન ભગવાન અને લીલાનું જ્ઞાનનું દાન કરવા ભગવદ્વાક્યે શ્રીકૃષ્ણે ગોપીજન પાસે જવાની આજ્ઞા કરી. આજ્ઞા સ્વરૂપ ભગવદ્વાક્યના હાર્દને સમજીને ગોપીજનોએ ભગવદ્વાક્ય વડે

એટલે ભગવાનનાં ગુણગાન તથા ચરિત્રોનાં કથન વડે ઉદ્ધવજીને પોતાના સ્વરૂપનું, ભગવાનનું અને લીલાનું જ્ઞાન કરાવ્યું. ભક્ત, ભગવાન્ અને લીલા એ ત્રણ વસ્તુ નિત્ય છે ને એ ત્રણ વસ્તુ ભગવદીય પદાર્થ છે, તેનું જ્ઞાન ઉદ્ધવ, જ્ઞાની તથા યોગી છતાં નથી. આથી ગોપીજન ઉપાલંભ અથવા ઠપકા તરીકે ઉદ્ધવજીને માટે 'ઉધો' શબ્દ વાપરે છે પછી કહે છે કે ખરેખર, તારૂં નામ ઉધો તેથી તું ઉધોજ છે. પ્રભુની સાથે રાત દિવસ રહે છે, છતાં તે પ્રભુને પામવા તું યોગ સાધે છે. તને ભગવત્પ્રેમનું કશું ભાન નથી. ફળમળ્યા છતાં ફળને ઓળખવાને સાધન કરે છે, ને તે સાધન પણ ઉંધું કરે છે. તારૂં નામ ઉધો છે, એટલે ઉંધુંજ સાધન તને સૂઝે, સીધું કે સાચું સાધન તને કદી ન સૂઝે. યોગવડે કે જ્ઞાન વડે કદી પ્રભુ ન મળે, પ્રભુ તો કેવળ પ્રેમ વડેજ પ્રાપ્ત થાય છે. આથી પ્રેમની પ્રાપ્તિ માટે વા સ્નેહના સ્વરૂપના જ્ઞાન માટે પ્રયાસ કરવો જોઇએ, તે ન કરતાં યોગનાં ને જ્ઞાનનાં મંથન કરે છે. એટલે કે વેળું પીલી તેલ કાઢવા મથે છે, પણ વેળું પીલવાથી કદી તેલ નહિ મળે. સ્નેહના કે પ્રેમના સ્વરૂપના અનુભવ માટે તો પ્રેમીનો કે સ્નેહીનો સંગ જોઇએ. આથી ગોપીજન રૂપ ભગવત્પ્રેમી કે ભગવદાસક્તની વાણી સાંભળતાં ઉદ્ધવજીનો યોગનો અને જ્ઞાનનો મોહ ટળી ગયો, ને છેવટે બોલ્યા કે સર્વ તજીને હું આ શ્રીગોપીજનોના ચરણને ભજું, કે જેથી મારૂં કલ્યાણ થાય. જ્ઞાન અને યોગ તો ઉલટે માર્ગે લઇ જનારી વસ્તુઓ છે, અને તેમણે ઉદ્ધવજીને ઉંધેજ રસ્તે લીધા એ સ્પષ્ટ જણાય છે. જ્ઞાને અને યોગે પ્રભુ સાથે છતાં તે પર પ્રેમ ન થવા દીધો, એટલે બેઉ વસ્તુ ભક્તિમાં બાધક થઈ. શ્રીગોકુલેશને પ્રશ્ન પૂછવામાં આવે છે, કે એટલા બધા બીજા યાદવો હતા ને ગોપીજનો પાસે પ્રભુએ ઉદ્ધવજીનેજ કેમ મોકલ્યા? તો તેના જવાબમાં શ્રીગોકુલેશ કહે છે કે છપ્પન કરોડ યાદવોમાં કોઈ ઉદ્ધવજી જેવો લુકખો ન જડયો. ઉદ્ધવજીની બુદ્ધિ, જ્ઞાન અને યોગવડે તદ્દન જડ થઇ ગઈ હતી," આથી ઉદ્ધવજીને મોકલ્યા. બીજો એવો પાષાણ જેવા કે વજ્રજેવા કઠણ હૈયાનો છપ્પન કરોડ યાદવોમાં કોઇ નહોતો કે જે સ્નેહનો સંદેશો લઇ જાય ને લાવે. બીજાની તો છાતીજ ફાટી જાય, ઉદ્ધવજીના પાષાણ જેવા કે વજ્ર જેવા હૃદયને પીગળાવવા માટે ગોપીજનો અનહદ પ્રેમરસવાળાં જોઇએ, માટે પ્રભુ પાષાણ હૃદયી ઉદ્ધવને વિપરીત માર્ગમાંથી સીધે માર્ગે લઇ જવા કૃપાવિચારી ગોપીજનો પાસે મોકલે છે. પ્રેમીની વાણી વડેજ પ્રેમ પ્રાપ્ત થઈ શકે છે. પ્રેમ વડેજ ભગવત્સંબંધી પદાર્થ ઓળખાય છે. એ વસ્તુ આ ઉપરથી સ્પષ્ટ થાય છે.

દીનદિંકર.

## રસાંજલિ.

અયિ સખિ ! જો આ અગ્નિના અંગારા વચ્ચે કોણ ઉગે છે ! !

ઓ વહાલિ ? એ તો કોઇ દિવ્ય દેવ દેખાય છે જો જો ? રૂપની રેખા છે, તેજની તિજોરી છે.

અગ્નિ તો આજુબાજુ ધમધોકાર ધમી રહ્યો છે. પણ એ બાલક તો નથી ગોળખતો એ અગ્નિને જરાય ! !

એ તો શીતળ શાંતિમાં સમી ગયો છે ? એની દિવ્ય આંખલડી તો જો રસભરી, રઢિયાળી, રૂપાળી, અણિયાળી, જરા ચુંબન કરી લે દૂરથી' એ રસિલી આંખલડીને ! !

જો તો ખરી, માના મોઘેરા ખોળામાં જાણે મહાલતો હોય તેમ કલકલ કિલકારીઓ કરે છે, જાણે કિલકારીઓ મિષે દૈવીજનોને સંદેશો ન પાઠવતો હોય કે આવો આ અંકમાં ! !

એના મુખડાનો મલકારો કેટલો મોહક છે જો ! જો ! વહાલિ ! ! ઉરને એમ થાય છે કે જાણે જાક્તિથી જઇને ઉંચકી લઉં એ આત્માના આધારને ! !

પણ બીક લાગે છે પેલા બળતા વહ્નિની ! !

એ આત્માના આરામનું આલિંગન વહોરવાનો ઉપાય નથી જડતો સખિ ! ; !

હે સતિ ! ! જો, જો, ચુંબન કરે છે એ એના ચરણને ! ! એના દિવ્ય ચરણનો આસ્વાદ અનુભવે છે એ ઇશ્વર ! ! કારણ કે કળિકાળથી કળકળી ગ્હેલા કૃશ કામણગારા કૃતકૃત્ય દૈવી જીવો એ ચરણકમળનો આશ્રય આચરવાના છે ! !

એટલે અનુભવે છે એ ઇશ્વર પોતે પોતાના પાદનો સ્વાદ કેવો છે તે મોદ પામશે માનવસૃષ્ટિ આ દુનીયાની દૈવી ! !

કુમળી, કોમળ, કમળની કળીશા એના કર કેવા રૂપાળા છે ! ! ચરણ તો જાણે ચંપાની કુમળી કુસુમિની ! !

હે ગણી જો, એની આજુબાજુ અમીના ઓજસો ઉછળી રહ્યા છો ? રસનાં મોજાં રમી રહ્યાં છે તે જાણે જલધિનો જગી જુવાળ ! !

*આ જો; કેવાં રમ્ય રસાળી રાચે છે તે દેખાય છે દેવાંગનાનાં ટોળી ! ! અગ્નિએ* આઘો ખસ્યો એ દિવ્યાંગનાને દેખીને ! !

જો, જો, સખિ ! ! જો તો ખરી એ જાય છે અગ્નિની અંદર બાળ રૂપાળા એ યોગીંદ્ર પાસે ! !

સતીએ સહાયા સ્વહસ્તે એ સુંદર સુતને સ્નેહથી ! ! અહા ગોદમાં ઉગ્ના ઉમળકાથી ! !

જો દીપે છે જાણે અદિતિના હાથમાં વામનજી કરતાંય અતિ ઘણા સુંદર ! !

કૌશલ્યાના કરમાં એનો ફેડીલો કુંવર જાણે ન હોય!! જશોદાજીના જાણે જદુપતિ!! સર્વ સૃષ્ટિનાં સૌંદર્ય એ સતીના ખોળામાં છે સખિ!!

ચૌદ લોકનો એ ચાંદલો (સૌભાગ્ય) જે ઉરમાં ચોટશે તે અમર ઓઢશે!!

એ ચૌદેય લોકનું તેજ કે તત્ત્વ છે સખિ!!

જેને નિરખવું હોય તે નિર્ખી લ્યો ને નયનને શીતળ કરી આત્માને અમૃત આરોગાવો.

સર્વ અમૃત એના સૌંદર્યમાંજ ઠર્યાં છે. માટેજ શ્રીસર્વોત્તમજીમાં સહજ-સુંદરાય નમઃ!!

દીનકિંકર

---

## નિત્ય નવતેરાં લગ્ન માટે ઇશ્વરે અવની પર આભનો મંડપ રચ્યો.

રાગ—ગરબી.

આભના મંડપ અવની પર ચોકયા,
  નિરખાય નિત્ય નવા નવા રે,
તારલીઓ નાની નાની દીપક પ્રકટયા,
  નાના મોટા રંગે અવનવા રે.
મોટી મોટી બે મસાલોય[1] મહાલે,
  એક દિવસ એક રાતની રે.
એક શીતળ હિમ એક અગ્નિ જેવી,
  બેઉની રંગત વિધ વિધ ભાતનીરે.
એક આપે અમૃત એક આપે આગો,
  (જાણે) વ્રજચંદ્ર એક બીજો મહાપ્રભુરે.
અવની અજવાળે ને ઉજળામણુ આપે,
  એમણેજ આ જગ સઉ નભ્યું રે.
પ્રભુજીએ પરણવા, મંડપ ચોકયા,
  નિત્ય પરણે નટવર નેહથીરે
દેવી ચીજો સાથે નિત નિત લગનાં,
  સર્વે વરે દિવ્ય દેહથી રે,
કિંકર એવું તો નિત નિત નિરખે;
  પરણી ચોપે રસ મેહથી રે.
પ્રભુ શું પરણેતર અતિ આનંદ એથી,
  લહેરે દેવી સકળ નાચતા રે.
નચવે વહાલ કુળ નેહ ભર્યાં નયને,
  એથી કૃપા સહુ યાચતા રે.

દીનકિંકર.

---

[1] સૂર્ય અને ચંદ્ર.

# आचार्यश्री केम कहेवाया ?

આચાર્ય શબ્દ ધર્મ-ગુરુને માટે વપરાય છે, અને તેનો ભાવ એવો છે કે આચાર શીખવે તે આચાર્ય, મતલબ કે જીવન સુંદર રીતે કેમ વ્યતીત કરવું એટલુંજ નહિ; પણ જીવનું નિત્ય કલ્યાણ પ્રાપ્ત કરવા કેમ આચરણ કરવું તે પોતે આચરણ કરી સ્વસંબંધીને વા શરણાંગતને બતાવે તે આચાર્ય કહેવાય.

આથીજ શ્રીવલ્લભાખ્યાનમાં મહાનુભાવી ગોપાલદાસજી ગાય છે કે "આપ સેવા કરી શીખવે શ્રી હરિ ભક્તિ પક્ષ વૈભવ સુદ્દઢ કીધો" પોતે સેવા કરીને શીખવી અને શ્રીહરિની ભક્તિનો પક્ષ કર્યો, અને તે વૈભવ એટલે અનુભવ પ્રાપ્તિ માટે સુદૃઢ કર્યો. અથવા શ્રીમહાપ્રભુજી એટલે આચાર્યશ્રી શ્રી અને હરિનું વિયોગાત્મક યુગલ સ્વરૂપ છે, અને એ સ્વરૂપે આપે સેવા કરીને શરણાંગતને શીખવી અને ભક્તિનો પક્ષ કરી તેનો વૈભવ–અનુભવ લેવાનો પંથ સુદૃઢ કર્યો. ત્રીજી રીતે કહીએ તો મહાનુભાવી ગોપાલદાસજી વર્તમાન કાળમાં બોલે છે એટલે આચાર્યશ્રીજ સ્વકુળમાં શ્રીગોસ્વામિ બાળકો તરીકે પ્રકટ થઈ નિત્ય સેવા શીખવે છે, અને એવી રચનાએ હમેશને માટે ભક્તિનો પક્ષ કરી પ્રભુનો વૈભવ એટલે અનુભવ લેવાનો માર્ગ સુદૃઢ કર્યો એમ કહે છે, આજેય શ્રીવલ્લભકુળ જીવે સેવામય જીવન કેમ ગાળવું તે પોતે ભક્તિમય જીવન ગાળીને સ્વઆચારે દર્શાવે છે. ઘણા એમ કહે છે કે પુષ્ટિમાર્ગના આચાર્યો ઉપદેશ નથી કરતા, પણ નર્યા ઉપદેશ કરતાં આચરણની અધિકતા છે. અક્ષર જ્ઞાન અથવા અન્ય નર્યું ધાર્મિક જ્ઞાન એ કંઇ શિક્ષણ નથી; પણ અક્ષર જ્ઞાન કે ધાર્મિક જ્ઞાન સુંદર જીવન જીવવા માટે છે. જો અક્ષરજ્ઞાન ન હોવા છતાં સુંદર એટલે પ્રભુમય સેવામય જીવન ગાળતાં આવડે તો અક્ષરજ્ઞાનની કંઇએ જરૂર નથી. અક્ષર જ્ઞાનનું ફળ પ્રભુમય જીવન છે. જો તેવું જીવન ગાળતાં ન આવડયું તો અક્ષર જ્ઞાનની કે ધાર્મિક જ્ઞાનની કંઇજ કીંમત નથી. પુષ્ટિ ભક્તિમાર્ગ ફળમાર્ગ છે, અને ઉપદેશાદિક તો સાધન છે, તેથી અહીં ફળદશાજ હોવાથી સાધન દશારૂપ ઉપદેશની જરૂર નથી અને એ ફળદશા બ્રહ્મસંબંધ લીધું; ત્યાંથી પ્રભુમય સમર્પણી જીવન ગાળતાં શરૂ થાય છે અને એવું જીવન ગાળવું એજ ધાર્મિક જ્ઞાનનું ફળ છે, પછી બીજું જ્ઞાન ક્યાંથી લાવવું ? અથવા એવા ઉચ્ચ જીવન કરતાં બીજું કંઇ પ્રાપ્ત કરવાનું રહેતું નથી, એટલે અહીં ઉપદેશને સ્થાન નથી. પુષ્ટિમાર્ગના આચાર્યશ્રીઓ એવું જીવન વ્યતીત કરી રહ્યા છે; અને પોતાના આચારે શરણાંગતને પણ તેવું જીવન ગાળવા પ્રેરી રહ્યા છે. આ પ્રેરણાને દૈવીજીવોજ ઝીલી શકે છે. જેઓ દૈવી નથી તેમને તો આવા શુદ્ધ અને સરળ ઇશ્વરમય જીવનમાં પણ વિપરીતતા ભાસે છે, એવી વિપરીતતા બતાવી તેવાઓને પ્રભુજ દૂર રાખવા પ્રયત્ન કરે છે, એમ કહેવું એ ન્યાયથી જરા પણ દૂર નથી.

શ્રીમહાપ્રભુજીએ કેવળ સ્નેહ લઈ દિવ્ય અમૃતમય જીવન ગાળ્યું છે. પ્રભુમય, નેહમય કે અમૃતમય જીવન તેનું નામ કે જેમાં સર્વને આનંદ જણાય; સર્વને સ્નેહનો નુભવ થાય, અને સર્વથી અમૃત વા અમી ચખાય. આ વસ્તુઓ સર્વને યોગ્યતા માણે આપના સ્વરૂપમાંથી પ્રાપ્ત થઈ છે. આપશ્રીના ગ્રંથોમાં આચરણમાં કે યાંય કોઈને લગાર પણ દુઃખ કે લાગણી થાય એવું દુર્જડવું કઠણ છે, ઉલટું એ ર્વમાંથી સર્વને સુખજ પ્રાપ્ત થયું છે, સર્વને આનંદજ મળ્યો છે. જેનાં અંગો ગમાં અનહદ ભગવદ્રસામૃત અરે પ્રભુરસના સાગરો ભરેલા છે તેના સંબંધમાં માવનારને ભગવદ્રસામૃત સિવાય અન્ય શું મળે? આથી આપશ્રીના પ્રાકટ્યથી ૃથ્વીપર પ્રભુરસના સમીરો ફરી વળ્યા. સર્વત્ર આનંદ ઉછળ્યો. આપે ભક્તિ-ાર્ગનું સ્થાપન કરવા કૃષ્ણદેવ રાજાની ધર્મ સભામાં પ્રવેશ કર્યો કે સર્વની પર ેની નજર પડી ને સર્વેય એ નજરથી અમૃત પ્રાપ્ત કરી તેમાં ઓગળી ગયા. જરેજ સર્વ હાર્યા. એના રસસાગરમાં ડુબી ગયા. એના તેજે અંજાઇ ગયાં, એવા ા અંજાઈ ગયા કે અન્ય કંઇ કોઇને સુઝેજ નહિ. કૃષ્ણદેવ રાજા તો બોલી ઉઠયો ે આપ આપના અમૃતમય-ઇશ્વરમય ઓજસોએ આ સભા જીત્યા છો. આપે આજ્ઞા કરી કે તમારે માટે તેમ છે, પણ અન્યને તો મર્યાદાએ વાદવિવાદપૂર્વક જીતવા દો. પ્રમેયની જીત પ્રેમીઓ માટે છે, પંડિતોને તો પ્રમાણે જીતીએ ત્યારેજ જીત ગણાય. યુદ્ધનાં હથિયાર બાંધ્યા. યુદ્ધનાં હથિયાર સનાતનીઓનાં ઘરનાંજ હતાં, પણ સત્ય સ્વરૂપે સમજી, જેને વાપરતાં આવડે તે જીતે. ચાર હથિયાર હતાં. વેદ, ગીતા, બ્રહ્મસૂત્ર ને શ્રીભાગવતજી. વેદની વેદનાભરી વાણી વિરહની વેદના સ્વરૂપ શ્રીવલ્લભ સિવાય કોણ સમજે? જે મુખારવિંદ વેદવાણી વધું હોય તેજ મુખારવિંદ એ વાણીનું સ્વરૂપ સમજી શકે!! ગીતાનાં ગાનેય એજ સ્વરૂપનાં ગાન હતાં, પછી અન્ય કોણ સમજે?! બ્રહ્મસૂત્રનાં બ્રહ્મત્વ તો એનાજ અનુભવની વસ્તુ હતી. શ્રીમદ્ભાગવતજીના શબ્દે શબ્દરૂપ મણિઓથી તો એનાં અંગોઅંગ શણગારાએલાં; એટલે ચાર હથિઆરો વડે એણે સાતસેં ધર્મના યોદ્ધાઓને જીત્યા. એકજ સ્વરૂપે સાતસેં ધર્મવેત્તાઓને જીતે એના સામર્થ્યનો પાર ખરો? જીતના જોરે કનકાભિષેક થયો. આચાર્યશ્રીમહાપ્રભુજીની પ્રભાવશાળી પદવી પ્રાપ્ત થઇ. એની નજરમાંજ અગાધ શક્તિ, જેના પર પડે તેના પર અમૃત ઢાળે. નજરના દિવ્ય કિરણોએ તે ખેંચાઇને તેના અંકમાં આવે તોજ તેને શાંતિ વળે. એના વિના અન્ય સૂઝેજ નહિ. ઇશ્વરના આરાધન સિવાય અન્ય શું એ શ્રીવલ્લભના જીવનમાંથી જડે? આનંદ સિવાય અન્ય શું એના ઓજસોમાંથી જડે? પ્રચંડ પ્રજ્વળઅગ્નિ સિવાય અન્ય શું એના હૃદયમાંથી જડે? એના ગ્રંથાક્ષર રૂપ પ્યાલીમાંથી અમૃત વા અમી સિવાય અન્ય શું જડે? એના વદનમાંથી વદાતાં વચનામૃતોમાં અધરામૃત સિવાય અન્ય શું જડે? એની પરિક્રમાઓમાં પૃથ્વીને પાદસ્પર્શદ્વારા [illegible]

કરી તીર્થોને તીર્થત્વ આપવા સિવાય અને, દૈવીજીવોમાં પ્રભુપરિમલ ફેરાવવા સિવાય અન્ય શું હોય?

ચૌદ લોકમાં ન માય એટલી તો એની ક્ષમાવૃત્તિ છે. દેવાનો પ્રસંગ આના પુરાવા માટે બસ છે. અનંત બ્રહ્માંડોમાં ન માય એટલી તો એનામાં દયા છે આમ છતાંય એ બહુરૂપી છે. કોઇને પંડિત પરખાય, કોઇને જ્ઞાની જણાય, કોઇને મહાન ધર્મપ્રચારક જણાય, કોઇને મહાન ત્યાગી જણાય, કોઇને પ્રેમોન્માદી ભક્ત જણાય, કોઇને યુગલ સ્વરૂપની એકત્રિત આગ જણાય. જેવું જેનું મન વા જેવી જેની ભાવના અને યોગ્યતા તેવો તેને તે જણાય.

આવા દિવ્ય સ્વરૂપમાં તલ્લીન થયા સિવાય અન્ય જીવ ધર્મ ન હોઇ શકે, એજ જીવનની સાર્થકતા. એજ અનંત ફળ. એવા યોગ્યતા પ્રમાણે અનંત સ્વરૂપે અનુભવ આપતા. શ્રીમહાપ્રભુજીને નમન સિવાય બીજો જીવને શો અધિકાર હોય? નમન સિવાય બીજી શી યોગ્યતા જીવમાં હોઈ શકે? માટે અનંત કોટિ એ પ્રભુને મારાં નમન છે.

દીનકિંકર.

---

## શ્રીમહાપ્રભુજી પ્રાકટ્ય.

[ લેખકઃ—ગોરધનભાઇ ગોકુલભાઈ બ્રહ્મભટ્ટ, આણંદ. ]

[ રાગ............રાજ રૂપાળા રે વ્રજમા આવોને. ]

આજ ભૂતલ શ્રીવલ્લભ પ્રગટયા મંગલ ગીતડાં ગાઓ,
પ્રભુજી વધાવો રે વૈષ્ણવ બાળાઓ.
મંગલ કળશ ભરી સૌ સજની પ્રભુના પૂજન કરીએ,
ગુંજન કરીએ રે વૈષ્ણવ બાળાઓ.
જન્મ લીધો છે જગ્ત મહી વ્રજભક્તોનાં દુઃખ હરવા,
પાખંડ હણવા રે વૈષ્ણવ બાળાઓ.
ભારતમાં કંઇ ભક્તિયુગના દૈવી દુંદુભિ વાગ્યા,
વ્રજજન જાગ્યા રે વૈષ્ણવ બાળાઓ.
શરણે ગ્રહીને બ્રહ્મસંબંધનાં દાન જીવોને દીધાં,
પાવન કીધા રે વૈષ્ણવ બાળાઓ.
પાઠ શીખાવ્યા શરણાગતિના દૈવી જન મન હરખ્યા,
જીવન સમરપ્યાં રે વૈષ્ણવ બાળાઓ.
શુદ્ધાદ્વૈત તણા શસ્ત્રોથી વિધર્મીઓ પડકાર્યા,
ભક્તો તાર્યા રે વૈષ્ણવ બાળાઓ.
વિશ્વ મહી શ્રીવલ્લભવરના વિજયી ડંકા ગગડયા,
આસુર ફફડયા રે વૈષ્ણવ બાળાઓ.

# अनुभवना आशयमां.

॥ अहंब्रह्मास्मि तत्त्वमसि ॥

અમૃતના અબ્ધિઓના ઓ અધિપતિ ॥ અખિલ અવનીથીએ અજેય ॥
આનંદના અબ્ધિ ઉછળાવીને અવનીને અપનાવનાર ઓ રંગીલા, શ્રીવલ્લભદેવ ॥
રસપતિના રમણેજ સર્વ રસિલું !!
રસપતિ સાથે સર્વને રમાડવા તેં રંગિલો સેવા માર્ગ સુણાવ્યો !!
શ્રુતિના સાચા આચારો પૃથ્વી પર પાથર્યા.
" सर्वं खल्विदं ब्रह्म " નાં સુંદર સૂત્રોનાં સામર્થ્ય સમજાવ્યાં !!
તારા તપને તેજે તેં વિશાળ વિશ્વને વશ કર્યું !!

મહીમાં કોઇ " મારૂંય નથી, અને તારૂંય નથી. " સર્વેય સર્વેશ્વરનું છે, એના ઉચ્ચ આદર્શો અર્પણ દ્વારા અનુભવાવ્યા !!

તનના ત્યાગને તુમરે તરનારા–તારનારાઓને તેં પડકાર્યા, કે મનના મનોહર મોઘા ત્યાગ વગર શું મળવાનું છે ? !!

માધવમાં મનને મ્હાલવા દ્યો, નહિ તો મોઘો મનુષ્ય જન્મ મિથ્યાજ માનજો. !!

શ્યામની સેવાએજ એ ઉચ્ચ આદર્શો અનુભવાશે.

સ્ત્રી શક્તિને સમાનતાએ સત્કારવાના આર્યસંસ્કૃતિના આદર્શો પુરુષને તે પરખાવ્યા, કારણ કે પુરુષ ને પ્રકૃતિ દ્વિદળ છે.

સ્ત્રી શક્તિને સત્કાર્યા સિવાય સૃષ્ટિમાં શાં સુખ છે ? ? એ રસવેલીને રસામૃતે પોષ્યેજ અચળ આનંદ છે. !! એ સેવાની શોખીલીને શ્યામની સેવાએ સત્કારવામાંજ લહેજત છે. સાથે પરપુરૂષની–પ્રભુની સેવાએ સત્કારવાના પુરુષનેય તે પાઠો પાઠવ્યા.

શ્યામને સેવાએ સત્કારતાં આસક્ત દશામાં વિરહાગ્નિના અંગારાનાં અંગો અંગે વર્ષણ થતાં તન્મયતાના તાનમાં સ્વાનુભવે " अहंब्रह्मास्मि " નાં સૂત્રો તેં ઉચ્ચારાવ્યા. ગોપીજનોએ ગોપીગીતના ગાન પછી એજ ઉચ્ચાર્યા હતાં, એટલે ગોપીપતિ ગોપાળ ઉત્તરીય આસન ઉપર આરૂઢ થયા !! ઉત્તરીય વસ્ત્રના આસને અનંત અવનીઓમાં કદીએ ન દીપ્યા હોય એવા દીપ્યા. !! આથી તેં " गोपीजन वल्लभाय नमः " એ ઉચ્ચારણ કર્યાં.

તન્મયતાના તાનવાળામાં ઈશ્વરને અનુભવનારાનાં ઉચ્ચારણ થયાં કે " तत्त्वमसि " આ સૂત્રોય તેં આ ઘોર કળિકાળમાં આચારે અનુભવાવ્યાં.

કેવળ વગર દશાએ, વગર અનુભવે વાણીના વિલાસે " अहंब्रह्मास्मि " નાં દિવ્ય સૂત્રોને શરમાવનારા ઓ મિથ્યા વાસુદેવો !! તમે ચેતજો કે વિષ્ણુ–કૃષ્ણ એ નર્યો વાણીનો વિલાસ નથી. આત્માનો વિલાસ છે, ઉરનો વિલાસ છે,, અનુભવનો વિલાસ

છે! ચતુર્ભુજ ચાખ્યેજ સ્વાદિષ્ટ છે! નર્યા વાણીના વિલાસો એ તો વેવલાં વીણ-વાનાં છે, એ રસની મસ્તીમાં મહાલનાર મળવા મહા મોઘા મુશકેલ છે.

અહંતા મમતાના અખૂટ ભંડાર જ્યાં ભરેલા છે, ત્યાંજ દંભે "अहंब्रह्मास्मि ઉચ્ચારાય છે!!

સર્વેશ સિવાય સર્વત્યાગી! રસેશમાં સદાય રાગી! પણ તેના વિયોગે દીન બનેલા તન્મય સંતોનાં એક તાનનાં ઉચ્ચારણ "अहंनह्मास्मि" ને ઓ વલ્લભદેવ, તેં દીપાવ્યાં. સકળ કલાનેય તેં કેળવી. સૃષ્ટિમાં સર્વત્ર સૌન્દર્ય પાથર્યાં!! સંગીત શાસ્ત્રને ઇશ્વરમાં અપનાવી ધન્ય કર્યું!! ચિત્રકળાને પ્રભુમાં પધરાવી!! સૌન્દર્ય દેવીને ઇશ્વરની આજુબાજુ અનંત રૂપે ઉભી રાખી!!

રસવતીની રસિક કળા તારાં રસિલાંના જેવી સૃષ્ટિમાં કયાંય ન સાંપડે!! સામગ્રીના શોખીનોનાં રસ સૌન્દર્ય પ્રસાદના સ્વાદે નિરખે તોજ સમજાય.

દીનકિંકર

---

## જસોદાને.

[ ઢાળ:—ખમ્મા! વીરાને જાઉં વારણે રે લોલ. ]

જશોદા! વારો તમારા કૃષ્ણને રે લોલ,
મોટે ચઢાવ્યો છે શું બાલ જો!
જશોદા! વારો તમારા કૃષ્ણને રે લોલ.

કૃષ્ણે કૌતુક કર્યું કારમું રે લોલ,
લાવ્યો એ માંકડાની ફોજ જોઃ
જશોદા! વારો તમારા કૃષ્ણને રે લોલ.

ઘરમા પેસે ને શોધે ગોરસી રે લોલ,
મથે એ મટિકાને માટ જોઃ
જશોદા! વારો તમારા કૃષ્ણને રે લોલ.

ઉચું શિકું તે આવ્યું આખમાં રે લોલ,
મારી ગેંડી ને ફોડ્યા માટ જો
જશોદા! વારો તમારા કૃષ્ણને રે લોલ.

ખાયે ખવડાવે માત! ખેલતા રે લોલ,
એવાં છે કૃષ્ણજીના કૃત્ય જો
જશોદા! વારો તહમારા કૃષ્ણને રે લોલ.

મૂળજીભાઇ પીતામ્બરદાસ શાહ.

---

## रसेशने रसानुभव मारे विज्ञप्ति.

( લેખકઃ—ભગવદીય મીસ્રી વેલજીભાઈ નથુભાઈ,—રાજકોટ. )

હે. રસિકવર, હે પ્રિય, જુદા પડવાને યુગોના યુગોએ વીતી ગયા. નાથ ! હે
તો હે રસિકમૂર્તિ ! રસદાન કરવાને શું તત્પર નહિજ થાઓ ? હા, નાથ તો ખરા
પણ મારી યોગ્યના કયાં એ વિચારેજ વિલંબ હશે. એમ હોય તો મારે વિનં
કરવીજ કયાં રહી ? છતાં એ કરૂં. કારણ ! જહાજનું પક્ષી કયાં જાય, ફરી ઉડ
જહાજેજ આવે, તો હું વિનવું એ કે યોગ્યતાએ અંગીકાર કરવા ઇચ્છતા હો
શ્રીવ્રજરત્નાનાં રસ ઝરણાં મને ઝીલાવો. એજ પ્રેમ પયોધિમાં ડુબાવો. એનીજ વિ
પતાકાની પ્રબલ છાંયામાં સમાવો, એમનાજ પ્રેમભાવની ભાવના કરાવો, ને મારૂં
તેનાજ રસમાં તળબોળ કરો, પછી પુંભાવ પ્રાપ્તિએ મારાથી બનતુંએ અવશ્ય કરીશ.
ટાણે તો સમુદ્રના તરંગોની પેઠે મનોરથો ઉદ્ભવીને પાછા બેસીજ જાય છે, મન
મનોરથો શું એમજ રહી જશે ? હે વહાલા ! કાંઇ મારાજ સુખ માટે વિનવું
એમ ન માનશો, પણ આપની પણ વ્યથાપરિહાર સાથે સાથે સમજવાનો છે, અ
તો ભાવભૂષિત નવલ પ્રેમનાજુક નૌકાના નટવર નાવિક છો, તો આ હર્ષ
હોડીને પાર નહી ઉતારો શું ? અમારૂં વ્યસન પણ આપજ છો, અમારા સર્વભા
મય પણ આપજ છો, જેથી આપના પ્રેમરસ સમુદ્રની સહેલ કરવા આર્તિ
નૌકાને ભાવભૂષિત કરીને યોગ્યતાની પ્રાપ્તિ કરાવો નાથ, એજ મારી પ્રાર્થ
મારૂં સાયુજ્ય તો આપની સન્મુખજ રહો. મારા અલૌકિક સામર્થ્યનો અંગિ
પણ આપ લક્ષ્મીવપુએજ કરો. મારી પ્રાકૃત દેહને પણ સેવોપયોગીપણેજ પ્ર
કરો. આપજ મારા આત્મા ને હું આત્મીય, એથી મારા અનુભવ આત્મા
મારી જ્ઞાનેંદ્રિયમાં વિજ્ઞાનમય સ્વરૂપથીજ પ્રવેશો; મારા મનમાં મનોમય સ્વ
પ્રવેશો. મારા જીવમાં આનંદ મય સ્વરૂપે પ્રવેશો, ને તેમ થવાથીજ હું પણ મારા વિ
ભાવેથી મારા ચિરકાલના વિરહભાવક્ષેત્રમાં પ્રવેશીને મારા પ્રકૃત પ્રવાહને સ
કરીશ, અંગીકૃતે સિત્કાર સમાધિએ બેસી રોમાંચ થઇશ, કંમ્પના કારણરૂપ થઇ
લજ્જા વિના શું ક્ષતિ થવાની છે ? લજ્જા તો પ્રમાણેજ, આપ મુગ્ધ હો તોયે શ
ને ચતુર હો તોયે શું ? અંગમરોડ નાહ માની જાઓ ? અંભાવાના હાર્દને
ઝીલી લો ? છો તો ચતુરનાયે શિરોમણિ ! શું બાલુડાયોગીની કાંઇ બાલચેષ્ટા
નહિ સ્વીકારૂં ? હાર્દને તો હૈયાની હદેજ લાવીશ. પ્રેમ તો પરાધીન કર
સાધન છે. કોડીલાના કોડ પૂરીશ, ને પુરાવીશ, રસાધિકયે ભાવે વિપરીત
થઇશ, પછી....રસઘનતાએ આનાવેશે મોહય, ત્યારે શું ? ત્યારે શું હા ? પ્ર
સામગ્રીએ પણ આતુર બનશો ? પ્રભુ અને હુંએ વિગાઢ કરીશ, ત્યારે તો આ
રસ ઉચ્છલિતે વિનયની વેલ વાવશો, વહાલા ! આ રસ તે કંઇ ઓછા વધત
પ્રાપ્ત થતો હશે ? તો હું કહીશ કે, રસાધાર તો પ્રેમ ઉપરજ રહે છે, જેટલા પ્રમાણ
પ્રેમ વધતા ઓછો તે પ્રમાણમાં રસ વધતો ઓછો, વાહ ! રસજ્ઞ પ્રેમ તે શું !

જાણો છો ? હા નાથ, કેમ ન જાણું ? એ તો ઉંડાં ઉરની વહાલપની રસ ઉર્મિઓ !! ભલા એ રસ ઉર્મિઓ ઉચ્છલિતે શું દશા ? દશા તો બીજી શું હોઇ શકે ? જ્યાં સર્વારોપણે ખટ્કેજ નહિ ને ઉચ્છિષ્ટે સુગજ નહિ, એ વિનાના બધા ચાળાજ ચતુર ! અને એ ચાળા તો જગતેજ પ્રસિદ્ધ છે, કે જ્યાં ભાવ, વિભાવ, ને અન્તે અભાવ, જ્યાં મમતાના માર્ગનેય બાજુએ મુકી પૂર્વે ભાવારોપણ, તેવુંજ ઉત્તરે અભાવારોપણ, (શું એ નાટ્યનો નિરાળો ખેલ) એહમાં તે શી મુક્તિ ? વસ્તુને વસ્તુપણાએજ જાણવાનો જ્યાં અભાવ, એ લક્ષણ તેજ લૌકિક, તે તો વેદ ગર્ભ સૃષ્ટિ એજ કર્તવ્ય, ચરણસૃષ્ટિના તો વિચારે ન્યારા, આ તો તમારો પ્રેમમાર્ગ નિરુપાધિ સ્નેહમાર્ગ, નિઃસાધન માર્ગ, પ્રમેય માર્ગ, ફલમાર્ગ, એજ વલ્લભનું વૈલક્ષણ્યપણું, નિજમાર્ગના .મનોરથીને તો મનોરથ ઘણાએ ઉપજે, અને તે વાત્સલ્યના અભાવેજ હોય, વાત્સલ્ય તો હદેજ હોય, અનહદે-પ્રમેય, પ્રમાણે વિપરીત તે પ્રમેય, પ્રેમારોપણ તો દૃઢતાની દૃષ્ટિએજ ઘટે. દૃઢતા ને ભાવનાં ભૂષણેજ સ્નેહ સુગંધ, તે સુગંધની તો અન્તરેજ ઓળખાણ, અલબેલા ? અન્તરે ઓળખાવું તો સર્વસ્વ નિવેદનેજ હોય, ને ચરણે રતિ એજ તીવ્ર વૈરાગ્ય, અને એ વૈરાગ્યે હરિનો પણ હરિ થાય, આ પ્રણાલિકાજ કાર્યકારણભુત છે ને એજ ખરી મુક્તિ.

---

બાપાશ્રી દેવકીનંદનાચાર્યજીને

## स्मरणांजलि.

આજે વરસોનાં વરસો પછી આ મહાપુરુષના યશગાનમાં ઉતરીએ.

આ મહાપુરુષે નથી ગ્રંથો લખ્યા, કે નથી ટીકાઓ લખી, કે નથી કંઇજ સાહિત્ય રચ્યું.

તોય ચાલીસ ચાલીસ વર્ષ એ પુષ્ટિમાર્ગના મહામહારથી રહ્યો, એ સિંહે સિંહ ગર્જના કરીને ભારતવર્ષની વૈષ્ણવ જનતાપર આક્રમણ કરનારાઓના પરાભવ કર્યા.

સ્વજનોને નજર નાખીને પ્રેમવડે-રસવડે પોષ્યા, વિરોધીઓને નજર નાખીને નિરાસ કર્યા, તેમનાં તેજ તાણી લીધાં.

વળી શી રીતે એ મહા પુરુષે વિશ્વને વશ કર્યું ? આ દેવે શ્રીમહાપ્રભુજીના સિદ્ધાંતોને પ્રકટ આચારમાં મુકીને વિશ્વનાં વરદાન વર્યા, અમર આશીર્વાદ વહોર્યા. એણે પુષ્ટિમાર્ગ વિશ્વધર્મ છે એ આચારમાં મુકી અનુભવીને અનુભવાવ્યું.

એણે નાત જાતના ઝઘડાનાં નખરામાં નજર નથી નાખી. ધનના ધતિંગો એને નથી ગમ્યાં. પ્રતિષ્ઠાની પ્રાપ્તિના પયગામ એણે નથી ગઢયા !!

આપો આપ શ્રીદેવી અને યશરામ એના ચરણ કમળમાં ઝુકયાં તોયે એણે એની સામું નથી જોયું !!

ધનની વ્યવસ્થાનાં કે પ્રાપ્તિનાં વેતરણ એની નજરે પડતાં તો તેવાને કોઈવાર ગુસ્સામાં "ચંડાળ ચોકડી" શબ્દે નવાજતો.

જીવન પ્રભુને માટે છે, પ્રભુની પ્રાપ્તિ એજ જીવનનું ફળ છે. ધન, પ્રતિષ્ઠા કે અન્ય કોઇ ચીજ જીવનફળ નથી એ એણે પ્રકટ બતાવ્યું. એણે પ્રેમનેજ પારખ્યો. પ્રભુ પ્રાણીમાત્રનો વસ્તુમાત્રનો સરખો છે સર્વનેય પ્રભુ ભજવાનો હક્ક છે. સર્વનેય પોતાનું સર્વસ્વ પ્રભુના અંકમાં મૂકવાનો હક્ક છે. નાત જાત, ઉંમર એ કશુંય પ્રભુના પુસ્તકમાં નથી. એની પોથીમાં તો સર્વેય સરખાં !! એની પોથી તે પ્રેમની પોથી.

શ્રીમહાપ્રભુજીએ—શ્રીગુંસાઇજીએ મહાનુભાવી મોહનભાઇ ભંગી, અલીખાન પઠાણ, રસખાન પઠાણ, બીબી તાજબાઇ, મેહા ધીમર (માછીમાર) આદિને શરણે લઈ વિશ્વધર્મ પુષ્ટિમાર્ગ પ્રકટ બતાવ્યો, તેમ તેં પણ મુસલમાન, પારસી અરે અન્ત્યજોનેય દૃષ્ટિ દ્વારા અપનાવ્યા.

પ્રભુના ભજનના અધિકારમાં જ્ઞાતિ જાતિ કેવી ? પ્રભુના ભજનમાં ખંડન મંડન કેવાં ? પ્રભુના ભજનમાં દેશ અને કાળનેય સ્થાન નથી. જ્યાં પ્રેમ ત્યાં સાક્ષાત પ્રભુ છે. તું પ્રભુ છે, માટે જ્યાં તેં પ્રેમ દીઠો તેનો તું પ્રભુ બન્યો.

શ્રી મહપ્રભુજીના સિદ્ધાંતો—વિશ્વવ્યાપી—પ્રેમધર્મના સિદ્ધાંતો આચારમાં મૂકયાથી તારે ઘણુંય વેઠવું પડયું. પણ બધાયે વિરોધીઓ અંતરના ઉંડાણમાં તો જાણતા હતા, કે આ એક મહાન પુરુષ છે, સમર્થ છે વિરોધ છતાં તેં તો વિરોધ જાણ્યો સરખોય નથી !! પ્રેમીને વિરોધ કેવો.

એથી આજેય સારા ભારત વર્ષમાં તારી ઉજ્વળ કીર્તિના ઝુંડા ફરકયા કરે છે. આજેય જાણે અદૃશ્ય રીતે તારૂંજ સામ્રાજ્ય સંપ્રદાય પર હોય એમ દેખાય છે.

તું જ્યારે દેખાઇતા દેહે અદૃશ્ય થયો; ત્યારે કાંકરોલીસ્થ ગો. સ્વામી શ્રી. ૬ શ્રીબાલકૃષ્ણલાલજીએ શ્રી મુખે કહ્યું કે પુષ્ટિમાર્ગનો સ્તંભ આજે અદૃશ્ય થયો. શ્રીજીદ્વારાધીશેય સિંહ અદૃશ્ય થયો એમ કહીને અશ્રુ વહાવ્યાં.

તારા ત્યાગી, પ્રેમી, પ્રભાવશાળી અને અમૃત ભર્યા સ્વરૂપને કોણ પીછાને ?!!

પોથીમાં તો ઘણાય પ્રભાવ પાથરે છે, પણ આચારમાં પ્રભાવ પાથરે તેનીજ મહત્તા.

"દીનકિંકર."

---

રાધે (૨) ભજ મન રાધે, રાધે, રાધે,
પ્રેમ સહિત જે આરાધે, અમૂલ્ય હીરલો હાથ લાધે—ભજ મન રાધે.
અન્ય પ્રયાસો રહીને અળગા, શ્રમ તો નિષ્ફળ જાવે—ભજ મન રાધે.
પ્રભાતે ઉઠીને અહર્નિશ, મુખે ઉચરે રાધે રાધે—ભજ મન રાધે રાધે રાધે.
અનેક ભવનાં બંધન કુટ્યાં, તૂટીને દૂર પળાયે—ભજ મન રાધે. (૨)
જે પ્રાપ્તિ અજ્ઞાને દુર્લભ, તે પ્રગટ સન્મૂખ બિરાજે—ભજ મન રાધે. (૩)
ચંદનિજ કૃપા પ્રસાદે, નયણે નિરખે કૃષ્ણ રાધે—ભજ મન રાધે. (૨)

શ્રી ગોકુલેશપાદારવિન્દમકરન્દરસાસક્ત શ્રી મહાવદાસકૃત

# ગૂઢરસ ગ્રન્થ.

શ્રી ગોકુલેશો જયતિ। ગૂઢરસ એવે નામે ગ્રંથ ભાષાએ છે.

## ચોપાઇ.

શ્રી વલ્લભ કરુણારસ સાગર, આનંદરૂપ વિમોહન નાગર,
અતિ ઉદાર દે છે રસદાન, સહુએ ભક્ત કરે રે રસપાન;
એક સમે શ્રી ગોકુલનાથ, કલ્યાણ ભટ્ટ મઠપતિની સાથ,
વાત કરી એકાંતે જેહ, આશરા માત્ર લખી છે તેહ.

વાર્તા—એક સમે જલઘરામાંહિ શ્રીજી બેઠા છે. ત્યાં પોતાની ઇચ્છાએ કલ્યાણ ભટ્ટજી મઠપતિ આગળ શ્રી મહાપ્રભુજીએ એક અદ્ભુત વાત કહી, તે વાત લખીએ છીએ. એમ કહ્યું જે વેદશાસ્ત્ર મર્યાદા એવી છે કે, સર્વાત્મા લોભરહિત થકો જે અવતારાદિકનું ભજન જો કોઇ કરે, તો તેને તે તે અવતાર સ્વરૂપની પ્રાપ્તિ હોય, અહીં તે પ્રવાહી મર્યાદાનો સંબંધ છે. અને પુષ્ટિમાર્ગ વિષે સર્વાત્મના અત્યંત મહાલોભી હોય, અને વસ્તુ પામવાનો આદર કરે તો પ્રભુ કદાચિત્ કૃપા કરે, અને સ્વરૂપ શું સંબંધ કરાવે. અને એક સ્વરૂપ વિષે પાંચ સ્વરૂપ છે. તે માંહિ એક સ્વરૂપ તે પ્રકટ છે, અને ચાર સ્વરૂપ તે ગુપ્ત છે. તે વારે કલ્યાણ ભટ્ટે પૂછ્યું:—“ જે એક સ્વરૂપ તો પ્રકટ દેખીએ છીએ. તો બીજાં ચારનું કેમ છે ? તે જીવે પ્રીછાય નહિ; તો કૃપા કરીને કહીએ. ત્યારે શ્રી મહાપ્રભુજી[1] બોલ્યા કે સ્વરૂપ તો પ્રકટ સર્વ સાધારણ સાએ દેખે છે, અને બીજાં ચાર સ્વરૂપ તે ભગવદીયને વિષે ગુપ્ત રાખ્યાં છે. પાંચ સ્વરૂપનાં નામ. (૧) પ્રાવાહિક રૂપ, (૨) મર્યાદિત રૂપ, (૩) માહાત્મ્ય સ્વરૂપ, (૪) પુષ્ટિ સ્વરૂપ, (૫) પુષ્ટિપુષ્ટિક સ્વરૂપ. પણ પાંચ સ્વરૂપ તે ભગવદીયની સંગે પ્રભુ કૃપા કરે તો કંઇ જણાય. પ્રવાહી ભક્તનો સંગ કરે તો પ્રભુ કૃપાએ પ્રાવાહિક સ્વરૂપ જણાવે. ધર્મ મર્યાદી ભક્તનો સંગ કરે તો પ્રભુ મર્યાદી સ્વરૂપ જણાવે. માહાત્મિક ભક્તનો સંગ કરે તો પ્રભુ માહાત્મિક સ્વરૂપ જણાવે. પુષ્ટિમાર્ગીય ભક્તનો સંગ કરે તો પ્રભુ પુષ્ટિમાર્ગીય સ્વરૂપ સંબંધ જણાવે. જે ભક્તને કેવળ પુષ્ટિ સ્વરૂપ શું સંબંધ થાય છે તે ત્યારે મનમાંહિ એમ જાણે કે હવે હું કૃતાર્થ થયો. તે પોતાનું સુખ વિચારે, પ્રભુ સાથે પોતાનું સુખ વિચારે, કે પ્રભુનું સુખ વિચારે નહિ, આવું તે પુષ્ટિ માર્ગીયનું લક્ષણ અને જે પુષ્ટિ પુષ્ટિક કેવળ રસમાર્ગીય ભક્ત બને છે, તેનો સંગ કરતાં પ્રભુ પોતાનું મહારસસ્વરૂપ અત્યંત ગોપ્ય છે, તે દેખાડે. પુષ્ટિપુષ્ટિ રસમાર્ગી ભક્ત છે તે રાત્રિ દિવસ એમ વિચારે જે શ્રી પ્રભુજી કેમ સુખ પામે? શ્રીપ્રભુજી કેમ પ્રસન્ન રહે? શ્રી પ્રભુજીને શું સોહાય છે? અને તે જ કરે. અને એવા જ વિચાર મનમાં સદા રહે, બીજો અણુમાત્ર અન્ય વ્યસંગ (અન્યાશ્રય) નહિ, પોતાના સુખનો લેશ પણ વિચાર નહિ, એવો પુષ્ટપુષ્ટિ કેવળ રસમાર્ગી ભક્તના સ્વાર્થ અને પરમાર્થમાં ભેદ છે. વળી શ્રી પ્રભુજી ચાર સ્વરૂપ લગણ કદાચિત્

---

[1] આવા ગ્રંથોમાં શ્રી મહાપ્રભુજી શબ્દ શ્રી ગોકુલેશ માટે જ વપરાય છે, ને શ્રી ગોકુલેશ શ્રીઆચાર્યજી મહાપ્રભુજીનું પુનઃ પ્રાકટ્ય છે માટે તે વાત સત્ય છે. દીન કિંકર

મહાકષ્ટ સંગ બળે કરીને કાંઇ કરી જણાવે, પણ પાંચમું કેવળ રસાત્મક સ્વરૂપ છે તે એવી રીતે ગુપ્ત રાખે છે કે જલદી કોઇને જણાવે નહિ, તો તે સ્વરૂપ કેમ જણાય ? જે પુષ્ટિપુષ્ટિ રસનો અત્યંત મહા લોભી હોય, એ જ રસનો અર્થિ હોય, તો સંગ બળે કરીને પ્રભુ કાંઈએક જણાવે.

લોભીને સર્વ કોઇ કહે મહા લોભીયો છે, તેને વસ્તુ ઉપર લોભ હોય છે, તે વસ્તુ પામવાને અર્થે આતુર થઇને ઉપાય કરે છે, તે ઉપાય કરતાં દેહ પડો અથવા જીવ જાઓ, ધર્મ જાઓ, સ્ત્રી પુત્રાદિક સર્વ જાઓ, પણ તેનું દુઃખ લાગતું નથી. તે વસ્તુ પામતો નથી, તે જ રાત દિવસ હૈયામાં સાલે છે. તેને ક્યાંય ચેન પડે નહિ. અને જે વસ્તુ ઉપર લોભ છે, ત્યાં જ તન્મય થાય, ત્યારે વસ્તુ હળવે હળવે આવે છે, પણ લોભી એમ જાણે જે ક્યાં આવે છે ? એમ લોભી કેમે તૃપ્ત થાય નહિ, શા માટે કે લોભરૂપ પાત્ર છે. તે માંહે જે વસ્તુ આવે છે તે લોભમાંહે ભળ્યા પછી લોભ સ્વરૂપમાં જ થાય છે, તેથી લોભરૂપીઉં પાત્ર વધતું જ જાય છે, અને લોભી તે મહા કૃપણ હોય છે. તે રંચક સંતોષાય નહિ, જેમ જેમ વસ્તુ આવે તેમ તેમ લોભ વધતો જાય છે, અને લોભી તે મહા મહા કૃપણ થઈ જાય. કદાપિ અત્યંત દ્રવ્યાદિક વસ્તુ મળે; પણ લોભી જાણે કે હું કાંઇ પામ્યો નથી અને કોઇને રંચક આપે નહિ; જો આપે તો લોભી શાનો ? લોભી, ખાવું, પીવું, પહેરવું, લૌકિક અલૌકિક, સર્વે ભૂલી જાય છે. અને તે વસ્તુ ક્યારે પામું એ આર્તિએ ભર્યો વસ્તુ પામવાના આદર માંહે તન્મય થાય છે. જો રંચક વસ્તુ પામે તો તેનું જતન એમ કરે કે રખે કોઈ એમ જાણે કે એની પાસે કાંઇ છે, અને એમ મનમાંહે જાણે કે મેં વસ્તુ જતન કરીને મૂકી છે, તે વારંવાર સંભાળે તે શું કે લોભીનું મન રાત્રિ દિવસ તે વસ્તુમાંહે જ રહે છે. વળી લોભી કોઇને ધીરે નહિ. એવા લોભીના પ્રકાર ઘણા છે, તેમ અહીં કોઇ એવો લોભી હોય કે તે જ્યાં શ્રી ઠાકોરજીએ પોતાનું રસાત્મક સ્વરૂપ ગુપ્ત રાખ્યું હોય તે સ્વરૂપ બળે ખોળી કાઢી ત્યાં અતિ આદરે તે વસ્તુ લેવાનો ઉપાય ઉદ્યમ થાય તો તેની અતિ આર્તિ જાણીને શ્રી ઠાકોરજી કૃપા કટાક્ષે જોઈને રંચક અનુભવ કરાવે. એમ પાંચેય સ્વરૂપને વિષે કૃપા તો ખરી જ. પણ સ્વરૂપે સ્વરૂપે કૃપાનાં સ્વરૂપ ભિન્ન ભિન્ન છે, અને એકેએક કૃપામાંહે કેટલાયે ભેદ છે. પણ સર્વત્ર લોભી વિના વસ્તુ પ્રાપ્ત થાય નહિ. સહેજે એક વસ્તુ દીઠી ને લીધી. એ કાંઈ લોભી નહિ. જેમ કોઇ એક વાટે ચાલ્યો જાય છે, તેણે માર્ગમાં સોનાનો કટકો પડેલો દીઠો અને લીધો એ કંઇ લોભી નહિ. સોનાનો કટકો દીઠા પછી સહુ કોઇ લે કારણ કે તે વસ્તુ સમર્થ ( કિંમતી ) છે. તેમ સ્વરૂપ દીઠા પછી મન લોભાયજ. એ તો વસ્તુ સ્વરૂપનું સામર્થ્ય સ્વરૂપ બળ એવુંજ છે કે દીઠા પછી મન લોભાયજ પણ લોભી તો જ્યાં વસ્તુ હોય ત્યાંથી ખોળી કાઢી વસ્તુ લેવાને માટે સર્વાત્મના ઉપાય કરે. દેહ પડે પણ ઉપાય કરતો રહે નહિ. રાત્રિ દિવસ મન તેમાં ને તેમાં, ધાયો ધાયો ફરે તે વારે પ્રભુજી તેની આર્તિ જાણીને સ્વરસનો અનુભવ કરાવે. પણ પાંચમું રસાત્મક સ્વરૂપ ખોળી કાઢવું અતિ દુર્લભ છે. ત્યારે કલ્યાણ ભટે પૂછ્યું કે પ્રકટ સ્વરૂપ દેખીયે છીએ, અને તે એક સ્વરૂપ ચિત્તમાંહેથી દૂર કરી અને બીજાં સ્વરૂપ વિચારીએ ઉત્તમ જાણીને વિચારીએ તો તે વારે તે જીવને નાસ્તિક જાણીયે તો ? ત્યારે શ્રી પ્રભુજીએ કહ્યું કે અહીં કાંઇ દોષ નહિ. એ તો લૌકિક માંહે એક સ્વરૂપને વિષે પાંચ સ્વરૂપ હોય છે, તો અલૌકિકનું શું કહીએ ?

(૧) જેમ કોઇ એક નાયકા છે, જોબને ભરી છે, તેને કોઇ માર્ગે જનારો દેખે તો જાણે કે સ્ત્રી બેઠી છે, એ તો પ્રવાહીને ઠેકાણે. (૨) જે એક ગામમાંહે રહે છે, તે તેનાં રૂપ, ધર્મ, આચરણ જોઇ કહે છે કે ભલી ધર્મશીલ છે, તે મર્યાદીને ઠેકાણે છે. (૩) જે નિકટ રહે છે. તે પતિવ્રતા ધર્મ જાણીને તે તેનો અનુભવ જાણીને કહે કે એ પતિવ્રતા ધર્મને બળે શાપાનુગ્રહે[1] સમર્થ છે, એ તે માહાત્મિકને ઠેકાણે છે. (૪) અને અતિ નિકટ જે રહે છે તે કહે કે ભલી પતિવ્રતા છે, એ તે પુષ્ટિને ઠેકાણે છે. (૫) સર્વ રસ પ્રકારના ભેદ છે વિવિધ પ્રકારના હાવ ભાવ જે જે અત્યંત ગૂઢ રસ ભાવ, નેત્રરસ, વાગ્રસ; સ્પર્શરસ, મનોગત રસ એવા અનંત અંગ અંગના રસ ને ભેદનો અનુભવ તેજ જાણે છે; જે ઉપર પોતે સાક્ષાત કૃપા કટાક્ષ કરે તેજ જાણે, બીજો કોઈ ન જાણે.

પહેલાં ચાર સ્વરૂપ જે કહ્યાં તે ક્યાંક કયાંક ઉપર ઉપર દીઠે જાણીએ, એ તે ધર્મ સંબંધને ઠેકાણે અને પાચમું જે એક રસ સ્વરૂપ તે સાક્ષાત અનુભવ કરે તેજ જાણે, એ તો ધર્મિ સંબંધને ઠેકાણે, એમ નાયકાના અંગને વિષે પાંચ સ્વરૂપ ભેદ છે. એક જ નાયકા અને એ પ્રકારે પાંચ સ્વરૂપ ભેદ દેખીયે છીએ, તો ઇશ્વરને વિષે દેખીયે તેમાં શું આશ્ચર્ય છે ?

પ્રવાહી અને મર્યાદી એ બે સ્વરૂપ તે પ્રભુજીએ પ્રકટ શાસ્ત્ર શાખાયે રાખ્યાં છે. અને પુષ્ટિ સ્વરૂપ અને પુષ્ટપુષ્ટિ સ્વરૂપ તે અધિકાર પ્રમાણે ભગવદીય વિષે ગુપ્ત રાખ્યાં છે. શા માટે જે વસ્તુ સ્વરૂપ બલ એવું છે કે પોતા પાસે ગુપ્ત રહે નહિ, પ્રકટ થઈ જાય છે. જે પીયે છે, તે જાણે છે કે ગુપ્ત છે, અગમ છે, તેણે પીધું છે. પણ ત્યાં લગી ઉત્તમ જલની ગત્ય નથી, એ પ્રકાર પ્રીછજો એ સર્વે વિચાર સાધ્ય છે. શ્રીમહાપ્રભુજીની નિજકૃપા હોય ત્યારે જ એ પ્રકાર કહ્યા તે ચિત્તને વિષે રહે. નહિતો ન રહે.

- (ભગવદીયને વિષે પુષ્ટિ અને પુષ્ટપુષ્ટિ સ્વરૂપ ગુપ્ત કેમ રાખ્યાં છે તો) જેમ ઉદારના હાથમાં દ્રવ્ય રહે નહિ, તેમ પરમ ઉદાર રાય પ્રભુ પાસે સ્વરૂપ રહે નહિ. પ્રવાહી ભક્ત પ્રવાહીમાંહે મન ઘાલે અને જુએ તો આગળ મર્યાદા સ્વરૂપ દૃષ્ટિએ પડે. અને મર્યાદી ભક્ત મર્યાદા સ્વરૂપમાં મન ઘાલે તો આગળ પુષ્ટિ સ્વરૂપ દૃષ્ટિએ પડે. અને પ્રભુની અતિ ગોપનીય ચીજ છે તે માટે પુષ્ટિ સ્વરૂપ ભગવદીયને વિષે ગુપ્ત રાખે છે. જે પ્રવાહી મર્યાદી ભકત છે, તે ઇશ્વર જાણીને વસ્તુ વિચાર કરે, ત્યારે પુષ્ટિ સ્વરૂપ જો પ્રકટ રાખે તો તે દૃષ્ટિએ પડી જાય. જે લોભી ભગવદીય કહ્યા તેને કોઇ ઇશ્વર કરી જાણે નહિ, અને કોઇ ખોલી પણ જુએ નહિ, માટે ઉપાધિ રહિત સર્વાત્મના ભાવે એવા ભગવદીયનો સંગ કરે, ત્યારે પ્રભુ તેની વસ્તુ સંબંધી ખરી આર્તિ જાણીને નિજ સ્વરૂપ સંબંધી કૃપાએ તે સામું જુએ, અને ભગવદીય દ્વારા નિજ રસાત્મક સ્વરૂપનો અનુભવ કરાવે, પણ એ વાત ઘણી જ દુર્પ્રાપ્ય છે એ સ્વરૂપ હાથ આવવું ઘણું જ કઠણ છે. યદ્યપિ નિકટ રહીએ પણ સંબંધ ઘણો કઠણ છે. જેમ સોકટાં રમે છે, ત્યારે ખેલવાના જે પાસા હોય છે, તેણે જો કે ખેલે છે, પાસા પોતાના હાથમાં ધર્યા છે, પણ પાસા કોઇને વશ નહિ. ન જાણીયે કોની ઉપર ઢળશે, તેમ અહિં જાણીને પ્રીછજો. એમ શ્રીમુખે શ્રીમહાપ્રભુજીએ કહ્યું હતું તે માટે એ ચિત્તશું વિચારીને પ્રીછજો.

અને વળી-શ્રીમુખે કહે છે જે જીવ આશાનો દાસ છે, તે સર્વ જગતનો દાસ છે, અને જેણે આશા દાસી કરી છે, તેને સર્વ જગત દાસ છે. અને આશા ત્યારે છુટે કે

---

૧. શાપાનુગ્રહ એટલે શાપ આપવામાં અને આશીર્વાદ કે વરદાન આપવાના સામર્થ્યવાળી.

જ્યારે શ્રી મહાપ્રભુજી કૃપાદૃષ્ટિએ જુઓ. એમ કહે છે કે જે વૃક્ષ વાવ્યું છે, અને નાનું છે, મૂળ ઉંડાં ગયાં નથી, તે વૃક્ષ પરાયા સિંચનની આશા કરે છે, કોઈ સિંચે તો જીવે, નહિ તો સુકાઇ જાય, પણ જ્યારે મૂળ ઉંડા જાય છે, ત્યારે પાતાળને વિષે સહજ જળ હોય છે, તેશું સંબંધ થાય છે, ત્યાંરે પરાઈ આશા છુટે. તે વૃક્ષ સરોવરનું જળ પીએ, નહિ. જો સરોવરમાં ઉગ્યું હોય તોય જે અવિનાશી જળ પાતાળને વિષે છે, તેજ પીયે, જો કે સરોવરને વિષે છે, પણ પૃથ્વીપરનું જળ પીએ નહિ. તેનું કારણ કહે છે, જો કે સરોવર ભર્યું છે, પણ તેની ગત્ય પાતાળ વિષે નથી. વૃક્ષ જળ પીએ છે તે અગત્ય છે, તેથી પીએ છે, પણ ત્યાં લગી કૃત્રિમ જળની ગત્ય નથી, એ પ્રકાર પ્રીછજો. એ સર્વ વિચાર સાધ્ય છે. શ્રીમહાપ્રભુજીની નિજકૃપા હોય, ત્યારેજ એ પ્રકાર ચિત્તને વિષે કંઈક રહે, નહિ તો ન રહે. હવે સમાપ્ત કરે છે મહાવદાસજી કહે છે, શ્રીમહાપ્રભુજીની ઘણી કૃપા હોય તો કહેલું હૈયે આવે, અને રહે દિવસ તથા રાત્રિ સ્થિર થઈને રહે.

વિવેચન—આ વચનામૃતો બહુ જ ઉચ્ચ ભગવદીયો માટે છે. સામાન્ય વૈષ્ણવનાં હ્રદયમાં તો આ વાત ઉતરવી પણ કઠણ છે. ને સમજવી પણ દુર્લભ છે. કેવળ શુદ્ધાદ્વૈત દૃષ્ટિવાળું હ્રદય આ વસ્તુ સમજી શકે, વળી આવું રસાત્મક પ્રભુનું સ્વરૂપ જેના હ્રદયમાં બિરાજમાન હોય છે; તે ભગવદીયોની દશા જ લોકોત્તર હોય છે. લૌકિક વહેવારમાં તેમની કુશળતા નથી હોતી, છતાં તેમનો સ્વાભાવિક પ્રેમ સર્વને નમાવે છે. જેટલે અંશે પોતાના પરિચિત ભગવદીયમાં પ્રેમ ઠેએ છે, તેટલે અંશે તે ભગવદીયમાં દૃષ્ટિદ્વારા, કૃપાદ્વારા અને વાણીદ્વારા તે રસસિંચન કરે છે. તેવા ભગવદીયની દૃષ્ટિ એટલી બધી સૂક્ષ્મ પરીક્ષક હોય છે, કે મોઢા પરના તેજપરથી વાણીપરથી ચાલવા પરથી તથા સામગ્રી તથા સેવાની રીત પરથી ભગવદીયની સ્થિતિ પારખી જાય છે. વળી ઉપરની વસ્તુઓ પરથી ભગવદીયની લીલાના સ્વરૂપનું જ્ઞાન પણ તેને થાય છે, આવા ભગવદીયના સંગમાં સદાજ રસ હોય છે, કદી પણ કોઈ રીતે રસાભાસ નથી થતો. રસાભાસ ન થવાનું કારણ એ છે કે તેવા ભગવદીયમાં અનહદ દીનતા હોય છે. વિરહ એના અંગ અંગમાં ભરેલો હોય છે. તે ગુણનો પૂજકજ નથી હોતો, પણ સ્વરૂપનો પૂજક હોય છે, એટલે તદ્દન નિર્ગુણ હોય છે. તેનામાં પ્રભુ સિવાય બીજો સ્વાર્થ નથી હોતો, બીજાને આનંદ કેમ આપવો એજ તેના જીવનનું ધ્યેય હોય છે. હજારોનાં અલૌકિક કલ્યાણ આવા ભગવદીયના હાથે થાય છે, શ્રીવલ્લભકુળપર તેની પૂર્ણ પ્રીતિ હોય છે. શ્રીગોસ્વામિ બાળકનાં દર્શન કરતાં શ્રીમહાપ્રભુજી યાદ આવતાં તેનું હ્રદય તરતજ દ્રવી જાય છે. માહાત્મ્ય તેને નથી ગમતું. તેને પ્રતિષ્ઠા નથી ગમતી. અરે પ્રતિષ્ઠાને કે માહાત્મ્યને તે જાણતોજ નથી. આ વસ્તુઓ તેને તુચ્છ લાગે છે છતાં જો તે તેને પ્રાપ્ત થયાં હોય તો પણ તે પ્રભુનાંજ સમજે છે. તે એમજ સમજે છે કે હું તો તુચ્છ છું. શ્રીમહાપ્રભુના સંબંધેજ આ સર્વ મારાપર પ્રેમ રાખે છે. આ બધું જે આનંદાત્મક લાગે છે તે શ્રીમહાપ્રભુજીનાજ સંબંધે છે. આંતરિક રીતે તેની દશા નિત્ય અનુભવી હોય છે. અને તેની પોતાની દૃષ્ટિએ અને હ્રદયના ભાવે સર્વ વસ્તુ અને બનાવો તેની આજુબાજુ બન્યા કરે છે. એવા ભગવદીયની દશા પણ આવેશી હોય છે. સદાજ સદા ભગવદ્રસનો આવેશ તેનામાં રહે છે. અંગેઅંગમાં આનંદની ખિલાવટ રહે છે. લૌકિકને સમજતોજ નથી; અને લૌકિકમાં

પણ અલૌકિક અનુભવે છે. આમ લૌકિકમાં પણ અલૌકિક અનુભવનું કારણ એ છે કે તેની દષ્ટિજ સદા અલૌકિક હોવાથી તેને સર્વત્ર ભગવલ્લીલા અથવા પ્રભુ સિવાય અન્ય દેખાતું નથી. એક દાખલો સમજીએ તો વસ્તુ સ્પષ્ટ સમજાઇ જશે. ભાવના સામાન્ય રીતે બે પ્રકાર છે. એક પ્રેમભાવ અને બીજો વેર ભાવ. પ્રિયપર ભાવ તે પ્રેમ ભાવ અને વિરોધી કે દુશ્મન પર ભાવ તે વેરભાવ કહેવાય છે. પ્રેમભાવ અને વેરભાવ એ બેઉ અનહદ હોય તો તે જેનાપર હોય તેના સ્વરૂપમાં તલ્લીન કરે છે ને દૃષ્ટિ તેની બનાવી દે છે. રાવણમાં અને કંસમાં શ્રીરામ અને શ્રીકૃષ્ણ પ્રત્યે અનુક્રમે અનહદ વેરભાવ હતો. આ વેરભાવે તેમને એવા તો તદ્રૂપ બનાવી દીધા કે વેરભાવે તેમની નજર શ્રીરામમય અને શ્રીકૃષ્ણમય થઇ ગઇ, આથી મૃત્યુ અથયે રાવણને સર્વત્ર શ્રીરામ શ્રીરામ દેખાયા કંસને સર્વત્ર શ્રીકૃષ્ણ શ્રીકૃષ્ણજ દેખાયા. રાક્ષસો પણ રાવણ કંસને ભગવાન દેખાયા, કારણ કે વેરભાવે તેમની દષ્ટિમાં શ્રીભગવાનનાં સ્વરૂપ બિરાજી ગયાં આમજ જ્યારે પ્રેમભાવે ભકત પ્રભુમાં તદ્રૂપ થાય છે, ત્યારે તેની દષ્ટિમાં પ્રભુ બિરાજી જાય છે અને પ્રભુ બિરાજી જાય એટલે તેને સર્વત્ર પ્રભુનાજ અનુભવ થાય. દષ્ટિમાં પ્રભુ સિવાય અન્ય નથી રહેતું. જેમ રાક્ષસો એ સાક્ષાત પ્રભુ નથી છતાં દષ્ટિમાં વેરભાવે પ્રભુ બેસવાથી રાવણ કંસને તે પ્રભુરૂપ દેખાય છે, તેમ ભકતને વિશ્વ સામાન્ય દષ્ટિએ સાક્ષાત પ્રભુરૂપ હ હોવા છતાં દષ્ટિમાં પ્રેમભાવે પ્રભુ બિરાજવાથી બધું પ્રભુરૂપ અનુભવાય છે. આવાજ કારણથી ઉચ્ચ દશાના ભકતો પોતાની આજુબાજુ બનતા બનાવોથી ખેદ કે હર્ષ નથી પામતા. વળી આવા ભકતો ન્યાયાન્યાયમાં પણ નથી ઉતરતા. કારણ કે ન્યાયાન્યાયી બનાવનુ આધિદૈવિક કે અધ્યાત્મિક કારણ જાણતો હોવાથી તેને સર્વત્ર ન્યાયજ જણાય છે. સર્વત્ર ઈશ્વરનો અનુભવ થયા પછી કઈ જગાએ તેને અન્યાય જણાય? વિધિ નિષેધના ઝઘડા પણ તેને નથી ગમતા. વાદવિવાદાદિક તેને તુચ્છ અથવા વિતંડાવાદ લાગે છે. અનુભવીને વાદવિવાદમાં કે શંકામાં રસ હોયજ નહિ. પ્રભુ સાર્વત્રિક અનુભવમાં ઉતર્યા પછી તેને વાદવિવાદમાંથી કઈ વસ્તુ કાઢવાની કે પ્રાપ્ત કરવાની હોય છે કે જેથી તે વાદવિવાદમાં ઉતરે? આમ છતાં કોઇ દીનભાવે વિનતિ કરે કે જિજ્ઞાસુ થઈ આદરથી પૂછે તો પોતાના અનુભવ પ્રમાણે અને જિજ્ઞાસુની યોગ્યતા પ્રમાણે જવાબ આપે છે. પ્રશ્નપૂછનારના વાણીના સ્વરૂપ પરથી તે પૂછનારનું હાર્દ સમજે છે, અને જો કોઇ વિતંડાવાદ કે મશ્કરી પૂર્વક પૂછે, તો તેને પણ તેવોજ જવાબ આપે કે ચુપ થઇ ચાલતો થાય.

આવા રસાત્મક સ્વરૂપને સ્વાધીન કરનારની વિશેષ દશા એ હોય છે કે તે સર્વત્ર પ્રભુનો અનુભવ કરતો હોવા છતાં પોતાના જેવા કે પોતાના પૂર્વેના સંબંધી તરફ તે અનહદ ઢળેલો રહે છે. તેને પોતાના પ્રિયના પ્રકટ અને સાક્ષાત સંબંધવાળી વસ્તુ અતિશય પ્રિય લાગે છે. આથી આવો ભક્ત માત્ર તિલકમાળા જોઇનેજ તેને પ્રભુનો લાડીલો સમજી તેનો આદર કરે છે વ્યવહારદશા વાળા પણ આવા અનુભવ સુધી પહોચવાની ઇચ્છાવાળા તેવાજ વર્તનવાળા હોય છે જેમકે વૈષ્ણવ રાજા પરમભક્ત હોઈ તે જેને તિલક દેખે તેને પગે લાગે, એ વાત અપણે બસોબાવન વૈષ્ણવની ચોરાસીમાં જોઈએ છીએ યુવકવર્ગ તેમાં મશ્કરી સમજે છે. ને તેથી રાજા સમે તિલક કરાવી ગધેડું ખડું કરે છે- રાજા તિલક જોઇ ગધેડાને ભેટે છે. સામાન્ય જનસમૂહ તેથી હસે છે, પણ ગધેડાને ભેટતાં દરશે શ્રીનાથજી તેને ભેટે છે, આ વસ્તુ કોઇ જાણતું નથી.

ઉતરતાં માત્ર પ્રભુની સેવા ટેલ કરવી જોઇએ. સ્વરૂપાસકત થયા વિના વસ્તુ જડવી મુસ્કેલ છે આથીજ પુષ્ટિમાર્ગ શિક્ષાનો માર્ગ નથી પણ સેવાનો માર્ગ છે શિક્ષાને આચારમાં ઉતારવી એ સેવા છે. જિંદગીભર શિક્ષા લીધા કરવી તો તેનો અનુભવ કયારે લેવો ? પ્રભુની પાસે હુંતો એટલીજ યાચના કરૂં છું કે ભગવદીયોપર મારો સહાજ બન્યો બનાયો ભાવ રહે અને સર્વની મારા પર દયા વરસે. આવા ભકતોનાં સાનિધ્યમાં પ્રભુ રાખે એજ હું પ્રભુની દયા સમજુ છું. દીનકિંકર.

## શ્રી ગોકુલેવશ વચન સુધા.

એક વાર આપ શ્રી બિરાજમાન હતા, ત્યારે આપશ્રીએ શ્રીમુખે આજ્ઞા કરી કે ગર્ભાધાન સમયે સ્ત્રી જેનું મોં પ્રથમ જુએ તેના ગુણ અને કંઇક રૂપ તે બાલકમાં ઉતરે છે, માટે તેવે વખતે પ્રભુ સિવાય બીજાનું મુખ ન જોવાય તેવી સાવચેતી રાખવી જોઇએ. આપશ્રીએ કહ્યું કે એક મોટો પંડિત હતો, તે પોતાના ગૃહવ્યવહારમાં ખૂબ સાવચેતી રાખતો. સર્વ શાસ્ત્ર પારંગત હતો- તેણે પોતાના પ્રથમ પુત્રના ગર્ભાધાન સમયે સ્ત્રીને કહ્યું કે તારે આજે સવારમાં ઉઠતાં તરતજ મારૂં મુખ જોવું. હું વહેલો જળાશય પર સ્નાન સંધ્યાદિક કરવા જાઉં છું, માટે આવતા સુધી તારે બારણું ખોલવું નહિ. પંડિતજીની સ્ત્રીએ તે વાત કબુલ કરી, પણ એવું બન્યુ કે પંડિતજી વહેલા ઉઠી બહાર ગયા, ત્યારબાદ વહેલા અંધારામાં પડિતજીને તેલની જરૂર હોવાથી આગલે દિવસે કહેવા પ્રમાણે ઘાંચી તેલ આપવા આવ્યો, પંડિતનાં પત્નીને હાકમારી એટલે તેલી પાછો જાય તે ઠીક નહિ એમ ધારી તેણે બારણું ઉઘાડયુ, એટલે પ્રથમ તેલ પીલનાર ઘાંચીનું મોં જોયું. પંડિતજી સ્નાન સધ્યાદિકથી પરવારીને આવ્યા ને આ વાત જાણી ત્યારે ઘણો ખેદ થયો, કારણ કે તેલ પીલનારનું મોં જોવાથી બાળકમાં તેલીના ગુણ પણ આવે.

બીજા પુત્રના ગર્ભાધાન વખતે સ્ત્રીને ખૂબ સાવચેતી રાખવાની સૂચના આપી. પોતે સ્નાન સંધ્યાદિક કરી ઘેર આવે ત્યારે એવું ધર્મવૃત્ત મુખ જુએ તો બાલક ધર્મશીલ થાય એવો પંડિતનો આશય હતો. તે વખતે સવારમાં અંધારામાં વહેલા પડિતજી સ્નાન સંધ્યાદિક કરવા બહાર ગયા, અને તેમના આવતા પહેલાં કોઇ દરજીને બંડી વગેરે વસ્ત્રોનું દાન કરવાનું હોવાથી તે સવારમા પંડિતજીને ત્યાં આવ્યો, ને હાક મારી, બંડી વગેરે વસ્ત્રો આપવાની વાત કરી. પડિતજીનાં સ્ત્રી લલચાયાં ને દ્વાર ખોલ્યુ. ને તેથી પ્રથમ તે દરજીનુ મોં જોવાયું. પડિતજી આવ્યા અને વાત જાણી ત્યારે ઘણો ખેદ થયો, અને સ્ત્રીને ઘણો ઠપકો આપ્યો.

ત્રીજા પુત્રના ગર્ભાધાન વખતે પણ આવી સાવચેતી રાખવાની સૂચના કરી પંડિતજી નિત્યકર્મ માટે બહાર ગયા, તે દિવસે અધારામાં એક મોચી પગરખાનું દાન કરવા માટે આવ્યો, ને પંડિતજીને હાક મારી. પડિતજી તો સ્નાનાદિક માટે ગએલા એટલે પંડિતજીનાં સ્ત્રીએ ભૂલી જવાને લીધે બારણું ખોલ્યું, આથી પ્રથમ મોચીનું મો જોવાઈ ગયું આ સ્થિતિ પંડિતજીએ આવતાં જાણી લીધી, પોતાને ઘણો અફસોસ થયો પણ સ્ત્રીએ મન વળાવ્યું, કે તમે વહેમી છો, બાળકો તો એક બહુ ડાહ્યાં છે. આ વાત પંડિતે મનમાં રાખી. ચોથા બાળકના ગર્ભાધાન સમયે પંડિતજીનું મોં જોવાયુ તેથી બાળક પંડિત જેવો બન્યો. છેવટે ચારેયે બાળકો મોટી ઉંમરનાં થયાં. પંડિતજીનાં સ્ત્રી વૃદ્ધ થયાં, ત્યારે પંડિતજીને તેમની સ્ત્રીને ગર્ભાધાન સમયે મોં જોયાની

અસરનું પરિણામ બતાવવનો વિચાર થયો. એક વાર ચારે દીકરા તથા પંડિતજી ને તેમની સ્ત્રી બેઠાં છે. સમય જોઇ પંડિતજીએ સ્ત્રીને ગુનો કાઢી બે તમાચા માર્યા, એટલે મોટા દીકરાએ કહ્યું કે ખબરદાર, મારી માને કેમ મારો છો? જો હવેથી હાથ અડકાડશો, તો ઘાણીમાં ઘાલી પીલી દઇશ. બીજે છોકરે કહ્યું કે જો મારી માને મારશો વા લઢશો તો સોયવડે મોં સીવી લઇશ, ત્રીજાએ કહ્યું કે જો મારી માને મારશો તો ચામડામાં ઘાલીને સીવી લઇશ, અથવા જુતા વડે માથું ભાંગીશ. ચોથાએ કહ્યું કે ભાઈ તે બેઉ પતિપત્ની છે, તેમનામાં આપણે બોલવાનું શું પ્રયોજન? આપણે તો બેઉ સમાન છે. આ બધું થઈ રહ્યા પછી, ઝઘડો હોલવાયો, એટલે પંડિતજીએ તેમનાં પત્નીને એકાંતે કહ્યું કે જુઓ, ગર્ભાધાન સમયે મોં જોયાની અસર જોઇ? પ્રથમના પુત્રના ગર્ભાધાન સમયે સવારમાં પ્રથમ તમે ઘાંચીનું મોં જોયું, આથી તે છોકરે આજે મને કહ્યું કે તમને તેલની ઘાણીમાં પીલે તેમ પીલી નાખીશ. બીજાના સમયે સવારમાં પ્રથમ દરજીનું મોં જોયું, માટે તેણે મોં સીવી લઇશ એવો જવાબ આપ્યો. ત્રીજાના સમયે તમે મોચીનું મોં જોયું તેથી તેણે મોચીના ગુણ પ્રમાણે જવાબ આપ્યો, ચોથાના સમયે તમે પ્રથમ મારૂં મોં જોયું આથી તેણે તેવો જવાબ આપ્યો? આ સાંભળી સ્ત્રી શાંત થઈ, ગઈ અને મોં જોયાની અસર થાય છે તે વાત સાચી માની. માટે ગર્ભાધાન સમયે જો સ્ત્રી પ્રથમ શ્રી ઠાકોરજીનું મુખકમળ જુએ તો બાળક દૈવી જન્મે, માટે વૈષ્ણવોએ હંમેશા ઉઠતાં પ્રથમ પ્રભુનાજ મુખકમળનાં દર્શન કરવાં જોઇએ.

**વિવેચન**—આ વચનામૃત તદ્દન સત્ય છે ગુણ તો ગુણ પણ ઘણીવાર રૂપ પણ તેવું જ હોય છે. ગર્ભાધાન સમયે તો ખાસ પણ જો ગર્ભવંતી સ્ત્રી પ્રભુનાં લીલા-ચરિત્રોનાં ચિત્ર જોયા કરે તો બાળક પરમ ભક્ત જન્મે. આવા જ હેતુથી આપણા લોકો ભીંતો પર પણ રામ, લક્ષ્મણ શ્રી જાનકીજી શ્રીહનૂમાનજી તથા શ્રી ઠાકોરજીનાં મુરલીધારી તથા અર્જુનનો રથ હાંકતા તથા શ્રી ગોપીજનમાં રાસ રમતા પ્રભુનાં ચિત્રજી ચિત્રાવે છે છે. ચિત્ર દર્શનથી પોતાના હૃદયનાં સૌન્દર્ય પણ વધે છે, ને ગર્ભ પર પણ સંસ્કાર પડે છે. આંખ રૂપ કેમેરા વડે જેવું રૂપ દેખાય તેવો ફોટો હૃદયમાં પડે છે, તેમ ગર્ભાશયમાં બાળક પર પણ પડે છે. માતાના વિચારોની પણ અસર બાળક પર થાય છે. માટે ગર્ભવતી સ્ત્રીએ પ્રભુનાં ચરિત્રો સાંભળવાં કે જેથી બાળકો દૈવી થાય.

વળી સ્ત્રીને ગર્ભ સમયે બીલકુલ દાબમાં ન રાખવી, જો બહુ દાબ રાખવામાં આવે તો બાળક નમાલુ બાયલા જેવું જન્મે છે. સ્ત્રીને સ્વતંત્ર વિચારે રાખવાથી બાળક શૂરાતનવાળું થાય છે. મહાભારત અને રામાયણનો અભ્યાસ વા વાચન રાખવાથી બાળક મહા શૂરાતનવાળું અને ભક્તિમાન તથા ધર્મશીલ જીવન ગાળનાર થાય છે. શ્રી ભાગવતજી તેમજ ધોળ કીર્તનાદિકમાં સદા મન રાખવાથી વા તેના મનનથી બાળક સાત્વિક દેવ જેવું બને છે, આપણે ગર્ભ સમયે જરા પણ તેવી દરકાર નથી રાખતા, તેના પરિણામે આપણી પ્રજા ધર્મ તરફ બેદરકાર, નમાલી, બીકણ, નૂર વગરની જન્મે છે, મરદાઇ નથી આવતી. આપણે ત્યાં માત્ર દીકરો જન્મશે કે દીકરી જન્મશે એના સિવાય બીજા વિચારને સ્થાન જ નથી હોતું. એક વૃક્ષ વાવ્યા પછી તેને ઉછેરવા જેટલી સાવચેતી રખાય તેટલી સાવચેતી પણ ગર્ભાધાન સમયે કે તે પછી નથી રખાતી. આવાં નમાલાં બાળકનું મૂળ સ્ત્રીઓની પરતંત્રતા હોય એમ મને તો લાગે છે. શાસ્ત્રકારો તો કહે છે કે गर्भिणीच्छादोहदम् ગર્ભિણી સ્ત્રીની ઇચ્છાપૂર્ણ કરવી જોઇએ. જો ગર્ભિણી સ્ત્રીની સર્વ ઇચ્છા પ્રેમસહિત પૂર્ણ કરવામાં આવે બાળક સ્નેહી અને રસિક તથા ધર્મવાન અને શૂરવીર જન્મે છે —

# पुस्तक परिचय.

[illegible]જીવન—આ ગ્રંથ ડભોઈવાળા સ્વ. ભાઈ નારણદાસ પરમાનંદદાસે હમણાંજ પ્રકટ કર્યો છે. ભાઈ નારણદાસને જાણે દયારામભાઈનું કાવ્ય સાહિત્ય તથા તેમના સંબંધીનું અન્ય સાહિત્ય સારા સ્વરૂપમાં પ્રકટ કરવાજ ડભોઈમાં જન્મ આપ્યો હોય એમ લાગે છે. દયારામભાઈ સંબંધી ગ્રંથો તૈયાર કરવામાં ને પ્રકટ કરવામાં એમનો પરિશ્રમ જોયો હોય તો એમને શાને ઉંઘ પણ આવતી હશે કે કેમ એવીજ શંકા રહે છે.' આ ગ્રંથ પ્રકટ કરીને દયારામભાઈના સંબંધમાં શોધખોળ કરીને તૈયાર કરેલા જુદા જુદા વિદ્વાન લેખકોના અભિપ્રાયો નિખાલસ રીતે જનસમૂહ આગળ મૂક્યા છે. સંપ્રદાયનાજ નહિ પણ સંપ્રદાયની બહારના લેખકોના અભિપ્રાયો અને લખાણ આ ગ્રંથમાં છે. મહાનુભાવી મનમોહનદાસભાઇ, પ્રોફેસર જેઠાલાલભાઈ, શાસ્ત્રીજી વસંતરામભાઇ ઇત્યાદિનાં મનનશીલ લખાણો ઉપરાંત નર્મદાશંકર દેવશંકર મહેતા જેવા બહારના વિદ્વાનોનાં પણ તટસ્થ અવલોકનના લખાણો વારવાર વાંચવા જેવાં છે રોયલ ૧૬ પેજી ચારસો પેજના ગ્રંથના રૂ. ૨) ન્યોછાવર છે. ચિત્રો પણ સારા પ્રમાણમાં છે. પુસ્તક મળવાનું ઠેકાણું—નારણદાસ પરમાનંદદાસ માધવબાગ પાસે પાંજરાપોળની ગલી મુંબઇ. અને અન્ય [illegible] બુકસેલરો પાસેથી તેમજ શુદ્ધાદ્વૈત કાર્યાલયમાંથી પણ મળી શકશે.

**રઘુરસિયાંના રાસ**—(કીંમત ૪ આના) લેખક અને પ્રકાશક-મૂળજીભાઇ પીતાંબરદાસ શાહ. મોટા બાજવાડા વડોદરા. અસહકારના ગીત આમાં આપવામાં આવ્યા છે. રાગો [illegible] છે. ઇશ્વરને ભૂલીને નર્યાં આવા ગીત ગાઇશું એથી આપણું શું વળવાનું છે? પ્રથમ મંગળાચરણમાં પણ પ્રભુનું ભજન [illegible]

**ગો. ચિ. શ્રીદ્વારિકેશલાલજી મહોદયનો જન્મ દિવસ**—(૧) સુદામાપુરી સ્થ. ગો. શ્રી. ૧૦૮ શ્રીઘનશ્યામલાલજી મહારાજશ્રીના દ્વિતીય કુમાર ગો. ચિ. શ્રીદ્વારિકેશલાલજી મહોદયનો ચૈત્ર વદિ ૧ ને શુક્રવારે જન્મ દિવસ હોવાથી તે દિવસે વૈષ્ણવ સમાજમાં અત્યંત આનંદ જણાતો હતો પ્રાતઃકાલે શ્રીમદનમોહનજી પારણામાં ઝુલ્યા હતા. રાજભોગમાં શ્રીકુસુમમંડલીમાં બિરાજ્યા હતા અને ત્યારબાદ ગો. ચિ. શ્રીદ્વારિકેશલાલજીએ માર્કન્ડેય પૂજા કરી હતી. તે શુક્લજીએ વૈદિક વિધિ પ્રમાણે કરાવી હતી. તે સમયની સભામાં ગો. ચિ. શ્રીપુરૂષોત્તમલાલજી મહોદય ઉપરાંત પં. શ્રીધરજી, શાસ્ત્રી ઉદ્ધવ શર્મા વિગેરે વિદ્વાનોએ સારા પ્રમાણમાં હાજરી આપી હતી રાતના ૯ કલાકે મુંબાઇના સુપ્રસિદ્ધ મુખીયાજી તુલજારામ ભાઈ તથા અત્રેના મંદિરના કીર્તનીયાજી કરશનદાસ, શાસ્ત્રી ધનેશ્વરજી પ્રભૃતિએ સમાજમાં સુસ્વરે વધાઇ ગાયા બાદ મોડી રાત્રે સૌ સૌને સ્થાને ગયા હતા શ્રીમાન્ બાવા સાહેબે એકત્રીસમા વર્ષમાં પ્રવેશ કર્યો છે.

(૨)—મુંબાઇના શ્રીલાલબાવાના મંદિરવાળા ગો. ચિ. શ્રી ૬ શ્રીવલ્લભલાલજી મહોદય હમણા છ માસથી પોરબંદર પધાર્યા છે. આપશ્રી અત્રે પધાર્યા ત્યારથી જનતાને અવાર નવાર સામ્પ્રદાયિક સિદ્ધાન્તદ્વારા સદુપદેશ આપીને કૃતાર્થ કરી રહ્યા છે. વળી વિશેષમાં આપશ્રીના અધ્યક્ષત્વ નીચે ચાલતી વૈષ્ણવ છાત્ર પરિષદ્‌ની પ્રતિસપ્તાહે (પ્રતિપદા અને અષ્ટમીની) રાત્રિના સભા ભરી ધાર્મિક સિદ્ધાન્ત સર્યા વિવેચનો કરે છે અને પ્રતિદિન સાંજના ૬ થી ૭ સુધી શ્રીમદાચાર્યચરણ પ્રણીત ષોડશ ગ્રન્થની ટીકાઓ ઉપર પ્રવચન કરી ધર્માનુરાગી વૈષ્ણવોને અત્યંત આનંદ આપી રહ્યા છે. તેવીજ રીતે તેઓશ્રીના પિતૃચરણ ગો. શ્રી૬ શ્રીરણછોડલાલજી મહારાજ તથા રાજનગરસ્થ ગો. ચિ. શ્રી૬ શ્રીરણછોડલાલજી મહોદય કાઠીઆવાડમાં સામ્પ્રદાયિક સિદ્ધાન્ત પ્રચારાર્થે પર્યટન કરી વૈષ્ણવી જનતાને આનંદિત કરી રહેલા છે.

(૩) ગો. ચિ. શ્રી૬ વ્રજનાથલાલજી મહારાજ મુંબાઈ હોલીોત્સવ કરી કીશનગઢ ગો. શ્રીપુરૂષોત્તમલાલજી મહોદયના લગ્ન પ્રસ્તાવ ઉપર પધાર્યા હતા. ત્યાંથી આપશ્રી જોધપુર પધાર્યા છે અને આપશ્રી સામ્પ્રદાયિક સિદ્ધાન્ત પ્રચારાર્થ મરૂદેશમાં પર્યટન કરે છે.

**કાશીમાં ઉજવાયલો મહોત્સવ**—અત્રેના 'શ્રીકૃષ્ણચરણાનુરાગી મંડળ' તરફથી શ્રીમદ્વલ્લભાધીશ્વરના પ્રાદુર્ભાવ મહોત્સવ નિમિત્તે સોમવાર તા. ૧૩ મી એપ્રીલની સાંજના ૭ કલાકે એક જાહેર સભા અત્રેની મોટી હવેલીમાં મળી હતી. તે સમયે અત્રેના ધર્માનુરાગી વૈષ્ણવ સ્ત્રી પુરૂષોએ સારા પ્રમાણમાં હાજરી આપી હતી. નિયત્ સમયે સભાનું કામકાજ જિ. જ. શાહે પ્રારંભિક ઉપક્રમ કરી શરૂ કર્યા બાદ શ્રીમદાચાર્યચરણના ચિત્રજીને તથા મંડળના સંસ્થાપક ગો. ચિ. શ્રી ૬ શ્રીપુરૂષોત્તમલાલજી મહોદયનાં ચિત્રજીને માળા ધરાવ્યા બાદ શ્રીપરાગકુલ્ય "વિશ્વ ભરમેં પુંજ ભક્તિ પ્રકાશક ફેલાઈયા" એ કાવ્ય સંગીતમાં ગાયું હતું.

ત્યારબાદ શ્રીયુત ગિરિધરલાલ જ. શાહે, શ્રીમદ્વલ્લભાચાર્યજીના જીવન ચરિત્ર ઉપર ઐતિહાસિક દૃષ્ટિએ વિસ્તૃત વિવેચન કર્યા બાદ 'સજની રજની સોહે આજ અતિ રળીયામણી રે' એ ગરબી ગાવામાં આવી હતી. ત્યારપછી "પ્રકટ ભઇ હે મારગરીત દિખાઇ" એ વધાઇ ગવાયા બાદ શ્રીગોવર્ધનનાથજીકી જય, શ્રીમદાચાર્ય ચરણકી જય વિગેરે જયઘોષ વચ્ચે રાતના ૭–૩૦ કલાકે પ્રસાદ વહેંચાયા બાદ સભા વિસર્જન થઇ હતી.

## નમ્ર સૂચના.

કેટલાક ભાઇઓ ત્રણ આનાનું પુસ્તક મંગાવવું હોય તો પણ વી. પી. કરી મોકલવાનું લખે છે. આ ભાઇઓ સમજતા નથી કે ત્રણ આનાનું પુસ્તક મોકલતાં વી. પી. ખર્ચ પાંચ આના આવે તો રૂપીઆ સુધીનાં પુસ્તકો મંગાવવા ટિકીટો બીડવી સારી છે કે જેથી પોસ્ટેજમાં વી. પી. ખર્ચ બચી જાય. પુસ્તકની ન્યોછાવર ઉપરાંત પોસ્ટેજ મોકલવા ચુકવું નહિ. કેટલાક ભાઇઓ માત્ર ન્યોછાવર જ મોકલે છે. તો પોસ્ટેજનું અમારે શું કરવું ? કેટલાક ભાઇઓએ ધોળપદ માટે એક રૂપીઓ બે આના ૧)ના ની ટિકીટો બીડી હોય છે તો ધોળપદનું પોસ્ટેજ ચાર આના આવે છે.

પોસ્ટનું કામ દિવસે દિવસે અઘરૂં થાય છે, મંગાવવાનાં પુસ્તકો તદ્દન ચોકખા અક્ષરે લખવાં કેટલાક પત્રમાં પુસ્તકો મંગાવવાનું લખે છે પણ પોતાનું ઠેકાણું જ લખતાં ભુલી જાય છે. મનીઓર્ડર મોકલતાં હકીકત લખવાની જગાએ મનીઓર્ડર કરનારે પુરેપુરૂં નામ તથા ઠેકાણું લખવું જેથી તે કાપલી અમારી પાસે આવે એટલે ઠેકાણું પણ આવે.

આજ સુધી પોસ્ટના જવાબ વગેરેમા મોડું થયા કર્યું છે ને ગ્રાહક બન્ધુઓએ તે બાબત સહન કર્યું છે. તે બદલ અમો ઉપકાર માનીએ છીએ. હવે અમ એમાથી એક જણ તો હમેશા રાજનગરમા હાજરજ રહેવાના. આથી ગ્રાહક બંધુઓને કશી તકલીફ નહિ પડે. વી, પી. બધુજ દિવસ રાખવાનો પોસ્ટે કાયદો કર્યો છે તેથી હાડમારી ઘણી વધી છે. તો વી. પી. આવે કે તરત વી. પી. સ્વીકારી લેવા તસ્દી લેવી. અથવા કાઇને સ્વીકારી લેવાની સૂચના કરવી. જેથી વી. પી. પાછા ફરવાનો સંભવ ન રહે. પોસ્ટની બાપવારી તથા કાયદાની હાડમારી આવી સસ્થાઓને ખૂબ નડે છે, પણ શુ કરવુ ?

પુષ્ટિમાર્ગીયસ્તોત્ર ગ્રંથો પપ પાડનો ગુટકો મગાવનારે ૪ ચાર આનાની ટિકિટો બીડવી તથા કેટલાક ભાઇઓ કિંમત ઉપરાંત પોસ્ટેજ લેઇ વી. પી. પાછુ વાળે છે. તેમણે જાણવુ જોઈએ કે ટપાલ ખર્ચ ન્યોછાવર પર ચડેજ. ગુજરાતી લિપિના છપાએલા નિત્ય નિયમો માટે પણ ચાર આનાની ટિકિટો બીડવી.

વૈષ્ણવ બંધુઓને વિનંતિ છે કે જેમ જેમ ગ્રાહકો વધશે તેમ તેમ માસિક વધારે ખીલતુ જશે તો દરેક ગ્રાહક બન્ધુને ગ્રાહકો વધારવા તરફ લક્ષ રાખવા વિનતિ છે.

માસિકનું લવાજમ મનીઓર્ડરથી મોકલી આપવાથી અમારી સુગમતા વધે છે વળી મનીઓર્ડરથી મોકલી આપનારના નામ માસિકમા છપાવવામા આવશે માસિકના લવાજમ સાથે પુસ્તકો મગાવવા હોય અને પૈસા વધારે મોકલ્યા હોય તો તેની વિગત મનીઓર્ડરના ફાર્મમા બરાબર લખવી ને સરનામુ બરાબર લખવું જેથી મોકલતા સુગમતા થાય.

**અધિક માસ આષાઢ**—આ વર્ષે પવિત્ર પુરુષોત્તમમાસ આષાઢ માસ છે. તેથી સચિત્ર દળદાર અંક તે પવિત્ર માસનો કાઢવાનો નિર્ણય કર્યો છે તો જુદા જુદા વિદ્વાન અને ભાવુક વૈષ્ણવ બંધુઓને જુદા જુદા ધાર્મિક વિષયો પર લેખો મોકલવાની વિનતિ કરવામા આવે છે. જુદા જુદા પ્રભુના સ્વાદુઓના વિધવિધ સ્વાદવાળા લેખો આવે તો વાચક વૃંદને બહુજ આનંદ પડે.

વૈશાખ માસથી માસિક દરેક માસે પૂર્ણિમા ઉપર મળી જશે. હવે અનિયમિતતા નહિ થાય, અમારી ગ્રાહક વધારવાની માગણી તો ચાલુજ છે. ઘણાક વૈષ્ણવ બધુઓએ અમારા તરફ સહાનુભૂતિ બતાવી ગ્રાહકો નવા કર્યા છે, તેમનો અમે ઉપકાર માનીએ છીએ. જેઓ પાચ ગ્રાહકો નવા કરશે તેમના નામ સાથે સાંપ્રદાયિક લાગણીવાળા તરીકે માસિકમા નોંધ લેવામા આવશે. ગ્રાહક વધારવાની દરેક ગ્રાહક બન્ધુ ફરજ સમજે, એટલુ અમે વિનવીએ છીએ.



## લવાજમની પહોંચ.

જે ગ્રાહક બંધુઓએ ૧૯૮૭-૮૮ નુ લવાજમ મોકલી આપ્યું છે તેમના નામ—

સરદાર બહાદુર પુરુષોત્તમદાસ વિહારીદાસ દેસાઇ, ત્રિભુવનદાસ મથુરેશ બાળ મંડળીના મંત્રી, કેશવલાલ ઘેલાભાઇ, રતિલાલ પોપટલાલ, દામોદર વછરાજ, ઠાકોરદાસ પુરુષોત્તમદાસ; ભગવાનદાસ મોતીચંદ; વલ્લભદાસ પુરુષોત્તમદાસ;-પ્રેમજીવન; ભુસા ભીખાભાઇ દામજી, દોશી કાળીદાસ ખોડીદાસ; દેવચંદ પુરુષોત્તમ; વડનગર જ્ઞાનવર્ધક લાયબ્રેરી; દામોદર દેવકરણ; ગાંધી લક્ષ્મીદાસ સુંદરજી, ઠા. પરમાનંદ સુંદરજી, જમનાદાસ જીવણજી; મેઘજી કેશવજી, વલ્લભદાસદામોદરદાસ.

---

ગઇ સમ ગ્રંથનું શુદ્ધિપત્ર–શુદ્ધિપત્ર પ્રમાણે તરતજ સુધારીને ગ્રંથ વાચશોજી

| પૃષ્ટ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧ | ૨૯ | ગોપ્ય | ગોપ્ય |
| ૫ | ૯ | સથયે | સમયે |
| ૫ | ૧૪ | સાક્ષસો | રાક્ષસો |
| ૫ | ૧૬ | હે | ન |
| ૫ | ૧૯ | અધ્યાત્મિક | આધ્યાત્મિક |
| ૭ | ૭ | ધ્રાગોકુલેવસ | ધીગોકુલેશ |

# સાંપ્રદાયિક ગ્રંથો.

**શુદ્ધાદ્વૈત-ભક્તિમાર્તંડ**—એક કરોડ પુષ્ટિમાર્ગીય વૈષ્ણવોનું આ એકજ અપ્રતિમ માસિક વ્રજ હીન્દી તથા ગુજરાતી ભાષામા પ્રકટ થાય છે. ઉત્તમોત્તમ આકર્ષક રંગીન લીલાત્મક ચિત્રો, સાંપ્રદાયિક ગ્રંથો, ભાવના, પ્રાચીન કીર્તનો, ભાષા ગ્રંથો, સામયિક લેખો, વિરોધીઓને સચોટ જવાબ આદિથી ભરપૂર માસિક છે. વર્ષે દહાડે માત્ર બે રૂપીઆ.

૧. **શ્રીસર્વોત્તમસ્તોત્ર**—અઢીસો પાના, અનેક ચિત્રો, એક એક નામપર એક એક કીર્તન, નામાવલિ, ધોળ અને શ્રીગોકુલનાથજી અને શ્રીરઘુનાથજી તથા શ્રીગોપેશજીની સંસ્કૃત ટીકાઓનો સવિસ્તર અનુવાદ, છતા મૂલ્ય અઢી આના, ટ. ખ. દોઢ આનો.

૨. **પુષ્ટિમાર્ગનો ઇતિહાસ**—શ્રીમહાપ્રભુજી, શ્રીગુસાંઇજી, શ્રીગોકુલનાથજી તથા શ્રીવલ્લભકુલના અસરકારક ઇતિહાસો, તેમાએ મહાનુભાવરસખાનજી તથા શ્રીમતીનોજની વાર્તા તો વાન્ચાજ કરશો. આવા મોટા પુસ્તકનું નોછાવર માત્ર ૭ આના, ટ. ખ. એક આનો.

૩. **શ્રીગોકુલેશજીનો માલાપ્રસંગ**—શ્રીગુસાંઇજીના ચોથા લાલજીએ જહાંગીરના જુલ્મો સામે જે અહિંસક ધર્મ યુદ્ધ વર્ષો સુધી ચલાવ્યુ તેનું જલહલતી ભાષામા વર્ણન, યુક્તિઓથી સમજાવેલું તિલકનું રહસ્ય, સચિત્ર પુસ્તક છતા નોછાવર માત્ર દોઢ આનો.

૪. **શ્રીપુરુષોત્તમજીનું ચરિત્ર**—નવ લાખ શ્લોક લખનારા મહાન્ વિદ્વાન્ ગોસ્વામી શ્રીપુરુષોત્તમજીનું ઐતિહાસિક ચરિત્ર તથા શિવ મોટા કે વિષ્ણુ એ વિષે કવિ શ્રીદયારામભાઇનો ગ્રંથ છે. વિષ્ણુદ્રોહીઓને તમાચો મારનાર આ ગ્રંથની નોછાવર માત્ર ચાર આના.

૫. **જ્વલંત મહાત્યાગ**—પંચમપીઠાધીશ્વર શ્રીગોવિન્દપ્રભુએ જયપુર નરેશના જુલ્મો સામે ચલાવેલી લડતનો ઇતિહાસ વાચી રડવુ આવશે, ખુશી થશો, હસશો. સચિત્ર છતા નોછાવર ચાર આના. ટ. ખ. ૦।। આનો.

૬. **વૈષ્ણવ નરેશો**—હિન્દમાના પુષ્ટિમાર્ગીય રાજામહારાજાઓના અદ્‌ભુત વૃત્તાંતો, સચિત્ર, મૂલ્ય ત્રણ આના. ટ. ખ. ૦।। આનો.

૭. **આટલું તો કરજોજ**—ટુંકામા ટુંકો નિત્ય નિયમ ૩૦ ત્રીશ હજાર નકલો વેચાઇ ગઇ છે. નોછાવર એક આનો. ટ. ખ. ૦।। આનો.

૮. **શ્રીદયારામવાણી**—કવિશ્રી દયારામભાઇના સુંદર પદોનો નાનો સંગ્રહ મૂ. એક આનો ટ. ખ. ૦।। આનો.

૯. **ન્યાયમૂર્તિનો ચુકાદો**—મુંબાઇના ન્યાયમૂર્તિ રાગણેકરે ભગવદીય શેઠ પ્રાગજી સુરજીએ માંડેલા કેસમા આપેલો અગત્યનો ચુકાદો વાચીને સુધારકોની પોલ પારખી શકશો અને પુષ્ટિમાર્ગની જાહોજલાલી જોઇ શકશો. મૂલ્ય બે આના ટ. ખ. એક આનો.

૧૦. **પંચાવન પાઠનો ગુટકો-પૃષ્ઠ ૨૫૬**—નિત્ય નિયમના પંચાવન પાઠોનો આ ગુટકો ( જે પહેલા ૪૨ પાઠનો હતો તે-) મોટા અક્ષરમા હમણા ફરી છપાવ્યો છે. મૂલ્ય માત્ર ત્રણ આના. ટ. ખ. એક આનો.

૧૧. **શ્રીનટવરલાલનાં ધોળ**—રાજનગરવાળા ચિ ગો. શ્રીરણછોડલાલબાવાસાહેબના નિત્યલીલાસ્થ અ સૌ. વહુજીએ રચેલા છે. મૂલ્ય બે આના ટ. ખ. અર્ધો આનો.

બધા ગ્રંથોમાં ટપાલખર્ચ જુદું સમજવુ

ઠેકાણું—વસંતરામ હરિકૃષ્ણ શાસ્ત્રી,
૧૭૪૮, રાજામહેતાની પોળ અમદાવાદ નં. ૧

અલૌકિક—આનંદ—રસમય

# ધોળપદસાગર.

પ્રકટ થઈ ગયો **[ ભાગ પહેલો ]** જૂજ નકલોજ હવે રહી છે.

**સાતસો પાનાં!** **અક્ષરો આવડા મોટા** **(આંજ નમૂનો)**

મૂલ્ય માત્ર સવા રૂપીઓ. ( ટપાલખર્ચ પાંચ આના )

**સંપ્રદાયમાં આવો સંગ્રહ પ્રથમ જ બહાર પડે છે.**

**અંદર શું છે?**

**સંસ્કૃત ગ્રંથો:**—૧. પ્રાતઃસ્મરણ, ૨. મંગલાચરણ, ૩. શ્રીયમુનાષ્ટક, ૪. શ્રીકૃષ્ણાશ્રય, ૫. શ્રીનવરત્ન, ૬. સર્વોત્તમસ્તોત્ર, ૭. શ્રીમધુરાષ્ટક, ૮. શ્રીગોપીગીત, ૯. શ્રીગોકુલેશાષ્ટક, ૧૦. શ્રીનન્દકુમારાષ્ટ

**વ્રજભાષા ગ્રંથો:**—૧. શ્રીયમુનાજીનાં ૪૦ પદો, ૨. નિત્યલીલા ( શ્રીહરિરાયજીકૃત ) ૩. રાસપંચાધ્યાયી (શ્રીનંદદાસજી કૃત), ૪. ભ્રમરગીત (શ્રીનંદદાસજી કૃત), ૫. પ્રેમ બારાખડી (શ્રીનંદદાસજી કૃત), ૬. મૂલપુરુષ, ૭. સૂરપચ્ચીશી, ૮. રાસલીલાશ્લોક, ૯. પ્રભુને જગાવવાથી પોઢાડવા સુધીનાં પદો, (૫૩) ૧૦. જન્માષ્ટમીની વધાઇઓ, (૩૫) ૧૧. મહાદેવલીલા, ૧૨. શ્રીમહાપ્રભુજીની વધાઇઓ, (૧૦), ૧૩. શ્રીગુસાંઇજીની વધાઇઓ (૧૯) ૧૪. સાતસ્વરૂપોનાં પદો, ૧૫. દીનતા આશ્રયનાં પદો. (૨૧)

**ગુજરાતી ગ્રંથો:**—૨. શ્રીવલ્લભાખ્યાન, ૨. ચિંતનનું ધોળ, ૩. શ્રીભાગવતનાં ધોળ, (૧૬).૪. ભક્તિપોષણ.

**ધોળ પદો:**—૧. શ્રીનાથજીનાં ધોળ (૪૨), ૨. સાતનિધિનાં ધોળ (૩૦), ૩. શ્રીમહાપ્રભુજીનાં ધોળ (૨૦), ૪. શ્રીગુસાંઇજીનાં ધોળ (૩૧), ૫. સાત બાળકોનાં ધોળ (૨૬), ૬. શ્રીવલ્લભકુલનાં ધોળ (૩૩), ૭. શ્રીયમુનાજીનાં ધોળ. (૨૧), ૮. શ્રીવ્રજનાં ધોળ (૧૨), ૯. પ્રભુપ્રાકટ્યનાં ધોળ (૧૬), ૧૦ બાળલીલાનાં ધોળ (૧૬), ૧૧. શ્રીવ્રજાંગનાઓનાં ધોળ (૭), ૧૨. દાનલીલાનાં ધોળ ( ), ૧૩. સાંઝીનું ધોળ (૧૪), રાસલીલાનાં ધોળ (૨૧), ૧૫. હીંચહમચીનાં ધોળ (૩૮), ૧૬ દયારામકૃત પદો (૨૩), ૧૭. ચોરાશી વૈષ્ણવનું ધોળ, ૧૮. બસોબાવન વૈષ્ણવોનું ધોળ, અષ્ટાક્ષર, સિદ્ધાંતરહસ્ય, નવરત્ન, પાંચતત્વ, દશ ગર્મ, આદિ ધોળ (૫), દીનતાદિ ધોળ ૧૦)

**ચાર પાંચ રૂપીઆ ખર્ચીને બધો સંગ્રહ કરો ત્યારે**
**આવો મહાન સંગ્રહ થાય.**

**ન્યોચ્છાવર રૂ. ૧। પોસ્ટેજ જુદું.**

સંગ્રાહક તથા પ્રકાશકઃ—**વસંતરામ શાસ્ત્રી.**
૧૭૪૮, રાજામહેતાની પોળ-અમદાવાદ.

---

**વૈષ્ણવ બાલશિક્ષા**—ભાગ ૧ થી ૫ બધાની ન્યો. માત્ર રૂા. ૧-૨-૦

શ્રીકનૈયાપ્રભુના દીનતાને આશ્રયનાં પદ તથા મ. મોટાભાઇ કૃત પુષ્ટિશિક્ષા ... ૦-૧-૩
વૈષ્ણવોના નિત્યનિયમ, યમુનાજીનાં ૪૦ પદ તથા વલ્લભાખ્યાન સાથે... ... ૦-૩-૦
વૈષ્ણવબાલપ્રાર્થના. ... ... ... ... ... ... ... ૦-૧-૦
૧૫૬ રસિક બોધવચન. ... ... ... ... ... ... ૦-૪-૬

મળવાનું ઠેકાણું:—દીનકિંકર.
શ્રીભક્તિમાર્ગીય સસ્તીગ્રંથમાળા, ઠે. દેસાઇવાડો—નડીઆદ.

## હિસ્ટિરિયાદિ વાતરોગ દર્શન.

બ્લોક ૩૦ હીસ્ટિરિયા, મૂર્છા, ચકરી, ફેફર, ગાંડપણ અને બકવાદ રોગની અમેરિકન છેલ્લી શોધ મુજબ પાશ્ચાત્ય, યુનાની અને આયુર્વેદિક સિદ્ધાંતો, સમજુતી અને સાદા ઉપચારોનું પુસ્તક વાંચેથી ઘણી રાહત મળશે. કીંમત ૧-૪-૦ પો. જુદું, દેશીનામું. નવા વ્યવહાર પ્રમાણે રચના બ. શાળા માટે નવુ મંજુર કીં. ०॥ પો ०)॥.

## હીસ્ટિરિયા રોગનીજ રામબાણ,

પેટંટ દવા વાયુમુક્તાજ છે. ઉપરના દરદોમા ૨૪ કલાકમા ફાયદો મળે છે. સિલોન, આફ્રિકા, ઇરાન અને રંગુન સુધીના દરદીઓ વાપરી સુખી થયા છે. મેડીકલ સરજનો છુટથી મંગાવે છે. દવા મહિનાની, કીંમત રૂ ૫) પો જુદું.

છગનલાલ લલ્લુભાઇ નામાવાળા. પેલેસ રોડના નાકે—વડોદરા.

---

# વીસમી સદીની નવીન શોધ

**સંગ્રહણી ( ગળણી ) માટે અમૃતમય ઉપાય.**

પ્રતિષ્ઠિત અને વિદ્વાન વૈદ્ય ડોકટરોની દવા ખાઇ કંટાળેલા સગ્રહણી (ગળતી), મુંબાઇના ઝાડા, અતિસાર અને આતરડાના ક્ષયથી પીડાતા નિરાશાજનક દદિને આશીર્વાદરૂપ થઇ પડેલી ત્રીસ વરસના અનુભવની રામબાણ દવા માટે રૂબરૂ મળો યા સવાલપત્ર મંગાવો. પત્રવ્યવહાર નીચેના સરનામે કરવો —

**માસ્તર કે. જે. પટેલ એન્ડ સન્સ, સ્પ્રુ સ્પેસીઆલીસ્ટ—માણસાવાળા.**

☞ મેળાપ—દર રવિવારે, અમદાવાદ—કાલુપુર દાડીગરાની પોળમા તંબુગરાની ખડકી ઘર નં. ૩૫૬.

અમારૂં બાલાનંદ બચ્ચાંઓને હૃષ્ટ પુષ્ટ આનંદી અને સુંદર બનાવે છે. કીં. ૦-૧૨-૦ પો. જુદું.

---

ચમત્કારિક–દિવ્ય શક્તિ.

# શક્તિસંજીવની વટી.

શરીરની સમગ્ર શક્તિને વધારનાર તથા એક એક અવયવની સુસ્તીને દૂર કરી જીવનની ચેતન શક્તિને દીપાવનાર આ શક્તિસંજીવની વટી પોતાના અત્યુત્તમ ગુણોનો ચમત્કાર દેખાડવામા કદીપણ પાછી હઠતી નથી. ઘણે ભાગે શ્રીમંતોના શરીરોમા ઘર કરી બેસતી વિલક્ષણ નબળાઇનું નામ નિશાન કહાડી નાખવામા શક્તિસંજીવની વટીનું પરાક્રમ અપૂર્વ છે.

કિંમત-ગોળી ૬૦ ની શીશી એકના રૂા. ૧૨.

અમારી આ ગોળીઓમા કોઇને કંઇપણ કમીશન આપી શકતું નથી.

મુંબઇ બ્રાંચ. કાલબાદેવી રોડ } વૈદ્યશાસ્ત્રી મણિશંકર ગોવિન્દજી. જામનગર—કાઠીયાવાડ.

श्रीवाक्पतिपादा विजयन्तान्तमाम् ॥

# શુદ્ધાદ્વૈત-ભક્તિમાર્તંડ.

પુ° ૬. ] વૈશાખ, શ્રીવલ્લભાબ્દ ૪૫૩. [ અંક ૨.

## वृत्रासुरचतुःश्लोकी.

હરિ હું ફરી જન્મે થાઉં આપનોરે,
અનન્ય હું આપ તણો દીન દાસ હો નાથ
મારો ધર્મ હું માનુ આટલોરે—॥૧॥

પ્રાણપતિ તમને એ ચિતડુ ચીતવેરે,
વાણીએ ગાઇયે ગુણ એ સારા હો નાથ.
મારો ધર્મ હું માનું આટલોરે—॥૨॥

કાયા કરજો સેવા આપનીરે,
મન વાણી કર્મે હું આપનો ખાસ હો નાથ,
મારો ધર્મ હું માનું આટલોરે—॥૩॥

સાખી—નિર્ગુણ પુષ્ટિ ભક્તિનો આ પહેલો પુરપાર્થ,
આપીને મુજને કરો કરુણાનિધિ કૃતાર્થ.

ઇચ્છુ નહીં ઇંદ્રાસન બ્રહ્મલોકનેરે,
પૃથ્વી પાતાલના રાજ હો નાથ.
મારો અર્થ હું માનુ આટલોરે—॥૧॥

ઇચ્છુ નહીં યોગસિદ્ધિ કે મોક્ષનેરે,
હું એ સવળાથી નારાજ હો નાથ.
મારો અર્થ હું માનું આટલોરે—॥૨॥

રાજી પૂરણ ગુણ ધામ આપથીરે,
મળજો એ રૂપે મહારાજ હો નાથ.
મારો અર્થ હું માનું આટલોરે—॥૩॥

સાખી—નિર્ગુણ પુષ્ટિભક્તિનો આ બીજો પુરુષાર્થ;
આપીને મુજને કરો કરુણાનિધિ કૃતાર્થ.

પાખો ન આવી હોય જેહનેરે,
હારે એવા પક્ષી બચ્ચાના મન હો રાજ.
મારો કામ છે આવી રીતનોરે—॥૧॥

તલપે આતુર થઈ જેમ માતનેરે,
તેમ જ મનડું તમ દર્શન હો નાથ,
મારો કામ છે આવી રીતનોરે—॥૨॥

વાછરૂ તલસે લવારાં દુધનેરે,
તેમજ મનડું તમ દર્શન હો નાથ.
મારો કામ છે આવી રીતનોરે—॥૩॥

વિદેશવાસી પતિશું પ્યારીજીરે
તલસે દુઃખીયારી નિશદિન હો નાથ,
મારો કામ છે આવી રીતનોરે—॥૪॥

સાખી—નિર્ગુણ પુષ્ટિભક્તિનો આ ત્રીજો પુરુષાર્થ;
એક તાર તમ ધ્યાનથી આપો સર્વ સામર્થ્ય.

ભટકું મુજ કર્મે સંસારમાં રે
ત્યાં મળે વૈષ્ણવનો સત્સંગ હો નાથ,
મારો મોક્ષ છે આવી રીતનોરે—॥૧॥

આપની માયાથી દેહ આદિમાંરે
લોલુપ મળશો માં દુરસંગ હો નાથ,
મારો મોક્ષ છે આવી રીતનોરે—॥૨॥

સાખી—તમ ઇચ્છાએ જો મળે ભક્ત કુટુંબને સાથ,
મગ્ન રહી તમને ભજું આપો મોક્ષ એ નાથ;
મારો મોક્ષ છે આવી રીતનોરે—॥૩॥

હરિ હું ફરી જન્મે થાઉ આપનોરે,
અનન્ય હું આપ તણો દીન દાસ હો નાથ;
મારો ધર્મ હું માનું આટલોરે—॥૪॥

( સંપૂર્ણ. )

## રાતલડીની વાતલડી કાં વિસરાય ! !

રાગ—શ્રીવલ્લભકુલના રસિયા વહાલા શ્રીગોવર્ધનધારીરે.

રાતલડીની વાતલડી તો કદીય કાં વિસરાય રે,
એ વાતલડી નિત્ય સમરતાં ઉરમાં કંઇ કંઇ થાય રે.
કૃપાભરી સાગર શી એમાં સ્નેહ અતિશય વાધ્યો રે;
અનહદ અશ્રુ વહન કર્યાં ને ઉરમાં અગ્નિ સાધ્યો રે.
તાલાવેલી તનમાં થાતી રોમ રોમ તનકારા રે;
દાઝે રૂવાં બત્તી બનીને વ્યોમ તણા જેમ તારા રે.
કરુણા કોને કિંકર કેરી બિચારો નિત્ય બળતો રે;
દાઝે જે કોઇ સંગ કરે તે લેશો નહિ કોઇ અળતોરે.

દીનકિંકર

અળતો=પડખાપો.

# શ્રીસુવોધિનીજીનાં સૂત્રો.

भक्तस्पर्शेन तेऽपि मुच्यन्त इत्यर्थः ।

ભક્તના સ્પર્શ વડે તેઓ પણ મુક્ત થાય છે.

**વિવેચન**—ભક્તનો સ્પર્શ પાંચ રીતે થઇ શકે છે. ચરણસ્પર્શદ્વારા, દષ્ટિદ્વારા, ભગવદ્વાર્તાના શ્રવણદ્વારા, ભાવનાદ્વારા, અને પાંચમો ઓજસો દ્વારા, ભક્ત અને ભગવાન અનુભવ દશાએ સમાન વસ્તુ છે, કેવળ સ્નેહ દશામાં ભગવાન કરતાં પણ ભક્ત અધિક છે, કારણ કે સર્વસમર્થ ભગવાનને પણ ભક્ત સ્નેહની અતિશયતા વડે હરાવી સ્વાધીન કરી લે છે, આવા ભક્તના ચરણસ્પર્શ કરવાથી પણ કલ્યાણ થાય એમાં નવાઈ નથી. જેમ કોઇ ગુનેગાર કોઇ ન્યાયાધીશના ચરણની અજાસી પજાસી કરે કે, જેથી તેનો ગુનો માફ કરે, તેમ પ્રભુથી વિમુખ થયેલો ગુન્હેગાર વા દોષવાન જીવ પોતાનો ગુનો માફ કરાવી પ્રભુની સન્મુખ કરવાની કૃપા કરે તેને માટે પ્રભુના અનુભવી ભક્તના ચરણસ્પર્શ કરે તો તેને કૃપા દ્વારા ભક્તજન સંભાળી લે એમાં જરા પણ નવાઇ નથી. આપણા પુષ્ટિમાર્ગમાં પ્રભુ શ્રીવલ્લભકુલને સર્વ રીતે આધીન છે, આથી શ્રીવલ્લભકુળની કૃપા વડેજ પ્રભુની પ્રાપ્તિ થઇ શકે છે. જેની વસ્તુ હોય તેજ તે વસ્તુનું દાન કરી શકે છે. શ્રીભગવાન આત્યંતિક પ્રેમને લીધે વલ્લભકુલના છે, તેથી શ્રીભગવાનની પ્રાપ્તિ માટે શ્રીવલ્લભકુલદ્વારા શરણે જવાય છે. ચરણસ્પર્શનું કારણ પણ કૃપાની યાચના માટે છે. વળી શ્રીવલ્લભકુલ વિપ્રયોગાગ્નિકુળ છે. અગ્નિને સ્પર્શ કરવાથી અગ્નિ પ્રાપ્ત થાય છે તો પ્રેમસહિત ચરણ સ્પર્શ કરવાથી વિરહની પ્રાપ્તિ થાય છે. દર્શનદ્વારા પણ દૃષ્ટિ વડે ભક્તને સ્પર્શ કરી શકાય છે. ભક્તના મુખપર ભક્તિનું કે પ્રભુ પરના પ્રેમનું તેજ હોય છે. એ તેજ દષ્ટિવડે દર્શનદ્વારા પ્રાપ્ત થઈ શકે છે. દાખલા તરીકે જેમ સૂર્યનું તેજ પૃથ્વીપરના દરેક પદાર્થ પર પડે છે તેથી તેજ વડે પૃથ્વીપરના પદાર્થો દૃષ્ટિ દ્વારા આપણને દેખાય છે, તેમ પ્રભુની કૃપાને લીધે પ્રભુનાં તેજ રસાદિક ભક્તમાં ભાવિક દુનીઆની વસ્તુઓમાં જેનો જેવો રંગ તેવો રંગ આપણે દૃષ્ટિદ્વારા અનુભવીએ છીએ. તો જેને પ્રભુનો રંગ લાગ્યો હોય તેનો રંગ પણ દષ્ટિદ્વારા અનુભવાય એ સ્પષ્ટ વસ્તુ છે. વળી શ્રીગુરુદેવ દષ્ટિદ્વારા સ્પર્શ કરી કૃપાપાત્રને પ્રભુનું દાન કરે છે. આથી ગોપાલદાસજી શ્રીવલ્લભાખ્યાનમાં ગાય છે કે—

"નેત્રકમલે નાનાભાવે દેશ ભક્તને સનમાન"

ભગવદ્વાર્તા દ્વારા પણ સ્પર્શ થઈ શકે છે. પરીક્ષિત જાતે પણ શ્રીભાગવત વાંચી શકત, પણ શુકદેવજી દ્વારા કેમ સાંભળ્યું ? शुकमुखादमृतद्रवसंयुतम् ॥ શુકદેવજીના મુખનો અમૃતરસ અંદર વાણી સાથે આવે તેથી સંભળાવવામા સ્વાદ આવે. માટે શુકદેવજીને મુખે સાંભળે છે. ભક્તની જિહ્વાપર જપદ્વારા, ભજન કીર્તનદ્વારા અને મહાપ્રસાદના સ્વાદદ્વારા પ્રભુ બિરાજે છે, તે પ્રભુ ભક્ત જેનાપર કૃપા કરી વાણીનું ધન કરે તેને પણ પ્રભુનો સંબંધ કરાવે એ સ્વાભાવિક છે. શબ્દરૂપી અક્ષરરૂપી પાનમાં ભગવદ્રસ ભરી ભક્તજન શ્રોતાઓને કાનરૂપી દુના—પડીઆ વડે ભગવદ્રસ પાય છે. આ પણ એક પ્રકારનો સ્પર્શ છે. ભાવનાવડે પણ ભક્તને સ્પર્શ થઇ શકે છે, જો કોઇ ભક્તમાં રાત દિવસ આપણું ચિત્ત રહેતું હોય તો તે ભક્તના ગુણ તથા શક્તિ આદિ આપણા હૃદયમાં પ્રવેશે છે. જેમ કીટભ્રમરન્યાયે વેરભાવે કીટે ભમરીનું ધ્યાન કે ભાવના કરે છે તો તે ભમરી થઇ જાય છે તેમ અહીં પણ સમજી શકાય તેવી સ્પષ્ટ વસ્તુ છે. જેની

ભાવના હોય તેવી સિદ્ધિ પ્રાપ્ત થાય. ભાવના વડે મનથી પણ સ્પર્શ થઇ શકે છે, આથી પણ વસ્તુ પ્રાપ્ત થઇ શકે છે.

ઓજસોદ્વારા પણ ભક્તનો સ્પર્શ થાય છે. જેને હાથ નથી તે ચરણસ્પર્શ શી રીતે કરી શકે ? જેને ચક્ષુ નથી તે દૃષ્ટિદ્વારા દર્શન શી રીતે કરી શકે ? જેને કર્ણ નથી તે ભગવદ્વાર્તા શી રીતે સાંભળી શકે ! આવો ઇન્દ્રિયહીન ભાવના પણ શી રીતે કરી શકે ? આવી સ્થિતિમાં ઉદ્ધાર કેમ થાય ! તો અહીં જવાબ એ છે કે આવાનો ઓજસોદ્વારા ઉદ્ધાર થાય. વસ્તુમાત્રને સુગંધ હોય છે. પ્રાણીઓને પણ ગુણ પ્રમાણે ગંધ હોય છે તેને ઓજસ કહે છે. ઓજસને પ્રભાવ પણ કહે છે. બગીચામાં, ગુલાબ, મોગરા, ચંપેલી, જાઇ, જુઈ, વગેરે જુદી જુદી જાતના ફુલવાડીના ક્યારામાં આપણે જઇએ તો ત્યાં જુદી જુદી સુગંધી મળે છે, તેમ આ વિશ્વરૂપી બગીચો છે, તેમાં પણ જુદા જુદા મનુષ્યોના હૃદયની રચના અને વિચાર પ્રમાણે ભાવના પ્રમાણે જુદી જુદી સુગંધ હોય છે. ભક્તના હૃદયમાં પણ એવી સુગંધી હોય છે, અરે ભક્તના તો અંગ અંગમાં ભગવદ્રસની સુગંધ અથવા આમોદ ભરેલાં છે તો તેની પાસે આવનાર તે સુગંધ અથવા આમોદમાં ડુબી જાય તેમાં શી નવાઇ ? ભક્તના હૃદયને કમળની ઉપમા અપાય છે. કારણ કે કમળના જેવી મીઠી શીતળ દિવ્ય આમોદ તેના હૃદયમાં હોય છે. વળી કમળના જેવી સુંદરતા પણ ભક્તના હૃદયમાં હોય છે. આવી કમળની ઉપમા આપવાનું બીજું પણ કારણ છે. ભક્તના હૃદયમાં શ્રીસ્વામિનીજી અને શ્રીઠાકોરજી યુગલ સ્વરૂપે બિરાજે છે, શ્રીઠાકોરજીનાં ૭ કમલ અને શ્રીસ્વામિનીજીનાં સાત કમળ મળી તેર કમળ ભક્તના હૃદયમાં થયાં તો તેર કમળની અને તે પણ યુગલ સ્વરૂપનાં કમળની સુગંધી કેવી અને કેટલી હોય તે વાણીમાં આવી શકે તેવી વસ્તુ નથી. મતલબ કે અનહદ દિવ્ય સુગંધી—ઓજસો ભક્તના હૃદયમાં ને અંગોઅંગમાં બિરાજે છે તેમાં આવનારને તે પ્રાપ્ત થાય એ સ્વાભાવિક છે. વસ્તુની સુગંધ તે વસ્તુની આજુબાજુ અતિશયતાના પ્રમાણમાં ફેલાઇ રહેલીજ હોય છે. એટલે એવી સુગંધી પ્રાપ્ત કરવામાં જરાએ તકલીફ કે પ્રયત્ન કરવો નથી પડતો શ્રીઠાકોરજી અને શ્રીસ્વામિનીજી પાસે વદનકમળ, નયનકમળ, હૃદયકમળ, કરકમળ, નાભિકમળ, અને ચરણકમળ, આ ૭ કમળ એકે પાસે છે. શ્રીસ્વામિનીજી પાસે એક કમળ વધારે છે તે વક્ષઃસ્થળ. શ્રીઠાકોરજી કરતાં શ્રીસ્વામિનીજીમાં આટલી અધિકતા છે. આ દરેક તે રેપ કમળોમાં આમોદ ભરેલો છે. આ તેર કમલ સહિત પ્રભુ ભક્તનાં હૃદયમાં બિરાજે છે, આ તેર તેમાં અનહદ આમોદ અથવા સુગંધ હોય એ સ્વાભાવિક છે, અને તેના સંબંધમાં આવનારને તે સુગંધી પ્રાપ્ત થાય એ પણ સ્પષ્ટ છે.

હવે " તે પણ મુક્ત થાય છે એમ કહે છે તો તે કોણ ? તે એટલે જે પ્રેમસહિત આદર-પૂર્વક ઉપર કહ્યું તેમ સ્પર્શાદિક કરે તેઓ મુક્ત થાય છે. હવે મુક્ત થાય છે એટલે અહંતા મમતાત્મક સંસારમાંથી છુટી જાય છે અને સર્વ રીતે પ્રભુમાં મુકાઇ જાય છે. મુચ્યન્તે એમાં મુચ્ ધાતુ છે. એનો અર્થ મૂકવું અથવા છોડવું છે, મતલબ કે સંસારથી છુટી જવું અને પ્રભુમાં સર્વ રીતે મુકાઇ જવું એવું નામ મુક્તિ. પાછળનાં સૂત્રોમાં આ બાબત આપણે સમજ્યા છીએ, એટલે અહીં પિષ્ટપેષણ કરવાની જરૂર નથી.

# હાસ્યપ્રસંગો.

## ભગવદીયનાં લક્ષણ.

એક સમે ભરે વિનતિ કરી કે શ્રીમહાપ્રભુજી શ્રીપુરુષોત્તમ, તેના જે ઉત્તમ ભગવદીય છે તેનાં લક્ષણ કૃપા કરીને કહીએ. ત્યારે શ્રીમહાપ્રભુજી બોલ્યા કે ઉત્તમ ભગવદીયનાં એ લક્ષણ છે કે સર્વ ઉપર સદા કૃપાવંત રહે, ક્યાંય દૂષણ તથા દ્રોહ ન કરે. જો ભગવદીયોથી અપરાધ પડયો હોય તો ક્રોધ ન કરે, તથા દુર્વચન કહે તો પોતાનો કાંઇ અપરાધજ માને, પણ ત્યાં દુર્વચન સાંભળીને મન માઠું ન કરે, ક્ષમાજ કરે. તેને પગે પડીને હાથ જોડીને મધુરાં વચન બોલીને ક્ષમા કરાવે. ભગવદીયોશું અને પ્રભુશું સાચુંજ હીંડે. શ્રી પ્રભુ ઉપર તથા ભગવદીય ઉપર સદા ચિત્ત નિર્મળ રાખે, પોતાના પુત્રાદિક તથા સ્ત્રી ઉપર ભગવત્સંબંધ વિચારીને મન સમાન રાખે. સર્વના ઉપકારમાંહેજ રહે. શ્રીપ્રભુજી ઉપર તથા ભગવદીયો ઉપર મન ડગાવે નહિ. ઇંદ્રિયોને જીતી રહે, જો કાંઇ સંઘરે તો પ્રભુને અર્થેજ. પોતે તો પ્રસાદમાત્રનો અંગીકાર કરે. કેવળ પોતાને અર્થે ઉદર નિમિત્તનો પ્રસાદ કંઇ એક ન્યૂનજ લે. ઘણો લીયે આળસ નિદ્રા અને રોગાદિક થાય ને તેથી શ્રીપ્રભુજીની સેવામાં અંતરાય થાય. મનને જીતી રહે મનને વશ થાય નહિ તથા શ્રીમહાપ્રભુજીના ભજન વિષે સદા સ્થિર રહે. સદા અંતઃકરણ માંહે એમજ જાણે કે પ્રભુને શરણ છું, એ સમજતો રહે. જ્યાં બહિર્મુખ લોકો ચર્ચા કરે, ત્યાં મૌન થઇને રહે. શ્રીઠાકોરજીની સેવામાંહે સદા સાવધાન રહે. ક્યાંય પણ અસાવધાન ન થાય. શ્રીમહાપ્રભુની તથા ભગવદીયોની રહસ્ય-સ્નેહવાત પ્રકટ ન કરે. ધીરજ ધરે ધીરજ કદી ન છોડે. ભૂખ, તરસ અને નિદ્રા, શીત ઉષ્ણ અને ક્રોધ લોભાદિક જેટલા દોષરૂપ છે, તેટલાને વશ ન થાય. તેને જીતી રહે. અભિમાન ન કરે. સદાજ સદા ભગવદીયોનો આદરજ કરતો રહે. ભગવદીયો સાથે ચર્ચા કરવાને-પ્રભુની ચર્ચા કરવાને-સદા ઉદ્યમજ કરતો રહે. શ્રીપ્રભુના સ્વરૂપને અને શ્રીપ્રભુની લીલાના સ્વરૂપને અને ભગવદીયના સ્વરૂપને અને ભગવત્ધર્મના સ્વરૂપને અને પોતાના સ્વરૂપને સદા વિચારતો રહે, કે હું કોણ હતો. શ્રીપ્રભુની કૃપાને પણ વિચારતો રહે. એવાં લક્ષણ હોય તેને ઉત્તમ ભગવદીય જાણીએ.

દોહરો—આધિ સાખી શિરૈં કટે, જો ઔર વિચારી જાય;
અન્ય પ્રતીત ન આવહિ, તો રાતોદિવસ ગાય,

વિવેચન—આ વચનામૃત સ્પષ્ટ છે. તેને વિવેચનની જરૂર નથી. છેલ્લો દોહરાનો ભાવ એવો છે કે જો પ્રભુ સિવાય અન્ય વિચારવામાં આવે, તો મારી સાખ (અલૌકિક પ્રતિષ્ઠા) અડધી થઇ જાય અને એથી અનન્યતાનો ભંગ થવાથી તો માથું કપાય. પ્રભુ સિવાય અન્યની જરાપણ પ્રતીત-વિશ્વાસ નથી. રાત દિવસ પ્રભુનાજ ગુણ ગાવા જોઇએ.

## પ્રકૃતિની અસર.

જેવી રીતે સ્પર્શાસ્પર્શની બાબતો આજે અતિશય ચર્ચાય છે, તેવીજ રીતે શ્રીગોકુલેશના વખતમાં પણ તેવી બાબતો ચર્ચાયેલી છે. તેના યોગ્ય રીતે દાખલા સહિત જવાબ પણ આપવામાં આવ્યા છે.

એકવાર શ્રીગોકુલેશ પાસે પ્રશ્ન પૂછવામાં આવ્યો કે રાજ, બધા માણસો સરખા છે તો કોઇને અડવું અને કોઇને ન અડવું એવો ભેદ શા માટે જોઇએ ?

આ વખતે આપશ્રીએ એક હાસ્ય પ્રસંગ કહ્યો, કે એક રાજા હતો, તે સુખપાલે બેસી ફરવા જતો હતો, ત્યાં આગળ થઇને એક કોઇ અંત્યજ (ભંગી) જતો હતો; તેને જોઇ રાજાએ વિચાર કર્યો કે આવાં ગંદાં કપડાંમાં આને કેમ ગમતું હશે? વળી આણે કદી અત્તરાદિકની સુગંધી પણ જોઇ નહિ હોય, તો હું આજ તેને આપું. આમ વિચારી રાજાએ તે અન્ત્યજ પર અત્તરની પીચકારી છોડી. આ પીચકારીનો સ્પર્શ થતાંજ પેલો અન્ત્યજ બેભાન થઈ ગયો તેને દેહનું ભાન ન રહ્યુ ને ગબડી પડયો. રાજા આ જોઇ આશ્ચર્ય પામ્યો અને તેની જ્ઞાતિઓને બોલાવી તેની મારફતે તેને તેને ઘેર પહોંચાડયો. આમ છતાં તેને ભાન ન આવ્યું તેમ તેને ઉંચકી જનારા અને તેને જોવા આવનારા પણ આ અત્તરની સુગંધીથી એકે એક માંદા પડયા જે પાસે આવે તે અત્તરની સુગંધ આવવાથી બોલે કે અહીં કંઇક નઠારૂં નઠારૂં ગંધાય છે. અત્તરની સુગંધી તેમને નઠારી ને દુર્ગંધ લાગી ને એને લીધે જે પાસે આવે તેનું માથુ ચઢે કે માંદુ પડે. આ વખતે એક વૃદ્ધ અનુભવી અન્ત્યજ ડોશી આવી અને તે બોલી કે આ તો અત્તર સોડે છે, તેથી આમ થયું છે. તેણે અસ્પૃશ્ય વસ્તુ નાક આગળ ધરી એટલે પેલા માંદાને ભાન આવ્યું તેને ખૂબ નવરાવીને સાફ કર્યો. અત્તરની અસર વાળાં કપડાં પણ સાફ કર્યાં એટલે બધાંને શાંતિ થઇ ને મટી ગયું, માટે આ પ્રમાણે તેમની અને આપણી પ્રકૃતિ દરેક રીતે જુદી છે તેથી તેમને સ્પર્શ કરવાથી તેમને અને આપણને બેઉને નુકશાન છે.

વિવેચન—આ પ્રસંગ બહુજ સરસ છે. જે સખતપણે સર્વત્ર વર્તવાનો વિચાર રાખે છે તેણે મનન કરવા જેવો છે. આપણે તેમનો તિરસ્કાર ન કરીએ પણ આપણું હિત સાચવવા તેમનાથી દૂર તો રહેવું જ પડે. આપણે રસ્તામાં જતા હોઇએ તો આપણે સાચવીને ચાલવું, તેને આઘો ખસ કે બીજા શબ્દો કહી તિરસ્કારવો નહિ. માત્ર આપણે આપણી જાતે આપણી શુદ્ધિ જાળવી લેવી. રસ્તામાં સામેથી આવતાં જોઇનેજ સુગ આવે છે તેમને અડવે કેમ પાલવે? હૃદય કબુલ કેમ કરે?

બીડી પીનારને બીડીમાં લહેજત આવતી હોય તેની ધૂણી તેને તો ધૂપ જેવી લાગતી હોય પણ મારા જેવાના મોં આગળ તો એક ગોટો બીડીની ધુણીનો આવે તો એકદમ ઉલટી થાય. ત્યાં કોઇ ફાવે તેટલાં બીડીનો સંબંધ રાખવા મારી પાસે દલીલ કરે, પણ હું શી રીતે માનુ! જે પ્રકૃતિ પ્રભુએ ઘડી છે ને પછી જે રીતે પોષાઇ તેમાં ફેરફાર શી રીતે કરવો? પાણીના પૈસા નથી બેસતા; મફત મળે છે છતાં માસ માસ અન્ત્યજોને સ્નાન કર્યે થાય છે. નાવામાંજ જેને કંટાળો છે તેમને સ્પર્શ શી રીતે થાય? મને અત્યારે ખેડા જીલ્લાના ઓડ ગામમાં બનેલો પ્રસંગ યાદ આવે છે. એક અન્ત્યજનો છોકરો મૃત્યુ પથારીએ હતો તે બચશે નહિ એમ તેના બાપને લાગ્યું, આ વખતે તેના બાપે પેલા છોકરાને કહ્યું કે બેટા, ફરી જન્મ લઉ તો વાણીઆ બ્રાહ્મણને ઘેર અવતાર ન લઇશ, જો તેવાઓને ત્યાં અવતાર લઇશ તો નાહિ નાહિને થાકી જઈશ. શરીર પાણીથી ઘસાઇ ને ધોવાઈ જશે ને માંદો પડીશ માટે ફરી અમારા જેવાને ઘેરજ જન્મજે કે તને સુખ મળે. દરેક માણસ પોતાની સ્થિતિમાં સુખ માને છે. આપણે માનીએ છીએ કે અન્ત્યજોને ન અડવાથી દુઃખી છે પણ કેટલાક તો એમ માને છે કે ઉચી કોમોને અડવાથી આપણે સુખી છીએ. જો અડતા હોત તો ઉલટું દુઃખ દેત; ઉચ્ચતા નીચતાનો આધાર પણ મનની માન્યતા પર છે.

## રસે કે રણે રોળાય!!

રાગ-ધુન.

રસે રોળાય કે રણે રોળાય, શૂરાની કાયા રસે રણે રોળાય.!!
અલાય રસિલા ને અલાય રણીયાં કશીએ પરવા ન કોની કરાય,
શૂરાની કાયા રસે રણે રોળાય.
બાણુ વડે શૂરાનાં શરીર વિંધાય,
વાણુ વડે રસિયાનાં ઉરો વિંધાય
શૂરાની કાયા રસે રણે રોળાય.
શૂરાનાં શર વડે શૂરો વિંધાય,
રસિયાની વાણુ વડે રસિયા વિંધાય
શૂરાની કાયા રસે રણે રોળાય.
ઠીંકરા શા કિંકરામા માલ નવ કાંય,
નમાલા કેરી કોણુ આશે કહો બાય
શૂરાની કાયા રસે રણે રોળાય.

દીનકિંકર.

## ભ્રમરને.

( ત તો ઘટ ઘટમા ઘર કીધુ વાલમ વરણાગીયારે—એ રાહ. )

કામણગારા ભોરા અળગો થા તું આહિંથી રે,
કાનન કારમું કાજે તારે, સુમન અહીંયા નથી રે—કામણગારા.
જાત ભાત તારી સૌ જાણું, વર્ણવાન વળી પહેચાનું,
કૃતિ તારી સઘળી સલુણા શ્યામની રે—કામણગારા.
વર્ણ કૃષ્ણ છે તવ કૃષ્ણસમ, ગુંજારવ ગુડાકેશ સખા સમ,
ભોગવતો કલિકા ભોળી કંઈ ગીતથી રે—કામણગારા
ગાને ગમતો નૃત્યે નમતો, કુસુમકલિને કંઇ કઇ કહેતો,
રસ લુટતો લંપટ લગી લળાને લાડથી રે—કામણગારા
સ્વાર્થ સધાયે સામું ન ભાળે, સુરભિ સંગ્રહી કાંઈ ન રાખે,
અવર સૂધતો સુમન સરસ તું સ્નેહથી રે—કામણગારા.
પ્રીતમપ્યારા નંદદુલારા, વિણુ વ્યાકુળ નયનના તારા,
વિરહવ્યથા વાલમ કને તું કહે જઇ રે—કામણગારા.

જયંતિલાલ મગનલાલ પરિખ.

# શ્રીદયારામભાઈ.

(લેખકઃ—પ્રોફેસર રા. રા. જેઠાલાલ ગોવર્ધનદાસ શાહ, એમ. એ.)

ભક્ત કવિશ્રી દયારામભાઇ કવિશ્રી ન્હાનાલાલ શબ્દોમાં The Last of the Ancients પ્રાચીનોમાં છેલ્લા કહેવાય છે. ગુજરાતી ભાષાના પ્રાચીન યુગ અને અર્વાચીન યુગ એવા બે વિભાગો ભાષા-શાસ્ત્રીઓ પાડે છે. તેમાં નરસિંહ મહેતાથી તે દયારામ સુધીનો યુગ જૂની ગુજરાતીનો યુગ કહેવાય છે, અને ત્યાર પછીનો અર્વાચીન યુગ કહેવાય છે. આ રીતે દયારામભાઈ પ્રાચીન ગુજરાતીના યુગના છેલ્લા કવિ છે. તેમનાં પછીથી ગુજરાતી સાહિત્યમાં નવો યુગ શરૂ થાય છે; કેટલાકોની વિભાગ કલ્પના પ્રમાણે નરસિંહ પહેલાંનો યુગ તે ગુજરાતી ભાષાનો આદિ યુગ છે, નરસિંહથી દયારામ સુધીનો મધ્ય યુગ અને ત્યાર પછીનો અર્વાચીન યુગ છે. આ કથન પ્રમાણે દયારામભાઇ મધ્યકાલીન ગુજરાતીના અંતિમ કવિ હતા. અર્વાચીન યુગના પ્રારંભ પહેલાંનું ગુજરાતી સાહિત્ય જૂદી ઢબનું છે. તે સાહિત્યમાં અનેરી ભાત પાડતું હોઈ બહુધા તે ધર્મપ્રધાન સાહિત્ય છે. દયારામભાઈનું સાહિત્ય પણ તેવુંજ છે.

**કવિનાં માતા-પિતા તથા જન્મ.**

ગુજરાતી સાહિત્યમાં નાગર બ્રાહ્મણોએ ઘણોજ ફાળો આપ્યો છે તે વાત કોઇ પણ સાહિત્યનો જાણનાર ભૂલી શકે નહિ. દયારામભાઈ પણ સાઠોદરા જ્ઞાતિમાં જન્મ્યા હતા. દયારામભાઇના પૂર્વજો વડોદરા તાબાના ચાંડોદ ગામમાં પ્રાચીન મનાતા શ્રીકપિલેશ્વર મહાદેવના દેવાલયથી દક્ષિણ દિશાએ આવેલા કંગાલપૂરી નામના મહોલ્લામાં રહેતા હતા. એ કુટુમ્બમાં એક વખતે રાઘવજી ભટ્ટ કરીને હતા. તેમની ત્રીજી પેઢીએ આણંદરામ ભટ્ટ હતા. તેમના પુત્રનું નામ પ્રભુરામ હતું, તે કારકુનની નોકરી કરતા હતા. તેમનું લગ્ન મહાલક્ષ્મી ઉર્ફે રાજકોરબાઈ સાથે થયું હતું. આ બન્ને પતિ અને પત્નીને ત્યાં દયારામભાઇનો સંવત્ ૧૮૩૩ ના ભાદ્રપદ શુકલ ૧૧ ને રોજ જન્મ થયો હતો. *

કવિનાં માતા-પિતા ધર્મનિષ્ઠ અને શ્રદ્ધાળુ હતાં. તેમનું ગૃહસ્થ જીવન ભક્તને છાજે તેવું હતું. પોતાનો દરરોજનો ઘણોખરો વખત ધર્માચરણમાંજ જતો. આથી તેમના તરફના સંસ્કારો કવિને પણ ગળ્યા. કવિના કુમળા મગજ ઉપર ન્હાનપણથી ધર્મના સંસ્કારોની છાપ પડી હતી. વળી ચાંડોદ જેવા પવિત્ર તથા કુદરતનું અપ્રતિમ સૌંદર્ય જ્યાં પથરાયલું છે એવા સ્થળમાં જન્મ થવાથી, તેમના સંસ્કારો વધુ તેજસ્વી બન્યા હતા.

**બાલ્યજીવન.**

કવિનું બાલ્યજીવન તેમના મોસાળ ડભોઇમાં પસાર થયું હતું. ત્યાં તેમનું મોસાળ હતું. આ સ્થળમાં માત્ર તેમની બાલ્યાવસ્થાજ નહિ, પણ યુવાવસ્થા અને વૃદ્ધાવસ્થા પણ પસાર થયેલી છે. દયારામભાઇનું શરીર સૌંદર્ય ભલાભલાને મુગ્ધ કરે તેવું હતું. શરીરનું સૌંદર્ય પણ પૂર્વજન્મના ભાગ્યવશાત્ પ્રાપ્ત કરાય છે. દયારામભાઇને તે પ્રાપ્ત કરવાનું સદ્‌ભાગ્ય મળ્યું હતું. કિટ્સ કહે છે A thing of beauty is a joy for ever સુંદર વસ્તુ તે સર્વોદિત આનંદ છે. દયારામભાઈના જીવનમાં પણ ખરેખર તેવુંજ હતું તેમના જીવનમાં જે રસિકતા પાછળથી ઉતરી હતી તેમાં અનેક કારણોમાં તેમનું શરીર સૌંદર્ય પણ હતું. 'બાંધી દડીનું શરીર, ગૌરવર્ણ, કંબુકંઠ

---

* આ જીવન ચરિત્ર બારેની માહિતી રા. નારણદાસ પરમાનંદદાસ ડભોઇવાળા તરફથી પ્રસિદ્ધ થયેલા દયારામભાઇના જીવન ચરિત્ર ઉપરથી લીધી છે.

વિશાળ તેજસ્વી કપાળ, ઘણીજ તેજસ્વી ચપળતાથી ચળકતી વિશાળ આંખો, શુકનાસિકા, મૃગેન્દ્રકટિ, કાચ જેવું પારદર્શક તેજસ્વી શરીર, ઇત્યાદિથી એ આકૃતિ લાવણ્યમયી હતી.' આવું સૌંદર્ય કોનું મન હરણ કર્યા વગર રહે ? સોનું અને સુગંધ મળે તેમ આ શરીર સૌંદર્યની સાથે રસિકતાનું મિશ્રણ તેમનામાં થયું હતું, અને આથી તેમની ધર્મભાવના વધારે આકર્ષક બની.

પ્રભુરામને સંસ્કૃત વિદ્યાના જ્ઞાનનો લાભ મળેલો તેથી તેમનો પુત્ર પણ તે વિદ્યા ભણે એમ ઇચ્છતા હતા. તે સાથે અત્યારના જેવી શિક્ષણની સંસ્થાઓ નહોતી. તે વખતનું શિક્ષણ બહુજ ગામડી પદ્ધતિનું હતું. નિશાળોમાં માત્ર ભાષા અને કેટલુંક વ્યવહારોપયોગી જ્ઞાન શીખવાતું. આવી નિશાળમાં બાપુરામ નામના મહેતાજીના હાથ નીચે દયારામભાઇને લખવા–વાંચવાનું, તથા સાધારણ હિસાબ વગેરેનું શિક્ષણ મળ્યું હતું. થોડું ઘણું સંસ્કૃત પણ ત્યાં શીખેલા. પણ તેમની સંસ્કૃત જ્ઞાનની પિપાસા ઘણીજ વધારે હતી. પિતાની પણ ઇચ્છા હતી કે પુત્ર ભણીને મોટો પંડિત ગણાય. તેથી તેમણે તેમને વડોદરે સંસ્કૃત ભણવા મોકલવાનો વિચાર કરેલો. પણ પિતાનું શરીર તે અરસામાં લથડ્યું અને થોડા સમયમાં તે શ્રીહરિશરણ થયા. આથી દયારામભાઇ માતાને ઘર આગળ એકલાં રાખીને બહાર જઇ શક્યા નહિ. પણ આમ છતાં તેઓએ ખાનગી રીતે પાછળથી અનુકૂળતા મેળવીને સંસ્કૃતનો અભ્યાસ વધારવા માંડ્યો હતો. જ્યોતિશાસ્ત્ર, પિંગળ, કાવ્યશાસ્ત્ર વગેરે ઉપરના હિંદીભાષા તથા વ્રજભાષાના ગ્રંથો તેમણે જોયા હતા. આથી ઘણાખરા વિષયોનું શાસ્ત્રીય જ્ઞાન પણ સારૂં મેળવ્યું હતું. તેમના 'રસિક વલ્લભ' ગ્રંથ તથા 'સતસૈયા' ગ્રંથ વાંચતાં એમના વિશાળ જ્ઞાનની આપણને પ્રતીતિ થયા વગર રહેતી નથી.

દયારામભાઇમાં કવિત્વબીજ અગર પ્રતિભા એ નૈસર્ગિક હતી. મમ્મટ કાવ્યની ઉત્પત્તિમાં 'શક્તિ' કહેતાં પ્રતિભાને પ્રથમ સ્થાન આપે છે. આ પછી 'અભ્યાસ' તથા ઇતિહાસ તથા વ્યવહારાદિનાં અવલોકનને આવશ્યક જણાવે છે. દયારામભાઇની બાળનમાં એ સર્વ હતું. એ કવિતા શક્તિની પ્રેરણાથી તેમણે શરૂઆતમા શ્રીશેષશાયી, નર્મદા વગેરેની સ્તુતિ કાવ્ય દ્વારા કરી હતી. બાળપણમાંથીજ અવનવી સુંદર ગરબીઓ તે રચતા. કવિને ઉપવીત તેમની આઠ વર્ષની ઉમ્મરે અર્થાત્ સંવત ૧૮૪૧ માં ધારણ કરાવવામાં આવ્યું હતું. માતા–પિતા તો તે સમયે તેમનો વિવાહ કરવાને પણ ઉત્સુક હતા. તેથી ગંગા*નામની કોઇ કન્યાના બાપ પોતાની પુત્રીનો વિવાહ દયારામ સાથે કરવાને આવ્યા ત્યારે માતા–પિતાએ તેનો એકદમ હર્ષ સાથે સ્વીકાર કર્યો. ત્યાર પછી ઉપર જણાવ્યું તેમ કવિના પિતા પ્રભુરામ ભટ્ટે સંવત ૧૮૪૩ માં ગોલોકવાસ કર્યો. થોડા સમય પછી તેમની માતા પણ તેમની પચ્ચાડે પુત્રને એકલો મૂકીને ચાલ્યાં ગયાં. આથી કવિ એકલવાયા પડી ગયા, તેમને શું કરવું તેની કશી સમજણ પડી નહિ. જો કે તેમની વય નાની હતી, તો પણ પ્રભુમાં અચળ શ્રદ્ધાવાળા હતા. આથી બિલકુલ મુંઝાયા વગર પ્રભુ જે કરશે તે ખરૂં એમ માનીને જીવનને નિભાવવા લાગ્યા.

આમ છતાં સંસાર તેમને ખુંચવા લાગ્યો. પિતા માતા વગરનું જીવન અકારૂં થઇ પડ્યું. સંસાર એ મિથ્યા વસ્તુ છે તેમાંથી તરવાનો એકજ ઉપાય ખરો છે અને તે પ્રભુની ભક્તિ છે, આ બાબત તેમને હવે સમજાવા લાગી. આથી તેમણે સંકલ્પ કર્યો કે 'મારે સંસાર જોઇતો નથી. એ સંસારનું સુખ હું ભોગવવા ઇચ્છતો નથી.' આ સંકલ્પે તેમનામાં વૈરાગ્ય વૃત્તિ કેળવી, આથી પિતા માતાની હયાતીમા થયેલો વિવાહ તેમણે વર્જ્યો અને 'એક વર્યો ગોપીજન વલ્લભ નહિ સ્વામી બીજો' એવી લીટીએ ગાવા લાગ્યા.

દયારામભાઇને સગામાં એક બ્હેન ગંગાબાઈ હતાં. કેટલાક ડાહીગૌરી નામ તેમની બ્હેનનું આપે છે એ ભૂલ છે. તેમ તેમને મણિશંકર કરીને ભાઈ હતો. આ માટે કોઇ પુરાવો નથી. તેમનાં નજીકના સગામાં તેમની મારી દેવબા હતાં પણ તે માતાની પહેલાં પરલોક ગયાં હતાં પણ હયાત સગામાં કાકાની દીકરી ધનગૌરી કરીને ચાંડોદમાં હતા. આ

**ઇચ્છારામ ભટ્ટજીનો સમાગમ.**

બાઈ આ વખતે તેમની સંભાળ રાખતાં હતાં તથા ખાવાપીવાની સગવડ સાચવતાં હતાં. આ ઉપરાંત તેમની માની ફોઈની દીકરી જોઇતી. બાઈ પણ સંભાળ રાખતાં હતાં. તેમના મામાનું નામ સુરજરામ રઘુનાથદાસ ગહેતા હતું, તે પણ તેમની ખબર રાખતા. પ્રથમ તો થોડોક વખત કવિ ચાંડોદમાં માતાપિતાના મરણ પછી રહ્યા. પણ તેમની બ્હેનના ગુજરી ગયા પછીથી ડભોઇ આવીને મામાને ત્યાં રહ્યા. કવિ જ્યારે એકલવાયી દશામાં પડેલા હતા અને જ્યારે જીવનના ઉમરામાં ઉભા હતા, તે સમયે પ્રભુની કૃપાથી તે ઇચ્છારામ ભટ્ટજી નામની એક સમર્થ વ્યક્તિના સમાગમમાં આવ્યા. આ ભટ્ટજી એક અલૌકિક વ્યક્તિ હતી. તેઓ ઘણા વિદ્વાન અને ચમત્કારી પુરુષ ગણાતા હતા. બ્રહ્મસૂત્ર ઉપર શ્રીમદ્‌વલ્લભાચાર્યના અણુભાષ્ય ઉપર તેમણે પ્રદીપ નામની સંસ્કૃત ભાષામાં ટીકા લખેલી છે. તેમના નામની એક બેઠક અત્યારે પણ ડાકોરમાં છે. આ પુરુષે એક વખત ચાંડોદ પાસે તેન તલાવ આગળ મુકામ કર્યો હતો, તે સમયે ઘણા પુરુષો તેમની પાસે દર્શન તથા ઉપદેશ લેવા માટે જતા. દયારામભાઇએ પણ ભટ્ટજી વિષે ઘણી હકીકત સાંભળી હતી. તેથી તેઓ પણ ત્યાં એક દિવસે ગયા. કવિની સંગીત તરફ અત્યંત પ્રીતિ હતી. તેમાં વળી ભજનો ઉપર ઘણોજ પ્રેમ હતો. તેમણે ભટ્ટજીની સમક્ષ કેટલાંક ભજનો ગાયાં હતાં. ભટ્ટજી આથી તેમના ઉપર અત્યંત પ્રસન્ન થયા અને તેમને પોતાના ગણીને પોતાની પાસે રાખ્યા. તથા દયારામભાઇને શ્રીવલ્લભાચાર્યના ગ્રંથોની વાણી તથા તેનું રહસ્ય જણાવ્યું. શ્રીમદ્‌ભાગવતની કથાનું રહસ્ય પણ તેમની આગળ ખુલ્લું કર્યું. શ્રીવલ્લભાચાર્યના શુદ્ધાદ્વૈત સંપ્રદાયની શાશી ખૂબીઓ છે તે બધી ઝીણવટથી સમજાવી. આ સમાગમને અન્તે ભટ્ટજીએ દયારામભાઇને યાત્રાએ જવાનું કહ્યું. આથી કવિએ તીર્થયાત્રા કરવા જવાને તૈયારીઓ કરી. કવિએ આ પ્રસંગને ગુરુ શિષ્ય સંવાદમાં ઉતાર્યો છે. કવિની પાસે યાત્રાએ જવાને દ્રવ્ય નહોતું, પણ ભટ્ટજીએ કૃપા કરીને તેમને એક 'દાબડી' આપેલી અને કહેલું કે 'લે, આ દાબડી, પાસે રાખીશ તો તને દ્રવ્યની જરૂર નહી પડે' આ દાબડી તે બીજી નહિ પણ અષ્ટાક્ષર મંત્ર. તેના પ્રતાપથી કવિને પૈસાની મુશ્કેલીઓ નડતી નહોતી.

**લઘુયાત્રા.**

ભટ્ટજીની આજ્ઞાથી કવિએ યાત્રાએ જવાની તૈયારી કરી. આ બાબતની જાણ તેમના મામાને થઈ. મામાએ તેમને યાત્રાએ જવાની મના કરી, પણ કવિએ તો તે બાબતનો આગ્રહ નિશ્ચય કરેલોજ હતો, તેથી વાર્યા થોભ્યા નહિ. આ વખતે વેણીભાઇ બ્હેચરભાઇનો ૧૫૦૦ માણસોનો મોટો સંઘ વડોદરેથી યાત્રાર્થે નીકળ્યો હતો. કવિ તે સંઘની સાથે સાથે ગયા. પ્રથમ નાથદ્વારા ગયા અને ત્યાં શ્રીનાથજીની ઝાંખી કરી. અહીંઆં શ્રીનાથજીની સન્મુખ કેટલાંક પદો પણ તેમણે રચ્યાં. ત્યાંથી કાંકરોલીમાં શ્રી દ્વારકાધીશનાં દર્શન કર્યા પછી વૃંદાવન તરફ ગયા. ત્યાં યમુનાનાં દર્શન તથા આદિ વૃંદાવનની લીલાનાં દર્શન કર્યાં તેમજ વ્રજ ચોરાશી કોશની પરિક્રમા પણ કરી, આ પ્રમાણે લઘુ યાત્રા કરીને તે ગુજરાતમાં પાછા ફર્યા, અને વડોદરે આવ્યા ત્યાં તે સમયે ગોસ્વામી શ્રી૧૦૮ શ્રીવલ્લભલાલજી મહારાજે મુકામ કરેલો હતો. કવિએ તેમની પાસેથી પુષ્ટિમાર્ગની સંપ્રદાય રીતી પ્રમાણે બ્રહ્મસંબંધ લીધું. શ્રીવલ્લભલાલજી મહારાજે શ્રીમદનમોહનજીનાં સ્વરૂપ અને સેવાનું અર્પણ કવિને કર્યું કવિએ આ અરસામાં મન ગરબો પણ લીધી.

(અપૂર્ણ.)

ब्राह्मणक्षत्रियविशां शूद्राणां च परन्तप ।
कर्माणि प्रविभक्तानि स्वभावप्रभवैर्गुणैः ॥

અને તે ગુણો દરેકના પૃથક્ પૃથક્ શ્રીમદ્‌ભગવદ્‌ગીતાના અઢારમાં અધ્યાયમાં દર્શાવેલા છે.

પોતાના સ્વભાવથી નક્કી કરેલું કર્મ કરે તો તે મનુષ્ય દુઃખને પામતો નથી એવી પણ ખાસ આજ્ઞા છે.

स्वभावनियतं कर्म कुर्वन्नाप्नोति किल्बिषम् ।

મનુષ્યમાત્ર કોઈપણ કાર્યમાં, કોઇપણ ક્ષેત્રમાં ધાર્મિક બંધનો તરફ લક્ષ દઈ કાર્ય કરે તોજ તે શ્રેયસ્કર થઇ પડે છે.

કેટલાક નૈતિક બંધનોને માને છે, પણ ધાર્મિક નથી માનતા. પણ નૈતિક તે પણ ધાર્મિકજ છે. ધર્મથી રહિત નૈતિક હોઇ શકેજ નહીં. નૈતિક ઉપરાંત ધર્મરૂપી તત્ત્વનો ડર રાખી કર્મો કરવાં એમાં વધારે મહત્ત્વ છે.

એક માણસ નોકરી કરે છે. નોકરીમાં પ્રમાણિકતાથી કામ કરવું, સત્ય બોલવું, માલિકની આજ્ઞા પાળવી, ને માલિકના હિતમાં લાભ થાય તેવું સ્વમાન જાળવી કામ કરવું એ શું તેની ફરજ નથી ? આથી વિરુદ્ધ આચરણ કરે તો પોતાના માલીકનો દ્રોહી કહેવાય એટલુંજ નહી પણ ઇશ્વરનો પણ ગુન્હેગાર.

ઇશ્વરનો ડર રાખી કામ કરવું, રખેને શાસ્ત્રનિર્દિષ્ટ ધર્મોથી હું વિમુખ થાઉં, એ ભાવના તેજ નૈતિક યા ધાર્મિક.

હવે એ ભાવના, એ તત્ત્વ, તે મનુષ્યમાંથી લઈ લ્યો, પરિણામ શું ?

તે ગમે તેવું હીનકૃત્ય કરવા પણ તત્પર થશે ને કરતાં આંચકો પણ નહીં ખાય.

હવે એક માણસ ધંધો, વ્યાપાર કરે છે, પૈસો કમાવો એ તેનો પ્રધાન હેતુ છે. પણ અસત્ય, અધર્મના માર્ગે નહીં. એ જો એમ માને કે હું લોકોને છેતરીશ, દગો દઈશ, અધર્મથી દ્રવ્ય પ્રાપ્ત કરીશ તો ઇશ્વરનો ગુન્હેગાર થઇશ, આ ભાવના તે ધર્મ, નીતિ. એ ભાવના રહિતનું માનસ તે ગમે તે કરવા પ્રેરાય. યેન કેન તકારેણ. By hook or by crook ધન પ્રાપ્ત કરવું એ તેનું ધ્યેય થાય. જ્યારે ધર્મનું બંધન તેને સ્મરણ થયાં કરે, ઇશ્વરી ડર તેની આગળ દૃષ્ટિગોચર થાય તો જરૂર તે અધર્મથી અચકાય.

હવે રાજાનો દાખલો જોઇએ. કેટલાક રાજાઓ માને છે કે પ્રજા હિતનું કાર્ય કરવું પ્રજા સુખી થાય એવા પ્રયાસો કરવા એ તેમની ફરજ છે માટે કરે છે, ધર્મ કહે છે માટે કરતા નથી. એમ કોઈ કહે તો તે ફરજો કોણે બતાવી ! શાસ્ત્રનિર્દિષ્ટ ધર્મો બહારની એ વાત છે. હરગીજ નહીં. પણ કેટલાક બિચારા શાસ્ત્રવિમુખ, ઇશ્વરવિમુખ, ધર્મવિમુખ રાજાઓનું માનસ આ તત્ત્વ માનવા સારૂ ના પાડે છે. ખરેજ, રાજાનો ધર્મ તેના રાજ્યનું ઉત્પન્ન વધારવું એ પણ છે; પણ નહીં કે તે લોકોને, પ્રજાને પીડા કરીને ઉલટું ઉપજનો પૈસો પણ પ્રજાહિતાર્થેજ વપરાવો જોઇએ. પ્રજાના સુખમાંજ રાજાએ સુખ માનવું જોઇએ. બાકી ગમે તે રીતે પ્રજાને પીડી ચુસી પૈસા પોતાની તીજોરીમાં ભરવા અને મોજશોખ માનવો તે રાજા જેવાને બહુ સહેલું કામ છે. કેટલાક બોલી જાણે છે પણ કરવામાં બહુજ પછાત હોય છે તે બહુજ ખરાબ. એટલે રાજા જેવાને પણ પોતાની ફરજો જુદા જુદા ક્ષેત્રોમાં બજાવવા માટે ધર્મરૂપી તત્ત્વ, બંધન આવશ્યક છે. રાજાને માથે ઘણાની જવાબદારી છે એટલે એને તો ખાસ શાસ્ત્રવિહિત ધર્મોનું પાલન કરી શાસન કરવું જોઇએ.

राज्ञो हि परमो धर्मः स्वधर्मस्यानुपालनम्।
शासतोऽन्यायथाशाक्रमनापद्युत्ययानिह ॥

કેટલાક એવા કહેનારા છે કે બસ સમાજસેવા, જનસેવા, દેશસેવા એજ ધર્મ, અન્ય ધર્મ નહીં. એ અધુરૂં જ્ઞાન છે. અરે, કયો ધર્મ એવો છે કે સમાજસેવાને પણ ધર્મનો એક પ્રકાર નથી ગણતો ? પણ સમાજસેવાના નિમિત્તે કેટલાક સ્વાર્થીઓ લોકોમાં વિશ્વાસ પ્રથમ ઉત્પન્ન કરીને તેમને છેતરી તેમના પૈસા હોઇઆં કરે છે એના જેવો સમાજદ્રોહી, દેશદ્રોહી કોણ લેખાશે ? દેશસેવામાં, સમાજસેવામાં તો ઇશ્વરી ડર ખાસ આવશ્યક છે. સમાજની મિલ્કત એટલે સાર્વજનિક. તેમાંથી કંઇ પણ અરે થોડી પણ દુર્વ્યવસ્થા થાય તો મહાપાતક થયું ગણાય. એવી ભાવના હરહંમેશ રાખવી જોઇએ. જ્યારે હાલની સમાજસેવામાં બહુધા એ ડરનો લોપ થયો છે ને કેટલાકજ, બહુજ થોડા શુદ્ધ આચરણથી, શુદ્ધ બુદ્ધિથી સમાજસેવા કરી રહ્યા છે. વળી સાર્વજનિક-સામુદાયિક કાર્યોમાં તો બહુજ નૈતિક, ધાર્મિક બંધનો રહેલાં છે.ને જે સમાજસેવક આ ધાર્મિક તત્ત્વોનું જેટલું વધારે પાલન કરે તેટલો લોકમાં વધારે પૂજાય, જ્યારે પાખંડી થોડો વખત પોતાનું ટટ્ટુ ચલાવે પણ પાછળથી જરૂર ઉઘાડો પડે. મહાત્મા ગાંધીજી પણ હિંદુસ્થાનને સ્વરાજ્યપ્રાપ્તિના માર્ગમાં ઇશ્વરી સહાયનું પ્રાધાન્ય માને છે ને પરિણામ પ્રભુના હાથમા સોંપી પોતાનું કાર્ય આગળ ધપાવે છે તો તે અદ્ભુત, અતકર્ય કાર્ય કરી રહ્યા છે, જેનો જ્વલંત દાખલો મોજુદ છે.

આ ઉપરથી આપણે જોયું કે દરેક પ્રકારના ક્ષેત્રોમાં, અરે બધાંજ કાર્યોમા ઇશ્વરી તત્ત્વ, ઇશ્વરી તત્ત્વ એટલે ધાર્મિક તત્ત્વ, અને ધાર્મિક તત્ત્વ એટલે નૈતિક બંધારણ ખાસ આવશ્યક વસ્તુ છે. ઇશ્વરી તત્ત્વવાળું, ધાર્મિક ભાવનાયુક્ત કોઇપણ કર્મ વધારે જાજ્વલ્યમાન દેખાય છે ને પૂર્ણ રસયુક્ત હોય છે.

ધાર્મિક તત્ત્વરહિતનું કાર્ય એટલે નીરસ, નીરસ વસ્તુ કઇ સારી લાગે ? ગુલાબ, મોગરા જેવાં પુષ્પોમાંથી સુવાસરૂપી રસ લઇ લેવામા આવે, આમ્રફળ જેવા ફળમાંથી મધુરતા ખેંચી લેવામાં આવે તો તે વસ્તુઓ કોને પ્રિય થઇ પડશે ?

પ્રિય વાંચક, આવી સ્થિતિ જો આપણા દરેક કાર્યમાંથી ઇશ્વરી, ધાર્મિક તત્ત્વ ખેંચી લેવામાં આવે તો વિપરીતતા થઈ પડવા સંભવ છે. માટે, રખેને કોઇ તે તત્ત્વહીન થાય. અરે ! ધર્મવિમુખ મનુષ્યનું એટલેથી અટકતું નથી પણ દિવસે દિવસે તેનું અધઃપતનજ થયા કરે છે અને એવા અહંભાવી Egoish યા Materialish મનુષ્યને બહારથી પ્રગતિ દેખાય છે પણ અંતે તેનો ક્ષય છે.

---

પતિતપાવન વલ્લભ નામ,
સદાએ દુઃખનણા વિશ્રામ-પતિત.
ભાવે ભજો નવ બેસે દામ-પતિત.
વિરહથી બળે સંપૂર્ણ કામ-પતિત.
આનંદ ઉપજે આઠો જામ-પતિત.
પુષ્ટિ પુરુષોત્તમ પ્રમાણ-પતિત.
એથી જીવતણું કલ્યાણ-પતિત.
સેવો પ્રેમે થઈ નિષ્કામ-પતિ-

# निरोधलक्षण ग्रंथनो सार.

( લેખકઃ—રા. રા. નટવરલાલ ગો. શાહ, બી. એ. )

નિરોધ એટલે સંસારમાંથી ચિત્તવૃત્તિઓ ખેંચી લઇ ઈશ્વર પ્રતિ વાળવી તે. સંસારમાંથી ચિત્તવૃત્તિઓ ખેંચી લેવાથી દુઃખની નિવૃત્તિ થાય છે. એટલે કે મોક્ષ અથવા મુક્તિ પ્રાપ્ત થાય છે–પણ તે આપણું ધ્યેય હોતું નથી. દરેક જીવનું ધ્યેય આનંદ પ્રાપ્તિનું હોય છે; અને તે પણ ઐશ્વરી, સદાનંદ, દુન્યવી નહિ. દરેક જીવ સુખની આકાંક્ષા રાખે છે. કોઈ દુઃખ ઇચ્છતું નથી. દરેક માણસ દુઃખની નિવૃત્તિથી જ સંતોષ માનતો નથી. તેનું ધ્યેય 'દુઃખની નિવૃત્તિ' અને તે ઉપરાંત સુખની પ્રાપ્તિનું હોય છે અને તેથી પુષ્ટિમાર્ગીય જીવોનું ધ્યેય મોક્ષ નથી પણ સાન્નિધ્ય સુખ, સેવા સુખ વિગેરેમાં સુખ અથવા આનંદ છે. તેથી ઇંદ્રિયોનો ફક્ત રોધ નહિ પણ નિરોધ કરવો એમ કહે છે. રોધ એટલે અટકાવવું અને નિરોધ એટલે ઇંદ્રિયોને સંસારમાં જતી અટકાવી અને પ્રભુ તરફ વાળવી–તેને ધર્મભ્રષ્ટ કે ધર્મચ્યુત કરવી નહિ પણ તેનો ભગવાન નિમિત્તેજ વિનિમય કરવો એ નિરોધનો અર્થ છે.

આ ગ્રંથની શરૂઆતમાં શ્રીમદાચાર્યજી નિરુદ્ધ સ્થિતિને પ્રાપ્ત થયેલાં જીવોની રીતિ નીતિ કહે છે એટલે નિરોધનું કાર્ય લક્ષણ કહે છે એટલે જેમને નિરોધ પ્રાપ્ત થયો છે એવા ભગવત્પ્રેમી જીવો કેવા હોય છે તે બાબતો કહે છે. તે પછી બારમા શ્લોકથી નિરોધ કેવી રીતે સામાન્ય જીવોએ પ્રાપ્ત કરવો એ બતાવે છે, એટલે નિરોધનું સ્વરૂપલક્ષણ બતાવે છે.

જે જીવોને નિરોધ પ્રાપ્ત થયેલો છે, તેવા જીવોને ઉત્તરોત્તર ઉચ્ચ સ્થિતિ પ્રાપ્ત થાય છે ત્યારે જ તેની ભક્તિનું બીજ સુદૃઢ થયેલું ગણાય એમ ભક્તિવર્દ્ધિની ગ્રંથમાં જણાવેલું છે અને ત્યારેજ તે માણસે સંન્યાસ લેવો એમ ભક્તિવર્દ્ધિની અને સંન્યાસનિર્ણય ગ્રન્થમાં બતાવવામાં આવેલું છે. તેથી જેને નિરોધ પ્રાપ્ત થયેલો છે તેવા જીવો વ્યસન દશાએ પ્રાપ્ત થયેલા છે અને વ્યસનના ફળ રૂપેજ તેમને નિરોધસિદ્ધિ થાય છે એમ સમજવું.

આ ગ્રંથની શરૂઆતમાં પહેલા શ્લોકમાં શ્રીમદાચાર્યચરણ દુઃખ માગે છે પણ તે દુઃખ ગોકુલમાં યશોદા અને નન્દ વગેરેને થયું હતું તેવું–એટલે દુન્યવી દુઃખ નહિ પણ પ્રભુના વિરહ તાપનું દુઃખ ઘણા સમયથી જીવ પ્રભુથી જુદો પડ્યો છે, અને તે જીવને સત્ય જ્ઞાન થતાં પ્રભુનો વિરહ સાલે અને જે કલેશ તાપ ઉત્પન્ન થાય તેવું દુઃખ માગે છે. કહેવાનું તાત્પર્ય એ છે કે વ્યસન દશા પછીની દશા એ કલેશ તાપની દશા છે, વળી દુઃખની માગણી કરે છે એનું બીજું પણ તાત્પર્ય હોઇ શકે. દુઃખ વગર સુખની કિમ્મત થતી નથી. વિના પરિશ્રમે અને વિના દુઃખે ભગવાન જો મળી જતાં હોય તો તે ભગવાનની કોઈ કિંમત કરે નહિ. દૃષ્ટાંત તરીકે ગંગા નદીના કાંઠે રહેનાર ને મન ગંગા એટલે એક નદી તે ઉપરાંત કશું નહિ. તેવીજ રીતે દુઃખ વગર અથવા વિના પરિશ્રમે મળેલી વસ્તુની કિંમત થઈ શકતી નથી. દુઃખ એ મણિધર નાગ છે. જ્યારે એ નાગ મરી જાય ત્યારે આપણને મણિ પ્રાપ્ત થાય–તેવીજ રીતે જ્યારે દુઃખ મરી જાય ત્યારે આપણને સુખ મળે અને એમાં આપણને ખરુંજ આનંદ મળે. આથી શ્રીમદાચાર્યચરણ દુઃખ માગે છે અને તે પણ સાધારણ નહિ. ભગવાન જેવી અમૂલ્ય વસ્તુના વિરહનું દુઃખ માગે છે.

બીજા શ્લોકમાં આવા નિરુદ્ધ જીવોની તેથી પણ ઉચ્ચતર ગતિ બતાવે છે. તેમાં કહે છે કે ગોકુલમાં ગોપીઓને અને બીજા વ્રજવાસીઓને ભગવાનના સહવાસથી જે સુખ થયું હતું, તે સુખ મને મળો, એટલે એવા સુખને માટે દરેક જીવોએ પ્રયત્નશીલ થવું જોઇએ એવો આશય

બતાવે છે એટલે ભગવાનનું સાંનિધ્ય સુખ મળે એમ કહે છે. ભગવત્પ્રાપ્તિનો જે આનંદ છે એ આનંદનો સાક્ષાત્કાર થાય એવો આશય છે.

વળી બીજા શ્લોકમાં એમ જણાવાય છે કે—જેમ ગોપીઓને તેમજ વ્રજવાસીઓને સાનિધ્યસુખ આપ્યા પછી શ્રીકૃષ્ણ મથુરા જતા જે વિરહદિયાનો અનુભવ થયો હતો અને ઉદ્ધવના આગમનથી અને શ્રીકૃષ્ણનો સંદેશો કહેવાથી જે આનંદ થયો હતો તેવો આનંદ થાય. આ સુખ અથવા આનંદ બીજા શ્લોકમાં જણાવેલાં સુખ કરતાં ચઢિયાતા પ્રકારનો છે. સાધારણ રીતે સંયોગ સુખ કરતાં વિપ્રયોગ સુખ ચઢિયાતું હોય છે. એટલે સહવાસ કરતાં વિયોગમાં જે આનંદ છે તે વધારે નિર્દોષ અને કસોટીવાળો હોય છે. વિયોગદશામાં પ્રેમીજનોનાં સંભારણાં સુખદાયક છે, અને તે વધારે નિર્મળ અને પવિત્ર હોય છે અને તે સુખની એટલે વિયોગ સુખની માગણી કરે છે.

આવી વિયોગ દશામાં પ્રભુના ગુણ કથન, સાક્ષાત મળતાં સુધી જીવને સુખદાતા થઈ પડે છે. વિયોગમાં વ્હાલાનાં સંભારણાંજ સુખદાયક છે તેવી રીતે પ્રભુ મળતાં સુધી તેમનાં ગુણ ગાનજ સુખ આપે છે. અને જ્યારે પ્રભુ પોતાના ભક્તોનો કલેશ તાપ બહુ પ્રબળ જોશે, જ્યારે વિયોગ દુઃખની અવધિ આવી રહેશે ત્યારે પોતાની કૃપા પોતાના એવા ભક્તો ઉપર વર્ષાવશે અને હૃદયમાં રહેલાં પ્રભુ બહાર પ્રકટ થશે. એટલે પ્રભુનો સાક્ષાત્કાર થશે. અગણિત અને અખણ્ડિત આનંદનો લ્હાવો મળશે. પોતાના હૃદયમાં જે પ્રભુ રહેલા હોય છે તે પ્રભુની સાથે પ્રકટપણે જીવ રમણ કરશે એમ કહેવાનું તાત્પર્ય છે. રાસલીલા વિષે એમ કહેવાય છે કે દરેક ગોપીની સાથે પ્રત્યેક શ્રીકૃષ્ણ રાસ રમતા હતા, એનો અર્થ એજ કે ગોપીઓની ભક્તિની પરાકાષ્ઠાએ તેમના હૃદયમાં ગૂઢ રહેલા પરમાત્મા પ્રકટપણે તેમની સાથે ખેલતા હતા. તેમની ભક્તિએ પ્રભુને જીત્યા હતા. એવી રીતે ઉત્કર્ષ ભક્તિ અને કીર્તનથી ભક્તને સચ્ચિદાનંદપણું પ્રાપ્ત થાય છે. પણ આવું સચ્ચિદાનંદપણું સામાન્ય જીવોને કેવી રીતે પ્રાપ્ત થાય ? તો નિરોધથીજ થાય, અને નિરોધ કેવી રીતે પ્રાપ્ત થાય તે બતાવે છે. નિરુદ્ધ ગતિને પ્રાપ્ત થયેલા શ્રીવલ્લભાચાર્યજી તે બતાવે છે. તે તેમનો અંગત અનુભવ કહે છે. પોતે એ સ્થિતિને પામેલાં છે, તેવું પોતે કહે છે, અને તે અનુભવ ઉપરથી આપણને જીવોને તેનો રસ્તો બતાવે છે. જે આચાર્યજીને પોતાની સ્થિતિ વિષે આવો સંપૂર્ણ આત્મવિશ્વાસ છે, તેમનાં કથન અનુભવ સિદ્ધ અને સત્ય છે એમ સમજવું. તે અંહકાર નથી પણ આત્મશ્રદ્ધા છે.

જેટલે અંશે જીવનો ભગવાન તરફ પ્રેમ હોય તેટલે અંશે તેનો નિરોધ સિદ્ધ થઈ શકે. લૌકિકમાં રહ્યાં છતાં ભગવદ્વિષયમાં પ્રેમ રાખે છે, તેમનો નિરોધ થવા સંભવ છે પણ જે જીવોને જગત એજ વસ્તુ સર્વસ્વ છે, પ્રભુમાં રહેજ પણ જીવ, (મન) નથી તેને માટે નિરોધની આશા નજ રાખી શકાય. તેમના ઉપર તો અનુકૃપા થાય ત્યારેજ તે જીવો પ્રભુ તરફ વળે. પણ જે જીવો મધ્યમ દશામાં છે. એટલે ભગવાન તરફ પ્રેમ હોય, તેમને મેળવવાં આકાંક્ષા હોય પણ પ્રભુ ઉપર અનન્ય શ્રદ્ધા કે સંપૂર્ણ આત્મબળના અભાવે લૌકિકમાંથી સંપૂર્ણ રીતે જીવ ઉઠાડી ન શકતા હોય તેમને માટે નિરોધ આવશ્યક છે, એવા જીવે તેની દરેક લૌકિક વસ્તુઓને પ્રભુમાં જોડવી, દરેક વસ્તુનો ઉપભોગ મનમાં સંકલ્પથી પ્રભુનિમિત્તેજ કરવો. ભગવાનના એક નોકર તરીકેજ તેનો ઉપયોગ કરવો. કાર્ય કર્યાં છતાં તેના ફળની અપેક્ષા રાખવી નહિ. પરિણામ સુખમય હોય તે બધું ભગવાન ઉપર છોડી દેવું. એવી રીતે ઇંદ્રિયોને ટેવ પાડતાં તેમને લૌકિકમાંથી આસક્તિ ઉઠી જશે, અને પ્રભુ ઉપર આસક્તિ થશે. એવી રીતે જે જે વસ્તુઓમાં ઇંદ્રિ-

પોતાની આસક્તિ લાગેલી હોય, તે તે વસ્તુ સહિત ઇંદ્રિયોને પ્રભુમાં જોડવી જેથી ઇંદ્રિયોને વસ્ ઓનો ત્યાગ કરવામાં બળાત્કાર ન થવાથી પોતાની રાજીખુશીથી તે ઇંદ્રિયો હાલ તરત ગમત વાળી વસ્તુ સહિત પ્રભુમાં લાગે છે. પછી એમ ટેવ પડતાં પ્રભુમાં પ્રેમ વધતો જશે અને અમુ વખતે જગતની સંપૂર્ણ વિસ્મૃતિ થઈ જશે. કહેવાનું તાત્પર્ય એ છે કે ઇંદ્રિયો ઉપર બળાત્ક કરવાની જરૂર નથી. બળાત્કાર કરવો એ ક્રૂરતા છે, અને એ દયાળુપણું ખુવે છે–જે જીવ ઇંદ્રિ ઉપર એટલો બળાત્કાર કરે તે જીવની પાસેથી દયાની અપેક્ષા નજ રહે. પણ દયા એ સુ વસ્તુ છે. માટેજ ઇંદ્રિયો ઉપર પણ બળાત્કાર કરવાની જરૂર નથી. ઇંદ્રિયો ઉપર બળાત્કાર ક વાથી કે વસ્તુઓનો નિષેધ કે પ્રતિબંધ કરવાથી, તેને માટે ઉત્સુકતા ઘટવાને બદલે ઉલ્ટી વ છે તેથી ઇંદ્રિયો ઉપર બળાત્કાર ન કરવો જોઇએ, પ્રતિબંધ કે અટકાવ ન થવો જોઇએ પ આદર્શ બદલવો જોઇએ. આપણને કોઈ વસ્તુનો અનુભવ ન થયો હોય અને આપણને કો પોતાની સત્તાને બળે એવો હુકમ કરે એ વસ્તુ પાસે આપણે જવું નહિ. તો તેમ કરવા આપણી ઉત્કંઠા ઉલ્ટી વધે છે, અને આપણે ચોરી છુપીથી પણ તેની પાસે જઇ આવીશું. મનુષ્ય સ્વભાવ છે અને તેથી શ્રીમદાચાર્યચરણે મનુષ્ય સ્વભાવનું સૂક્ષ્મ નિરીક્ષણ કરી લૌકિકમાંથી આસક્તિ ઉઠાવી લેવાનો અને પ્રભુમાં નિમગ્ન બનવાનો સરસમાં સરસ નિરોધ રસ્તો આપણને બતાવ્યો છે.

આવી રીતે નિરોધથી આપણને સંસારસંબંધી કષ્ટ પડતું નથી, કારણકે જે કાં આપણે કરીએ છીએ તે બધું પ્રભુનિમિત્તેજ કરીએ છીએ. તેમાં આપણે કારણભૂત રહેત નથી, અને તેથી સારા કે ખોટા પરિણામના અધિકારી પણ આપણે રહેતા નથી એથી આપ ણને સંસાર છોડતાં કષ્ટ પડતું નથી. વળી તે ઉપરાંત આપણો વૈરાગ્ય પણ સ્થિર રહે છે સંયમ તૂટતો નથી, કારણ કે અનુભવ પછીનો તે વૈરાગ્ય છે. જ્યારે વસ્તુના અનુભવ વગર વૈરાગ્ય ભાવના આવે છે તે ખરી હોતી નથી. સંયમ રાખી શકાય ત્યાં સુધીજ વૈરાગ્ય ટ છે પણ જો સંયમ તૂટી જાય તો તે બમણા જોસથી લૌકિકમાં વહે છે. દૃષ્ટાંત તરીકે નદીન પ્રવાહની આડે એક આડ મૂકીએ કે બંધ બાંધીએ તો એ બંધ છે, ત્યાં સુધી પાણીનો પ્રવા ખાળી શકીએ, પણ જ્યારે તેમાં ગાબડુ પડે અગર તે તૂટી જાય ત્યારે પાણીનો પ્રવાહ બમણ વેગથી વહેવા માંડે તેથી પ્રવાહને અટકાવવાને બદલે તેને લાભકારક દિશામાં વાળવો તેજ સલાહ ભરેલું ગણાય, અને નિરોધથી એવી રીતે ઇંદ્રિઓનો પ્રવાહ પ્રભુ તરફ વાળી શકાય છે અને વૈરાગ્ય ભાવના સ્થિર રહે છે. તેમાં બાધ થવાની આશંકા પણ રહેતી નથી.

એવી રીતે દરેક ઇંદ્રિયનો નિરોધ કરવો જોઇએ. આંખ, મન, મોં વગેરે બધી ઇંદ્રિયોને પણ પ્રભુ નિમિત્તે ઉપયોગ કરવો. ભોગ વિલાસ કે રતિ વિલાસ પણ પ્રભુ નિમિત્તે કરવો. માટ પ્રજા કૃષ્ણ પ્રિય બને એટલે ભગવદીય જન્મે અને સેવા નિમિત્તે કામમાં આવે તેવા ભાવથ રતિ કરવી. એવીજ રીતે દરેક ઇંદ્રિયને ભગવત્કાર્યમાં વિનિયોગ ન થઇ શકે તેમ હોય અગ જ્યારે તેવા કાર્યમાં કોઇ ઇંદ્રિયની જરૂર રહેતી ન હોય ત્યારે તેનો રોધ કરવો પણ તેનો લૌકિ કાર્ય વિષે તો ઉપયોગ નજ કરવો એવી સ્પષ્ટ આજ્ઞા છે એટલે કે ભગવત્કાર્ય સિવાય બીજ કાર્યમાં તો ઉપયોગ નજ કરવો.

અંતમાં શ્રીઆચાર્યચરણ કહે છે કે આનાથી બીજો કોઇ પણ માર્ગ ઉત્તમ નથી, આજ કર્તવ્ય છે અને આ સિવાય બીજો કોઇ મંત્ર, સ્તોત્ર, વિદ્યા કે તીર્થ મહાન જણાતું નથી, અ નિરોધજ બધું છે.

# વાતોની લ્હેર.

કદી કોઇની સાથે પાકું વેર કરવું નહિ,
સંત પુરુષનું નામ પણ મૃત્યુમાંથી બચાવે.

## સત્સંગનો પ્રતાપ.

યુધિષ્ઠિરને ભીષ્મપિતામહ શાંતિપર્વમાં કહે છે કે હે યુધિષ્ઠિર, કદી કોઇની સાથે પાકું વેર કરવું નહિ; કારણ કે ક્યારે કઇ વસ્તુનો ખપ પડશે એ કહેવાય નહિ. વળી કેટલાક મિથ્યાભિમાની લોકો અભિમાનના તોરમાં નિસાધન ગરીબ સ્વભાવના માણસોનું અપમાન કરે છે તેમને દુઃખ દે છે, પણ ભવિષ્યનો વિચાર નથી કરતા કે કાલે સવારે પ્રભુ આપણને એવી સ્થિતિમાં મુકી દે કે તેવાઓજ તેવે સમે મદદગાર થાય સુખડને જેમ કાપે છે અથવા બાળે છે તો પણ તે તો સુગંધીજ આપે છે તેમ ભક્તજનો કે સાધુવૃત મનુષ્યોને દુઃખ દેવા છતા તેઓ તો સર્વનું ભલું જ ઇચ્છે છે. મનુષ્યને ભવિષ્યમા કાલે શું થશે તેની ખબર નથી એમ વિચારી વ્યવહારે દૃષ્ટિએ પણ કોઇને દુઃખ થાય એવું ન કરવું જોઇએ, કે જેથી મનમાં કદી પસ્તાવાનો વખત આવે. આ સંબંધમા મને એક રાજાની વાત યાદ આવે છે. આ વાત આજથી બે હજાર વર્ષ પર ખાસ બનેલી છે. રાજાનું નામ હું ભૂલી ગયો છું, પણ તેને ઘેર આવેલા તત્ત્વજ્ઞાની અથવા સાધુપુરુષનું નામ મને યાદ છે એટલે રાજાને તો હું નામ ન આપતાં રાજા શબ્દથી સંબોધીશ.

સોલન નામે એક સાધુવૃત્ત તત્વજ્ઞાની હતો તે યાત્રાએ નીકળ્યો. માણસ ઘણો પ્રખ્યાત અને પ્રભાવશાળી હતો; એટલે ઘણા દેશોમા આ સોલનની ખ્યાતિ હતી તે યાત્રા કરતો કરતો કોઇ મોટા રાજધાનીવાળા ગામમા આવ્યો, અને રાજદરબારમા અહીં તેને સારૂં માન મળ્યું. આથી તેણે મુકામ પણ રાજાને ત્યાજ રાખ્યો. રાજા ઘણો અભિમાની હતો, તેણે પેલા સાધુજનને પોતાના વૈભવ વગેરે બતાવ્યું, અઢળક દ્રવ્ય, રૂપાળી રૂપાળી ખૂબ રાણીઓ, મોટું લશ્કર અને વિશાળ રાજ્ય એ તેના અભિમાનનું મૂળ હતા આ બધું બતાવી રાજાએ સોલનને કહ્યું કે સોલન મહાત્મા, કહો મારા જેવો કોઇ દુનીઆમા સુખી હશે? આ સાંભળી સોલને કહ્યું કે રાજાજી, કોઇને જીવતા સુખી કહી શકાય નહિ. સુખ ક્ષણભંગુર છે. આજે જે માણસ સુખી હોય છે તે માણસ કાલે અનહદ દુઃખી થઇ જાય છે, માટે તમે સુખી છો એમ મારાથી કેમ કહેવાય? રાજા આ સાંભળી એકદમ ગુસ્સે થઇ ગયો અને ક્રોધ કરીને બોલ્યો કે સોલન મહાત્મા આ શું બોલો છો? વિચારીને બોલજો, મારા સિવાય બીજો ઇશ્વરજ ક્યા છે? આવુ દેખવા છતા તમે મને સુખી છું એવું માનતા નથી એથી મને ભારે ક્રોધ આવે છે. તમારી ગણના સંતોમા છે તેમ નહિ તો મારા હાથ હમણાજ બતાવી દઉં. "હુ સર્વ રીતે સુખી છું." એવુ તમે કહો છો કે નહિ, જો નહિ કહો તો અપમાન પામીને મારા રાજ્ય-માથી ચાલ્યા જવુ પડશે. મહાત્માએ કહ્યુ કે રાજાજી, મારાથી જુઠું તો નહિજ બોલાય, આટલો વૈભવ છતા તમને સુખી કહેવા એને હું જુલમ માનું છું, કારણ કે ક્યારે આફત આવે તે કહેવાય નહિ. પછી મારાથી એવું જુઠું શી રીતે બોલાય? આટલું સાંભળતાં રાજાનો પિત્તો ઉછળ્યો, અને રાજાએ સોલનને ગધેડા પર બેસાડી ગામમાં ફેરવી અપમાન સહિત રાજ્ય બહાર કરવાનો હુકમ કર્યો. માથાપરના કેશાદિક સાફ કરાવી માથા પર ચુનો ચોપડી

તેને ગધેડા પર બેસાડી અપમાન કરી કાઢી મૂકવામાં આવ્યો. મહાત્મા સોલનને તો માન અપમાન સમાન હતાં, તે તો પ્રભુની ઈચ્છા માની યાત્રા પુરી કરી પોતાના વતન તરફ ગયો. ભગવદિચ્છાથી એવું બન્યું કે બીજેજ વરસે કોઇ રાજા તેના રાજ્ય પર ચઢી આવ્યો, ખૂનખાર લઢાઇ થઇ, તેમાં સોલનનું અપમાન કરનાર રાજા એવો તો હાર્યો કે તેની રાણીઓ, ખજાનો, રાજ્યતંત્ર અને અન્ય બધું લઇ લઇ તેને જીવતો બાળી મૂકવાની આજ્ઞા જીતનાર રાજાએ કરી. પેલા અભિમાની અને સુખી રાજાને ! માટે ચહે ખડકવામાં આવી. પાસેજ વિજેતા નૃપ સિંહાસનપર બેઠો છે. તેણે પેલા સોલનનું અપમાન કરનાર રાજાને ચહેમાં બેસવાનો હુકમ કર્યો. થરથરતી કાયા ને જીવે રાજા ચહેમાં બેઠો, પણ તે વખતે તેને મહાત્મા સોલન યાદ આવ્યો, તેનું કહેવું સત્ય લાગ્યું અને અપમાન કરવા માટે ખૂબ પસ્તાવો થયો એટલુંજ નહિ, પણ આવું અપમાન કરવા માટે બહુ દુઃખ થયું ને અગ્નિ મૂકવાની તૈયારીમાં બોલ્યો કે સોલન, સોલન, સોલન–ત્રણ વખત સોલન બોલવાનું કારણ એ હતું કે હે સોલન તારૂં કહેવું હું સમજ્યો નહિ, તું તો સત્યજ બોલતો હતો. આ સોલન શબ્દનો નિઃસાસા ભરેલો ત્રણ વખતનો અવાજ પેલા સિંહાસન પર બેસનાર રાજાએ સાંભળ્યો, એથી તે નીચે ઉતર્યો અને ચહે પાસે જઇને પૂછ્યું કે તું સોલન સોલન શું કરે છે ? ચહેમાં અપમાન સહિત મૃત્યુને ભેટવા તૈયાર થએલા રાજાએ સોલનનું પોતે અપમાન કર્યું હતું, તે પ્રસંગ કહો. આ પ્રસંગ સાંભળતાં આ જીતનાર રાજાને પણ મનમાં એમ થયું કે આજે હું જીતું છું પણ કાલે મારી પણ આવીજ દશા પ્રભુ કરે તો ? આમ વિચારી તેણે આ ચહેમાં બેઠેલા રાજાને ચહેમાંથી ઉતારી માફી આપીને ઉલટું પગે પડી ક્ષમા યાચી. તેનું રાજ્ય તેને પાછું સોંપ્યું ને દરેક રીતે માન મરતબો જળવાય તેમ કર્યું. કહેવાનું તાત્પર્ય એ છે કે આ પ્રમાણે બાહ્ય સત્તાઓના ડોળમાં ને અભિમાનમાં માણસ બીજાને દુઃખી કરવા પાછું વાળી નથી જોતો, પણ કાલે શું થશે એનો વિચાર કરવો જોઇએ. વળી સંત પુરુષનું નામ પણ મૃત્યુમાંથી બચાવી મુક્તિ આપે છે એ સ્પષ્ટ થાય છે તો તેનો સંગ મૃત્યુમાંથી બચાવે એમાં નવાઇ નથી.

રાજ્યની શક્તિના મદમાં અને મિલકત અને સત્તાના મદમાં છકેલાઓએ તથા અન્ય મદાંધોએ આ વસ્તુ ખૂબ વિચારવા જેવી છે.

# Right of Worship in Temples.

The following is the text of the judgment in the Appellate Civil side, reported at pages 323 to 329 Vol. III 1883, delivered by Mr. Justice West & Mr. Justice Nanabhai Haridas.

Anandrao Bhikaji Phadke and three others (Original Plaintiffs) Appellants. V/S

Shankro Daji charya and twelve others (original Deffdts) Respondents.

Caste, Suit for right to exclusive worship-non-joinder of parties. *Chitpavans, Palshes, Limitation-Section 21 of Regulation* II of 1827. Civil Procedure Codes Act VIII of 1859, and Act X of 1877 Section 30.

Four persons of the Chitpavan caste brought a suit in 1876, alleging that they and the members of their caste, in common with certain other castes, possessed the exclusive right of entry and worship in the sanctuary of a temple, and that the defendants, members of the palshe caste, not *being of the privileged castes* infringed that right in 1871 and there after by entering the senctuary and performing worship therein They prayed for a declaration of their right and an injunction restraining the defendants from interfering with it.

The defendants contended ( Inter alia ) that the suit as constituted was not maintainable; that the question was a caste question within *the* meaning of section 21 of *Regulation II of 1827*, and not, therefore within the cognizance of the Civil Courts; and that the suit was barred by the law of limitation.

The judgment of the Court was delivered by West J. The first point taken for the respondents in this case is that the suit was barred by limitation. The acts complained of are intrusions into a sanctuary, and what the plaintiffs seek is a declaration of their right, and injunction against further intrusions on the part of the defendants. Such a suit is not barred by limitation merely because the first act specified may fall beyond the term of limitation. Instrusions and acts of worship, whether rightful or wrongful, are not continuous like possession, and there is not any provision of

he law of limitation which prevents the establishment of a right connected with worship, or a religious institution, merely because the first interference with it may have occurred more than thrice, or more than six, or twelve, years before the institution of the suit. If the act of worship or other proceedings of the defendants, in such a case have been so often repeated and so consistent, during a long period that a presumption of a legal foundation for them fairly arises, they may properly be defended in such a presumption. A long continued and undisputed practice is to be referred, if it can be referred, to a lawful origin. In such a case as the present, proof in this way of a right exercised by the defendants, would so far as it went, disprove the exclusive right set up by the plaintiffs; but this would be a conclusion standing quite apart from limitation.

Next, it was urged that the suit could not be maintained by the plaintiffs as representing the Chitpavan Brahmin community. At present, when persons sure in a representative character section 30 ot the Code of Civil Procedure provides for intimation of the suit being given to all concerned. The former Code, under which this suit was instituted, had not such a provision; but that did not deprive those whose legal interests were affected as members of a class of the right to sue. Section 30 is regulative, not constructive. There must be a right to sue before it can be applied, and this right equally subsisted under the former Code, whatever the consequences of a suit as to finality with regard to the class or classes at large may be. The case of Jenkins v. Robertson (I) is instructive in this respect and indicates that it may be consistent with general principles that certain judicial proceedings taken by, or against, a select number as representing a large class may, if fairly and honestly conducted, bind or benefit the whole class. Here the plaintiffs say they were personally injured by a pollution of their shrine in a way which the Civil Courts can readily prevent. They could properly claim protection on making out a case. If there is anything in the proceedings which has prevented the plaintiffs and defendants from being really representatives of the Chitpavans and Palshes, that can be shown in another case.

Then it is said this is a caste question excluded from the cognizance of the Civil Courts. The meaning of section 21 of Regulation II of 1827 is that the internal economy of a caste is not to be interfered with by the Courts, not that no possible matter of litigation in which a question of caste usage, or right or privilege may arise can be taken cognizanceof. The proper and indispensable limits of the cognizance of religious and caste question by a secular Court are indicated by Sir T. Strange: " A British Court, exercising even the most delicate caution not to meddle with matters of religion, but in so far as it happens to be in separable from the question of right; upon which alone, as it concerns property, or the civil duties of life, it is its proper function to adjudicate. " (1) See also the opinion at page 263 Vol. II. And this corresponded pretty nearly in principle to what in England has been laid down, and acted on, with regard to dissenting religious bodies not disapproved, but also not sustained, or regulated, by the State—Copper v/s Gordon (2) The English Courts have to adjudicate amongst sections of dissenters as to civil rights, though they have no authority in what may, by analogy, be called their caste questions. The principles set forth in the case of Browns v/s Cure of Montreal (3) are of general application, and, should the necessity arise, would warrant the Civil Courts in going much further than they are called on to go in the present case. Now the rights connected with the religious foundation, in the absence of *any code of rules laid down by the founder or the sovereign* power have to be sought in the practice of the institution. What has long been done is presumed to have been rightly done. The evidence on that subject has led the Assistant Judge to the conclusion that the right of exclusive worship set up as against the defendants, by the plaintiffs has been proved, and that the contradictory right set up by the defendant has not. This right is one which the Courts must guard, as otherwise all high-caste Hindus would hold their Sanctuaries and perform their worship, only so far as those of the lower castes chose to allow them. We, therefore, reverse the decrees of the Courts below, and award the relief sought, with all costs, to the plaintiffs.

## નમ્ર વિનંતિ.

પત્રવહેવાર કરનારા બંધુઓને વારંવાર વિનવવામાં આવે છે કે દરેક ગ્રાહકે પોતાનો ગ્રાહ નંબર લખવા ચુકવું નહિ. જે ગ્રાહક બંધુઓ ગ્રાહક નંબર નહિ લખે તેના પત્ર પર ધ્યા આપતાં વાર થાય છે, કારણ કે નામ શોધતાં મુશ્કેલ પડે.

મનીઓર્ડરથી લવાજમ મોકલનારાઓએ પણ પોતાનો ગ્રાહક નંબર નામ સાથે સ્પ લખવો. હકીકત લખવાની જગાએ શરનામું ને નંબર સંપૂર્ણ લખવાં.

**ઉપકાર સ્મરણ**—જે વૈષ્ણવ બંધુઓ આ સંસ્થાને પોતાની ગણી લવાજમ ઉઘરાવવા તથા ગ્રાહક કરવામાં મદદ કરી છે ને કરે છે તેમનો અમે ઉપકાર માનીએ છીએ. એવા વૈષ્ણ બંધુઓ અમારા કાર્યમાં ખૂબ સરળતા કરી આપે છે. કેટલાક બંધુઓ લાગણીથી પ્રભુનું કા સમજી પુસ્તકો મંગાવી પ્રચાર કરી અમને ન્યોછાવર મોકલી આપે છે તેમના ઉપકારનું પ અમે સ્મરણ કરીએ છીએ. આવી સંસ્થાઓ ભગવદીયોની મદદથી જેમ જેમ વિકાસ પામે તેમ તે વધુ સસ્તુ અને સરળ સાહિત્ય રજુ કરે છે, એ વાત દરેક ગ્રાહક બંધુએ યાદ રાખવા જેવી છે

**દીલગીરી**—કેટલાક ઉદાર અને લાગણીવાળા ભગવદીયો જ્યારે આવી સંસ્થાઓને ત મન અને ધનથી મદદ કરે છે ત્યારે ત્રણ ચાર ભાઇઓ એવા પણ નીકળ્યા છે કે તેમણે ત્રણ ત્રણ ચાર ચાર વર્ષ થયાં પુસ્તકો મંગાવી ન્યોછાવર નથી મોકલી આપતા, એટલુંજ નહિ પ પત્રનો જવાબ સરખોય નથી આપતા. એક ભાઇએ પોતાના ભાઇની મારફતે રૂ. ૧૨૮) પુસ્તકો મંગાવ્યાં. કમીશન કાપતાં રૂ. ૯૬) માં રૂ. ૬૫) મોકલી આપ્યા છે. બાકીના માટે પ લખતાં જવાબજ નથી આપતા. તેમના ભાઇ પણ કમીશનથી વેચવા પુસ્તકો ઉપરના સિવા લઈ ગયા છે તેમણે તો ચાર વર્ષ થયાં આપીશ આપીશ કરી પાઈ પણ આપી નથી. અમો દીલગીરી સાથે તેવાઓનાં નામ હવે જાહેરમાં મુકવા પડશે. એકંદરે આવી સંસ્થાઓ ખોટમ કામ કરતી હોય તેમાં વળી આવા ભાઇઓ જવાબ જ ન આપે.

એક ભાઇએ તો અમારી મારફતે બીજાને ત્યાંથી પુસ્તકો મંગાવ્યાં તે અમે વિશ્વાસે લાવીને મોકલ્યાં, ચાર વર્ષ થયાં અમારે પૈસા મજરે આપવા પડયા જ્યારે તે ભાઇ કં જવાબ જ નથી આપતા.

## સ્વદેશી માટે બેનોને વિનવણી.

સુંદરતાનાં દીપક હૃદયની સુંદરતા પર છે. એક હૃદયશીલ ભક્ત ભલે કપડાં વડે સુંદ ન હોય જ્યાં તેના હૃદયની ઉચ્ચતા કે સુંદરતાના રૂપ વડે તે સર્વત્ર માન પામે છે. તેને સ નમે છે. સાચી સુંદરતાને બાહ્ય સુંદરતાની જરૂર નથી. શ્રીવલ્લભપ્રભુ એક ધવલ ધોતી અ ધવલ ઉપરણા વડે પણ અનહદ સુંદર બહુજ રૂપવાન જણાય છે. આથી "સહજ સુંદર" આપનું એક નામ છે તો બેનોને એટલી વિનંતિ છે કે પરદેશી વસ્ત્રોનો મોહ છોડો. સમ વર્તવો જાણએ, જે સમય નથી વર્તતો તેનો નાશ થાય છે. તે છેવટે દુઃખી પણ થાય છે અત્યારે આખો દેશ જ્યારે ભયંકર ગરીબાઇમાં પીડાય છે. ત્યારે શું ડાહ્યાણી બેનો એટલું પણ નહિ સમજે કે આપણે પરદેશી વસ્ત્રો પહેરી આપણા બંધુઓને ભૂખે મારીએ છીએ, અને આપણે મોટા ગોદમાં પતંગીઆની માફક પડીએ છીએ. કોઈ પણ સ્ત્રીના શરીરપર જ્યારે હું પરદેશી વસ્ત્ર જોઉં છું, ત્યારે આપણી સ્ત્રીનિ માટે મને બહુ લાગી આવે છે, કે આપણામાં દીર્ઘદષ્ટિએ વિચારતાની શક્તિજ નથી. કેટલીક જગાએ મંદિરોમાં પણ વિદેશી વસ્ત્રો લવાય છે પંચમહાલ જીલ્લામાં એક મોટી વસ્તીવાળા વૈષ્ણવી ગામમાં મંદિરમાં વસ્ત્રો ખરીદાં તે તદ્દ

પરદેશી ખરીદ્યા નામ આપતા ગમતું નથી પણ તે ગામના વૈષ્ણવ યુવક વર્ગે આ બાબતમા મારી પાસે ફરીઆદ કરી કેટલાક રાષ્ટ્રપ્રેમી યુવાનોએ દર્શનમા પણ ન જવા નિર્ણય કર્યો આપણે સમય નહિ વર્તીએ તો જરૂર સહાનુભૂતિ ગુમાવીશુ, ને ઉલટા યુવકોને બહિર્મુખ બનાવીશુ મંદિર માટે પરદેશીચીજ ખરીદવી કે વાપરવી અથવા પોતે પહેરવી એ સનાતનધર્મની -વૈષ્ણવ ધર્મની કે હિંદુ ધર્મની ઇમારતની દિવ્ય દિવાલો તોડવાનાજ ઉપયોગમાં મદદ કરવા સમાન છે આખા દેશને દુખી કરીને કોઇ પરદેશી વસ્ત્રનો વેપાર કરીને પણ ધન પ્રાપ્ત કરી સુખી થવાની ઇચ્છા કરે એ પણ પ્રભુ હવે નથી સાખવાનો. માટે દરેક બન્ધુને વિનવણી છે કે સ્વદેશી સિવાય અન્ય વસ્તુને અડવું, એ ઝેરી સાપને અડવા સમાન સમજે.

દીનકિંકર.

---

## શ્રીશુદ્ધાદ્વૈત કાર્યાલયમાંથી મળતાં સુંદર ચિત્રજી. સુંદર રંગિન અને સાદાં ચિત્રજીની તૈયારી મોટા પ્રમાણમાં થઇ રહી છે, હાલ મળતાં ચિત્રજી.

૧. શ્રીનાથજીનું મોટુ રંગિન ચિત્રજી મજબુત આર્ટ કાગળ ૦-૨-૦ (૨) બંસીધારી ગૌચારી શ્રીકૃષ્ણ રંગિન, ૦-૧-૦ (૩) બાલમુકુંદ ભગવાન સુંદર વટવૃક્ષના પત્રપર રંગિન ૦-૧-૦ (૪) શ્રીમહાપ્રભુજીને શ્રીનાથજીનું શ્રાવણ સુ ૧૧ નું પવિત્રા એકાદશીનુ ચિત્રજી રંગિન, ૦-૧-૦ (૫) ઉપરનુંજ સાદુ ૦-૦-૬ (૬) શ્રીનટવરપ્રભુ, ૦-૦-૬ (૭) શ્રીયમુનાજીના તટપર યુગલ સ્વરૂપની મંત્રણાનું ચિત્રજીરંગિન, ૦-૧-૦ (૮) શ્રીમહાપ્રભુજી શ્રીસુબોધિનીકાર રંગિન, ૦-૧-૦ (૯) શ્રીગુસાંઇજી યુવાવસ્થા, ૦-૦-૬ (૧૦) શ્રીગુસાંઇજી રંગિન, ૦-૧-૦ (૧૧) બડે શ્રીગિરિધરજી શ્રીહસ્તાક્ષર સહિત, ૦-૦-૬ (૧૨) શ્રીગોકુલેશ ઘોડેસ્વાર, ૦-૦-૬ (૧૩) શ્રીગોકુલેશ વિવાહખેન શ્રીપાર્વતી વહુજી સહિત, ૦-૦-૬ (૧૪) શ્રીગોકુલેશ કાશ્મીરનો વિજય, ૦-૦-૬ (૧૫) શ્રીગોકુલેશ ગ્રંથ વાચન, ૦-૦-૬ (૧૬) શ્રીલક્ષ્મણલાલજી મહારાજ શ્રીગોકુલ ૦-૦-૬ (૧૭) બિરાજમાન ચતુર્થ પંચમપીઠાધીશ્વર શ્રીવલ્લભપ્રભુ, શ્રીકનૈયાપ્રભુ, શ્રીગોકુલેશ સાથે ચારે ચિત્રજીનું એક મોટુ બોર્ડ ૦-૨-૦ (૧૮) શ્રીદામોદરલાલજી મહારાજ શ્રીનાથદ્વારા રંગિન, ૦-૧-૦ (૧૯) શ્રીકનૈયાપ્રભુ શ્રીગોકુલ, ૦-૦-૬ (૨૦) શ્રીહરિરાયજી, ૦-૦-૬ (૨૧) શ્રીગોપેશ્વરજી, ૦-૦-૬ (૨૨) શ્રીગોવિંદપ્રભુ (કામવન) ૦-૦-૬ (૨૩) શ્રીવલ્લભજી મહારાજ શ્રીચંદ્રમાજીમા આસક્ત ૦-૦-૬ (૨૪) શ્રીવ્રજરાયજી મહારાજ (રાજનગર), ૦-૦-૬ (૨૫) શ્રીવ્રજરાયજી મહારાજના બે લાલજી શ્રીબાળકૃષ્ણલાલજીને શ્રીરઘુનાથજી ૦-૧-૦ (૨૬) શ્રીમધુસુદનલાલજી મહારાજ (રાજનગર) ૦-૦-૬ (૨૭) શ્રીરણછોડલાલજી મહારાજ (રાજનગર), ૦-૦-૬ (૨૮) શ્રીગિરિધરજી મહારાજ (કોટા), ૦-૦-૬ (૨૯) શ્રીવાગીશલાલજી મહારાજના બે લાલજી શ્રીપુરુષોત્તમલાલજી તથા શ્રીવિઠ્ઠલનાથજી, ૦-૧-૦ (૩૦) શ્રીવલ્લભાચાર્યજી મહારાજ (શ્રીગોકુલ અને કામવન), ૦-૦-૬ (૩૧) કાંકરોલીસ્થ શ્રીવ્રજભૂષણલાલજી તથા શ્રીવિઠ્ઠલનાથજી, ૦-૧-૦ (૩૨) ઉપરનાજ સ્વરૂપ રંગિન, ૦-૨-૦ (૩૩) શ્રીબાલકૃષ્ણલાલજી મહારાજ કાંકરોલી રંગિન, ૦-૧-૦ (૩૪) શ્રીરમણલાલજી મહારાજ (મથુરા), ૦-૦-૬ (૩૫) જુનાગઢવાળા શ્રીપુરુષોત્તમલાલજી તથા શ્રીવ્રજભૂષણલાલજી, ૦-૧-૦ (૩૬) શ્રીગોકુલાધીશજી મહારાજ રંગિન (જુનાગઢ), ૦-૧-૦ (૩૭) શ્રીગોપેશ્વરલાલજી મહારાજ શ્રીજીદ્વારા, ૦-૦-૬ (૩૮) શ્રીદેવકીનંદનાચાર્યજી (કામવન) ૦-૦-૬ (૩૯) શ્રીગોપાલલાલજી મહારાજ (મથુરા) ૦-૦-૬ દશદિગંત વિજયી શ્રીપુરુષોત્તમજી રંગિન ૦-૧-૦.

---

નિરૂપણ કરતાં પુષ્ટિમાર્ગમાં ત્યાગ અને વૈરાગ્યને મુખ્ય સ્થાન છે એ મહાપ્રભુજીના ચરિત્રથી તથા કુંભનદાસના દૃષ્ટાંતથી સિદ્ધ કરી બતાવ્યું હતું, બાદ શુદ્ધાદ્વૈત બ્રહ્મવાદનું નિરૂપણ કરતાં શંકર, રામાનુજ, વિગેરે આચાર્યો કરતાં આપે વેદની એક વાક્યતા કેવી ઉત્તમ રીતે કરી છે તે સાકાર અને નિરાકારનું નિરૂપણ સમાજાવ્યા બાદ અન્ય બુદ્ધ, રૂષભ, કપિલદેવજી પ્રભૃતિ અવતારો કરતાં શ્રીવલ્લભાવતારની શ્રેષ્ઠતા જણાવી સ્વવ્યાખ્યાન પૂર્ણ કર્યું હતું. તે પછી બાળાઓએ શ્રીમહાપ્રભુજીનો ગરબો ગાયો હતો. બાદ શુદ્ધાદ્વૈત-પાઠશાળાગાં ભણનાર વિદ્યાર્થી વર્ગને અને બાળાઓને સેક્રેટરી હીરાલાલ બાબુએ પાઠશાળા તરફની રૂ. ૨૪ ની સ્કોલરશીપ વહેંચી હતી. બાદ સેક્રેટરી છોટાલાલભાઇ શ્રોફે ઉપસંહાર કરતાં જણાવ્યું કે આજ સ્થાનમાં જો શ્રીફળ વહેંચવાનાં હોત તો કેટલો જનસમુદાય ભરાયો હોત? તલ માત્ર પણ જગ્યા ખાલી ન હોત કિંતુ અફસોસ છે કે આ ગામમાં શુમારે ઓછામાં ઓછી પાંચ હજારની વૈષ્ણવોની સંખ્યા હશે છતાં માત્ર ગણી ગાંઠીજ જનતા ઉપસ્થિત થયેલ દૃશ્યમાન થાય છે. હવેથી તેમ ન થવા સૂચના આપી પાઠશાળાનો તમામ વૈષ્ણવોને તથા પોતાના બાળકોને લાભ લેવા જણાવી જયનાદપૂર્વક સભા વિસર્જન કરવામાં આવી હતી.

**સાવલી**—ચૈત્ર વદિ ૧૧ શ્રીમહાપ્રભુજીનો જન્મોત્સવ હોવાથી શ્રીહરિરાયજી મહાપ્રભુજીની બેઠકમાં શ્રીદાદાજી પલને ઝુલ્યા, રાજભોગ વખતે કમળના બંગલામાં બીરાજેલા વિગેરે સમયના ઘણા આનંદપૂર્ણ દર્શન થયાં. હાલમાં શ્રીદાદાજીની બેઠકમાં સાવલીના મુખીયાજી અંબાલાલ પુંજાલાલ શુકલ સેવા ઘણા પ્રેમભાવપૂર્વક કરતા હોઇ દર્શનનો આનંદ ઠીક મળે છે. શ્રીદાદાજી સેન સમયમાં તિબારીમાં બિરાજે છે, તે વખતે સ્વરૂપનાં અદ્ભુત અલૌકિક દર્શન થાય છે. ભાવુક સેવા કરનાર મુખીયાજી હોય તો વૈષ્ણવવૃન્દમાં પણ સેવા ભાવનાની જાગૃતિ થાય છે. અધિક માસ નજીક આવે છે; તો સાવલીમાં બીરાજતા શ્રીનિધિ સ્વરૂપ શ્રીહરિરાયજી મહાપ્રભુજીનાં અલૌકિક દર્શનનો તેમ મનોરથ કરવા ઇચ્છનાર ભાવુક વૈષ્ણવોને લાભ લેવાનો સમય આવી પહોંચ્યો છે. એમ ભાઇ હિંમતલાલ લખી જણાવે છે.

**उज्जनका समाचार**—श्रीमद्गोस्वामि श्री१०८ श्रीमुरलीधरलालजी महाराज कामीस्थ आगर से यहां पधारे. आपश्रीका व्याख्यान चैत्र कृ. ११ रविवारको "भक्ति और वैष्णव स्वरूप" पर अत्यंत ही असरकारक वचनामृत द्वारा वैष्णवोंको अलभ्य लाभ देकर श्रीकृष्णमंडलको कृतकृत्य किया. आपश्री चैत्र शु. ३ को इंदोर पधारे।

"वैशाख कृष्ण ११ सोमवारको श्रीआचार्यजी महाप्रभुजीके महोत्सवके उपलक्षमें श्रीकृष्णमंडलकी तरफसे सभा की गई उसमें कृष्णगढ (राजपुताना) निवासी संस्कृत विद्या विशारद पंडित हरिश्चन्द्रजीका व्याख्यान अति ही सरस और मधुर श्रीमद् वल्लभाचार्यजीके प्रागट्यपर शास्त्रोंसे प्रमाण करके समझाया. यद्यपि पंडितजीकी अवस्था १० मासकी थी तबसे आपके दोनों नेत्र जाते रहे हैं. तथापि श्रीप्रभुजीने आपको ज्ञानचक्षु एसे प्रदान किया हैं, कि आपने थोडी ही अवस्थामें अनेक विषयोंका अध्ययन कर लिया है, आप काशीविश्वविद्यालयकी व्याकरणकी मध्यमा परीक्षा तथा साहित्यकी आचार्य परीक्षाके पांच खण्ड पास कर चुके हैं. और आचार्य परीक्षाके अंतिम खण्डकी तैयारी कर रहे हैं, इसके सिवाय अष्टाध्यायी महाभाष्यका अवलोकन आपने स्वतः कर लिया है इसी प्रकार न्याय, वैशेषिक, योग, मीमांसा, सांख्य शास्त्रोंका भी अवलोकन आप कर रहे हैं, आपको संगीत कीर्तनसे भी अच्छा परिचय है. अतः आपका धर्मोपदेश नित्य ही वैशाख कृ. ८ से वैशाख शु. १२ तक रात्रिको ८ बजे श्रीनाथजीके मंदिरमें होता रहा है

८ बजे से श्रीकृष्ण भजन " द्वापर आरम हो गया है. यहां श्रोतावृन्दको अलभ्य लाभ नित्य ही मिल रहा है. और अभी एक मास हुआ सम सरकी प्रतिपदाको श्रीमद् वल्लभकुल भूषण श्री१०८ श्रीगोकुलनाथजी महाराजश्रीने कृपा करके नाम निवेदन करके स्वमार्गीय सिद्धातकी पूर्ण कृपा की है तब ही तो एक महीनेमें ही स्वमार्गमें इतने ओतप्रोत व्याख्यान सुनकर सर्व आश्चर्यान्वित हो जाते है और आपश्री की आज्ञा है कि परदेशमें वैष्णवोंको स्वमार्ग सिद्धात समझाओ तो आपकी कृपासे वैष्णवोंको अनीर्वचनीय लाभ मिल रहा है और श्रीपडितजीके प्रथम गुरु जो बडे ही विद्वान और शिव मतके थे वह भी ६० वर्षकी अवस्थामें आपश्रीके शरण आये जो कि पहिले पुष्टिसम्प्रदायका विरोध करते थे ॥

वैशाख कृ. १३ बुधवारको श्रीआचार्यजी महाप्रभुजी क्षिप्राजीके तटपर गगाघाट पधारे. वहा गगाघाटपर श्रीकृष्णमंडलके उत्साही नवयुवकोंके प्रयत्नसे कृत्यमडली मनोर्थ करके श्रीके दर्शनको अनुपम लाभ लीया ॥

**आगर (ग्वालियर)**—श्रीमुरलीधरलालजी महाराज काशीवारे फाल्गुन शुक्ल द्वादशीको आप आगर पधारे तथा आपश्रीको मनोरथ लाला रामगोपालजीके श्रीठाकुरजीको फाग खिलायवेको हतो सो आपश्रीने अपने श्रीहस्तसों फाल्गुन शुक्ल त्रयोदशीको लालाजीके ही बगीचेसें श्रीठाकुरजीको सुखपालमें पधराये. आगे बेंडका बाजा, तापाछे रगबिरगी झडिये लिये हुए वैष्णवमडलके बालक तापाछे कीर्तनिया मंडली तापाछे समस्त वैष्णवगण मध्यमें श्रीठाकुरजीको सुखपाल तापाछे महाराजश्री बग्गीसे साथ, तापाछे समस्त स्त्रीजन, या भातिसों दिनके चार बजे बगीचे पधारे. बगीचेमें कुंज बनाई गई तामें उत्सव भोग वहा ही आरोगे, भोग सराये पाछे दर्शन खुले आपश्री श्रीहस्तसों श्रीठाकुरजीको फाग खिलाये, अलौकिक दर्शन भये तापाछे ३०० लगभग वैष्णवोंने महाप्रसाद बगीचेमें लिया. श्रीठाकुरजी ग्यारह बजे रातको निजमदिर पधारे, महाराजश्री ८ दिवसलों विराजे बहुतहि आनन्द भयो तथा आपश्रीने अपने वचनामृतसों समस्त वैष्णवमडलको सुख दियो।

**શ્રીમદ્ વલ્લભાચાર્યજી પ્રાદુર્ભાવ મહોત્સવ**—(સુરત) અત્રેની શ્રીબાળકૃષ્ણ શુદ્ધાદ્વૈત ન્હાનસભા તથા સમાજના તરફથી મોટા મંદિરના ચોગાનમા ઉપરોક્ત મહોત્સવ ચાલુ ચૈત્ર વદ ૯–૧૦–૧૧ ને દિવસે ચિ. આયુષ્યમાન્ ગૌ. શ્રી ૧ શ્રીગોવિંદરાયજી બાવાના સભાપતિપણા હેઠળ ઉજવવામા આવ્યો હતો.

નવમે દિવસ પ્રથમ મંગળાચરણ બાદ શ્રીમદ્ વલ્લભાચાર્યજીના ચિત્રજીને શ્રીમાન સભાપતિના શ્રી હસ્તે પુષ્પમાળા ધરાયા બાદ વ્યાખ્યાન ચાલુ થયા હતા.

સાંપ્રદાયના પ્રસિદ્ધ વિદ્વાન મહાનુભાવિ ભ-મનમોહનદાસ દ. દશમે બે દિવસ સિદ્ધાંતમય મનનીય વ્યાખ્યાનનો લાભ આપ્યો હતો તેમજ એક દિવસ શેઠ પોપાવાળા તથા રા. ચંદુલાલભાઈએ વ્યાખ્યાનનો લાભ આપ્યો હતો.

શ્રીમાન સભાપતિએ તો દશમે તથા એકાદશીએ અનેરો આનંદ આપ્યો. દશમે શ્રીવલ્લભાચાર્યજીના આચાર્યત્વ તથા એકાદશી "મહોત્સવ" પુરૂષોત્તમત્વ સિદ્ધ કર્યું હતું. એક વાદી પોતાનો કેસ જેવી રીતે દાખલા દલીલથી રજુ કરે તેવી સુંદર રીતે પોતે વ્યાખ્યાનનો લાભ આપ્યો હતો ત્રણે દિવસ શ્રીવલ્લભાચાર્યજીના જયઘોષ સાથે સભા વિસર્જન થઈ હતી

**કોચીનમાં ઉજવાયેલો શ્રીમદ્ વલ્લભાચાર્યજીનો જન્મ મહોત્સવ**—હંમેશ મુજબ અત્રેની હવેલીના સુપ્રસિદ્ધ કીર્તનકારોના કીર્તન થયા બાદ શેઠ પુરૂષોત્તમ લક્ષ્મીદાસ ભાઇએ શ્રીમદ્ વલ્લભાચાર્યજીના ચિત્રજીને પુષ્પમાળા પહેરાવી સુશોભિત કર્યા. નિમંત્રેલા શ્રોતાઓને બાળકોએ સુમધુર સ્તુતિથી પ્રફુલ્લિત કર્યા. પુષ્પકળિ સમાન સુકોમળ બાલકાઓનાં ટુંકા અને ટચ વ્યાખ્યાનોએ શ્રોતા વર્ગને વધારે આનંદરસ પીરસ્યો. 'હરિનામ માહાત્મ્ય' અને 'ઇંદ્ર મત્રાસુર' નામના સંવાદોને ભાઇઓ અને બ્હેનો બન્નેએ વાણીના અવાજથી વધાવી લીધા. કલ્યાણદાસ લક્ષ્મીદાસ ગાદોયાએ શ્રીમહાપ્રભુજીની આછી આછી જીવન રેખા, પોતાના વ્યાખ્યાનદ્વારા શ્રોતાઓના મનપર દોરી. તે જીવનરેખા પર જગજીવન જીવાભાઇ માલવીઆ અને રામદાસ કૃષ્ણદાસ ગાદોયાએ સોનેરી કોતરણી કોરી. તદનંતર પાઠશાળાના મુખ્ય વિદ્યાર્થી ખુશાલદાસ જીવાભાઇ માલવીઆએ શ્રીમહાચાર્યજીનું મહાત્મ્ય અને સ્વરૂપ પોતાના બુલંદ અવાજે સુંદર રીતે વર્ણવી શ્રોતાવર્ગને મુગ્ધ કરી દીધો. પાઠશાળાના અધ્યાપક પૂજ્ય શાસ્ત્રીજી હાથીરામ રતનજી શર્માએ શ્રીમહાપ્રભુજીના ચિત્રકાર હોનદાર પરના ચમત્કારને વર્ણવી, શ્રોતાઓને શ્રીમહાચાર્યજીના ચમત્કારના પ્રત્યક્ષ દર્શન કરાવ્યાં. અંતે શ્રીનટવરલાલજીના કુલ મંડળીમાં દર્શન થવાની તૈયારી હોવાથી, સભાને, શ્રીમદ્ વલ્લભાચાર્યજીના જયઘોષ વચ્ચે, વિસર્જન કરવામાં આવી અને બાલકોના પાઠશાળાના પ્રમુખ શેઠ હરિદાસ ચતુર્ભુજ, શેઠ પુરૂષોત્તમ લક્ષ્મીદાસની કાં. અને શાહ વિઠ્ઠલદાસ હીરાચંદ તરફથી ઇનામ આપી સંતુષ્ટ કરવામાં આવ્યા.

**શ્રીમદ્ વલ્લભાચાર્યપ્રાદુર્ભાવમહોત્સવની જોધપુરમાં થયેલી ઉજવણી**—જોધપુર (મારવાડ)માં ચૈત્ર કૃષ્ણ એકાદશી સોમવારની સાંજે ૭ કલાકે અહીંના શ્રીબાલકૃષ્ણજીના મંદિરમાં ગોસ્વામિ ચિ. શ્રીદ્વારકેશલાલજી બાવાના પ્રમુખપણા નીચે અહીંના વૈષ્ણવોએ તથા સનાતની પ્રજાએ અખંડભૂમંડલાચાર્ય "શ્રીમદ્ વલ્લભાચાર્યચરણ" નો પ્રાદુર્ભાવ મહોત્સવ ઘણોજ ઉત્સાહ ભર્યો ઉજવ્યો હતો. સભામાં જનતા ઘણીજ સારા પ્રમાણમાં જણાતી હતી. સભામાં અહીંના વૈદરાજ શ્રીયુત ગોકુલચંદજી ધોળકાજી, વૈદરાજ શ્રીયુત બદરીનાથજી તથા રાજ્યના જાણીતા પંડિતજી શ્રીયુત ભગવતીપ્રસાદજી તથા અહીંના સનાતન ધર્મ સભાના પ્રમુખ વગેરે અનેક પંડિતો અને સદ્‌ગૃહસ્થોએ હાજરી આપી હતી.

શરૂઆતમાં સભા બોલાવવાનો ઉદ્દેશ સભાના હેડખીદ શ્રીયુત વૈદરાજ બદરીનાથજીએ વાંચી સમજાવ્યો હતો. ત્યારબાદ બે વધાઇ શ્રીમહાપ્રભુની કીર્તનીઆએ ગાઇ હતી. તદનંતર આજની સભાના નિયત થયેલ વ્યાખ્યાતા ગો. શ્રીવ્રજનાથલાલજી થી. મહારાજે શ્રીમદ્ વલ્લભાચાર્યચરણના જીવનચરિત્રપર પ્રકાશ પાડતાં હીંદી ભાષામાં જણાવ્યું હતું કે આજે મારવાડની વૈષ્ણવી જનતા પહેલવહેલોજ શ્રીમદ્ વલ્લભાચાર્યચરણનો પ્રાદુર્ભાવ મહોત્સવ ઉજવે છે એથી આનંદ થાય છે.

ત્યારબાદ વક્તાએ કેટલુંક ઐતિહાસિક દૃષ્ટિથી શ્રીમહાપ્રભુજીના જીવનની આલોચના કરી હતી અને શ્રીમહાપ્રભુના નિર્મલ સિદ્ધાંત અને ઉપદેશોનું પાલન અને મનન, ચિંતવન કરવાનો આગ્રહ કર્યો હતો.

ત્યારબાદ પ્રમુખશ્રીએ ઉપસંહાર કરી શ્રીમદ્ વલ્લભાચાર્યચરણના ગ્રંથોનું અને સિદ્ધાંતોનું નિત્ય મનન અને અધ્યયન કરવાની ભલામણ કરી હતી.

ત્યારબાદ પં. શ્રીયુત ભગવતીપ્રસાદજીએ આ વક્તાનો તથા પ્રમુખશ્રીનો આભાર માન્યો હતો અને શ્રીમહાપ્રભુના જયઘોષ સાથે સભા વિસર્જીત થઇ હતી.

**"બીલખામાં શ્રીવલ્લભ મહોત્સવ"**—નવ વાગે નામદાર દરબારશ્રી રાવતવાળા સાહેબ તરફથી ઘોડા ગાડી, બે મોટરો અને ઘોડેસ્વારો આવી ગયા એટલે સ્વયંસેવકોએ નીચે મુજબ ક્રમવાર પરભુગીની ગોઠવણ કરીને દરેક ગાડીમાં શ્રીમહાપ્રભુજીના ચિત્રજી પધરાવ્યાં.

સૌથી આગળ નગારાં, શરણાઇ, ત્રાંસાં વગેરે વાજવાળાં, કીર્તનીયા મંડળી, અન્ય હીંદુઓ, ઘોડા ગાડી, ઘોડેસ્વારો, સ્કાઉટની ટુકડી, મોટર, પાઠશાળાનાં બાલકો, સ્ત્રીઓ તથા બાલિકાઓ, એવી રીતે ગોઠવાઇને વરઘોડો હવેલીએથી નીકળી દરબારશ્રી બાણુવાળા સાહેબના બગીચામાં ફોટો લેવરાવીને સ્ટેશન, જીન, દવાખાનું અને હવેલી પાસે થઇને સભા સ્થાને આવી હતી. જ્યાં પ્રથમ પાઠશાળાના બાળકો અને બાલિકાઓના સંવાદો પછી રા. માણેકચંદ પાનાચંદ શાહે શ્રીમહાપ્રભુના જીવનચરિત્ર ઉપર વ્યાખ્યાન આપ્યું અને ત્યારબાદ શ્રી મહાપ્રભુજીના સંક્ષિપ્ત જીવન ચરિત્રના પુસ્તકો તથા પાઠશાળાનાં

રીપોર્ટ અને પુષ્ટિમાર્ગ વિરોના સંવાદની પત્રિકાઓ સમાજનોને વિના ન્યોછાવરે [illegible]
પ્રભુજીના જયના ધ્વનિ સાથે સભા વિસર્જન થઈ કે તરતજ પલનાના દર્શન તથા નંદ મહોત્સવ થયો. બપોરે ચાર વાગે પાછી સભા થઈ હતી જેમા પંડિતશ્રી માધવશર્માજીએ આચાર્યશ્રીનું આદર્શ જીવન તથા તેમના ઉદાર સિદ્ધાંતો સમજાવતું સુંદર વ્યાખ્યાન કરી શ્રોતાઓમા આચાર્યશ્રી પ્રત્યે સુંદર ભાવ ઉત્પન્ન કર્યો હતો. ત્યારબાદ શાસ્ત્રીજી નવલરામ ભાઈએ પણ તેજ બાબત ઉપર ટુંક વ્યાખ્યાન આપી અને પછી ઉત્સવ માટેના ફંડમા મદદ આપનારાઓના નામો વાચી સંભળાવી અને તેમનો તેમજ ઉત્સવના કાર્યમા કોઈ પણ રીતે મદદ કરનારાઓનો આભાર માની સભા વીખરાણી હતી. સાંજના ૬॥ વાગે શેઠ કરસનદાસ જેચંદના મકાનથી કલશ સહિત વરણાગી નીકળવા તૈયાર થએલી તેનો ફોટો લેવરાવી અને સવારની પેઠે ગોઠવાઈને વરણાગી નીકળી બજારમા રસ્તા ઉપર ફોટો લેવરાવી અને હવેલીએ આવી કળશની આરતી થઈ હતી અને કુંજ મંડળી, નિકુંજના દર્શન કરીને બધા વીખરાયા હતા. બહાર ગામના પણ મેંદરડા, કેશોદ, બગસરા, વીસાવદર, રામેશ્વર, મંડલીકપુર, બધાળા, કોટડા, બગડુ, સીમાસી, પ્રેમપરા, વગેરે ઘણા ગામોના વૈષ્ણવો આ ઉત્સવનો આનંદ લેવા માટે આવ્યા હતા.

**ધારીમાં પ્રાકટ્ય મહોત્સવ**—ચૈત્ર વદિ ૧૧ સોમવાર આજે અખંડ ભૂમંડલાચાર્યવર્ય શ્રીમદ્ વલ્લભાચાર્યચરણનો પ્રાકટ્ય મહોત્સવનો માંગલિક દિવસ હોવાથી ગામના વૈષ્ણવોના હૃદય આજે સવારથી જ આનંદમા ઝુલતા હતા,

અમારી સંસ્થામાં જોડાયા પહેલા તેઓએ (૧) સુરદાસજીનું જીવનચરિત્ર, (૨) નંદદાસજી કૃત સંપૂર્ણ રાસપંચાધ્યાયી, (૩) પ્રેમશૃંગારદોહાવલી. (૪) વલ્લભદર્પણ, (૫) પતિવ્રતાપ્રભાવ, (૬) ગિરિરાજ ભૂષણ, (૭) સોરાષ્ટ્રની સાધ્વી, (૮) વ્રજ મંડલ, (૯) શ્રીવલ્લભઅષ્ટોત્તરશતનામ, (૧૦) પુષ્ટિમાર્ગનો સાચો સિદ્ધાન્ત, ઉપરના પુસ્તકો લખી અને પ્રસિદ્ધ કરી સંપ્રદાયની તથા ગુર્જર સાહિત્યની અપૂર્વ સેવા બજાવી છે. તે લેખન શૈલીમાં આહ્લાદ વિનયી તથા દલપતરામના કાર્યકર્તા હતા કવિતા શૈલી ઘણીજ સારી હતી તે તેના પુસ્તકો ઉપરથીજ જણાઈ આવે છે. તેમના લખેલા ગ્રંથોદ્વારા તેમનું નામ ગુર્જર ભાષા ભાષી જનતાના હૃદયમાં ચિર અંકિત રહેશે ઉપરોક્ત પુસ્તકોમાં સુરદાસજીનું જીવન ચરિત્ર, સંપૂર્ણ રાસપંચાધ્યાયી, પ્રેમશૃંગાર, દોહાવલી, શ્રીગિરિરાજ ભૂષણ, શ્રીવ્રજમંડલ, શ્રીવલ્લભઅષ્ટોત્તર શતનામ, પુષ્ટિમાર્ગનો સાચો સિદ્ધાન્ત ઇત્યાદિક ગ્રન્થો સાંપ્રદાયિક છે અને ઇતર ગ્રન્થો ગુર્જર સાહિત્યના છે. છેલ્લા થોડા સમયથી નરસિંહદાસભાઇએ અમારી સનાતન ભક્તિમાર્ગીય સાહિત્ય સેવાસદન નામની સંસ્થામાં જોડાઈ ચાર ગ્રન્થો સંપાદન કર્યા છે.

(૧) શુદ્ધાદ્વૈત ભક્તિ પ્રવર્તક સસ્તી ગ્રન્થમાળા મણકો ૧ પહેલો શ્રીવલ્લભવંશ વચનામૃત, (૨) મણકો ૨ બીજો પુષ્ટિમાર્ગીય શિક્ષામૃત, (૩) મણકો ૩ ત્રીજો શ્રીમદ્ ભાગવત અને બોપદેવ તથા સર્વોત્તમ ધર્મ કોને કહેવો, (૪) મણકો ૪ ચોથો રસિકરસ સિન્ધુ ભાગ ૧ લો.

આ સિવાય તેઓ સાંપ્રદાયિક એવં અન્ય ગુર્જર સાહિત્યના સુપ્રસિદ્ધ પત્રમાં તથા પત્રિકાઓમાં અવાર નવાર લેખો લખી સંપ્રદાયની એવં ગુર્જર સાહિત્યની સેવા બજાવતા હતા તે લેખો ઉપરથી તેમનો વિશાલ અનુભવ અને સંપ્રદાયના ગ્રન્થોનું વાચન તથા અભ્યાસ તરવરી આવે છે. જો કે થોડા દિવસ થયા અમારી સંસ્થા સાથે તેમનો વ્યવહાર બંધ થયો હતો પરંતુ તેઓએ પોતાના નિવાસ સ્થાનમાં રહીને પણ સંસ્થાની ગ્રન્થોદ્વારા સેવા કરવાનું વચન આપ્યું હતું તેઓ વધુ સેવા બજાવત એમ અમોને આશા પણ હતી પરંતુ દુર્દૈવને લીધે અમારાથી છુટા થયા બાદ છ માસની અંદર આ પૃથ્વી છોડી પરલોક વાસી થયા છે અમારી છેલ્લી મુલાકાત તેઓ સાથે તા. ૨૫-૧૨-૩૦ નારોજ રાણુકરોરણા મુકામે થઈ હતી ત્યારપછી બે મહિના બાદ અચાનક અમોને "કવિરાજ નરસિંહદાસભાઈ લગભગ ૮ આઠ દિવસની અંદર બીમારી ભોગવી અવસાન પામ્યા છે" આ સમાચાર મલ્યા આ સાંભળી અમોને આશ્ચર્ય યુક્ત ખેદ થયો. ભગવદિચ્છા બળવત્તમ ભગવાન્ શ્રીકૃષ્ણચન્દ્ર તેમના પુણ્યશાલી આત્માને અને તેમના વિયોગી કુટુંબને ચિરશાન્તી આપે એમ ઇચ્છી વીરમીએ છીએ. એમ શાસ્ત્રી કૃષ્ણરામ લખી જણાવે છે.

**શ્રી અષ્ટાક્ષર જપયજ્ઞ મહોત્સવ**—અત્રે ગોરાગામ બંદરે આ ચાતુર્માસમાં શ્રી અષ્ટાક્ષર મહામંત્રના આઠ કરોડ જપ કરવાની જે યોજના થએલી, તે કાર્યની ઉજવણી નિમિત્તે એક મહોત્સવ-સંમેલન આવતા પુરુષોત્તમ માસની સુદિ ૧-૨-૩ ના રોજે ગોરાગામ મુકામે સંપ્રદાયના પ્રખર વિદ્વાન અને આ માસિકના માનનીય તંત્રી **શ્રીયુત વસંતરામ હરિકૃષ્ણ શાસ્ત્રીજીના** પ્રમુખપદે ભરવામાં આવનાર છે. તે માંગલિક પ્રસંગે આ કાર્યમાં ભાગ લેનાર તેમજ સર્વે વૈષ્ણવ બંધુઓને ભગવદીયોના સાથ સહિત પધારવા નમ્ર વિનંતિ છે. ગોરાગામ આવવા માટે મુંબાઇ ભાઉના ધક્કાના નામે ઓળખાતા બંદરેથી સવારના સ્ટા. ટા. સાત વાગે સ્ટીમર ઉપડે છે. તે પેનબંદરે દશવાગે ઉતારે છે. સ્ટીમરનો ચાર્જ સેકન્ડ ક્લાસ પંદર આના છે. પેન બંદરે ઉતર્યા પછી ત્યા ગોરાગામની મોટરો તૈયાર હોય છે. તેમા બેસવું. તે ગોરાગામ અઢી વાગે પુગાડશે.

વધુ માહીતીની જરૂર હોય તેણે મુંબઇ ત્રાંબાકાંટા નટવર હાઉસ ત્રીજે દાદરે શા. મલુકચંદ શાન્તીદાસની પેઢી ઉપર પૂછવું. અગર નીચેને શીરનામે પત્રવ્યવહાર કરવો.

ગોરાગામ બંદર,
તા. માણગામ.
જી. કોલાબા,

લી. વલ્લભદાસાનુદાસ,
મોહનલાલ રવચંદ ગાંધી.
મંત્રી, વૈ. પ મ. સભા.

## અનુક્રમણિકા.

### જ્યેષ્ઠ માસ—૧૯૮૭.



---

ગ્રાહક બંધુઓને સૂચના કરી કરીને થાકયા પણ ઘણા ગ્રાહક બંધુઓ ગ્રાહક નંબર લખતા નથી; જેથી અમને નામ શોધતાં બહુ મુશ્કેલી પડે છે. અમારી પાસે કારકુન નથી; કારણકે કારકુનનું ખર્ચ સંસ્થાને પોષાય તેમ નથી; જેથી બધું કામ જાતે કરવું પડે છે. તો વૈષ્ણવ બંધુઓ સાવચેતી રાખે તો અમારૂં કામ કેટલું બધું સરળ બની જાય ! વળી બધા ગ્રાહક બંધુઓ અમારી તકલીફ સામે જોઇ દયા વિચારી લવાજમ મોકલી આપે તો પણ વી. પી. કરવાની મુશ્કેલીમાંથી બચી જવાય ને વી. પી. ખર્ચમાંથી પોતે પણ બચી જાય. અધિક માસનો અંક પણ બહાર પડતાં જલદી મળી જાય.

---

ધન કમાવાના ઉત્તમોત્તમ ઉપાયો જાણવા માટે અને જે વડે હજારો મનુષ્યો ધંધે વળગી પૈસાદાર થયા છે.

# ધનવાન

## અને પૈસાદાર થવાના ઉપાયો (ચોથી આવૃત્તિ)

આ પુસ્તક આજેજ મંગાવો. તમે ગમે તે ધંધો કરતા હશો તોપણ તે તમારા ધંધાને વધારવા
દદ કરશે, તમે ધંધો શો કરવો તેની મુઝવણમાં હશો તે વખતે તમને આ પુસ્તક હજારો ઉદ્યોગો
ત્યક્ષ બતાવી દઇ તમને પૈસાદાર બનવાના માર્ગે વાળશે. તેમાં ૧૩ ભાગ નીચે પ્રમાણે છે.

ભાગ ૧ લો ધનનું મહત્વ ૨૦ પ્રકરણ છે. ભાગ ૨ જો જેમાં ૩૦ પ્રકરણ છે, જેથી ધનવાન
વાને કેવી યોગ્યતા પ્રાપ્ત કરવી તે છે. ભાગ ૩ ધંધામાં શોધ અને કયા ધંધાથી ધનવાન થવાય છે
. ભાગ ૪ થો જુદા જુદા પ્રકારની નોકરી કેવી રીતે પ્રાપ્ત કરવી, ભાગ ૫ મો વેપાર, ધનવાન થ
કાય તેવા અનેક જાતના વેપારો, **ભાગ ૬ ઠો ખેતી**—જમીનનો કસ શી રીતે વધારવો ખાતર ક્ય
કારનું કઇ જમીનમાં કેટલું નાંખવું વગેરે ઉપરાંત વરસાદ પાણીની તંગાશ શી રીતે પુરી પાડવી
જુદી જુદી જાતનાં અનાજ તથા મરીમસાલા વગેરેનું વાવેતર ક્યારે કેવી રીતે કરવું કે જેની પેદા
૨ વરસ કરતાં દસ કે વીસ ઘણી વધી શકે વિગેરે ભાગ ૭ મો ખનીજ પદાર્થો, **ભાગ ૮ મો** મોતી
રા માણેક વગેરેની સંપૂર્ણ માહિતી મોતી ધોવાં ઝવેરાતનો વેપાર કરવાની રીત. ભાગ ૯ મો હુન્ન
દ્યોગ તેમાં તમામ પ્રકારના રંગ બનાવવાની રીત કાગળ બનાવવાની રીત, કાગળ બનાવવાનો ઉદ્યો
ાચનો ઉદ્યોગ, જુદી જુદી જાતના કાચ **બનાવવાના પ્રયોગો, ચામડાનો** ઉદ્યોગ, ચામડાને શુ
રી પકવવાની, તેના પર જુદાજુદા રંગ ચઢાવવાની રીત, **સાબુ** બનાવવાની રીત, **મીણબત્તી** બનાવવા
રોઆટર બનવાનો ધંધો, **સીમેન્ટ** બનાવવાની રીત, **વારનીશ**—દરેક પ્રકારના વારનીશ બનાવવા
નાવટ,**લાખ** બનાવવાની ક્રિયાઓ,**શાહીની** જુદીજુદી જાતની બનાવટો, **બટનો** બનાવવાની બનાવટો **દીવ**
**સળીઓ** દરેક જાતની બનાવવાની ક્રિયાઓ સોનુ રૂપું રેણ વિગેરે કરવું ધાતુઓ ધોઇ પોલીશ કરવી, તેન
ઉપર અક્ષરો કોતરવાની રીત, ધાતુ ઊપર વિજળીની મદદ વડે **ગીલેટ** ચઢાવવો, **વીજળીની બેટરી** બનાવ
વાની, ગુલાબજળ, ઓરંજ વોટર, વગેરે અનેક બનાવટો સુગંધીનો, ક્ષેમનક્રીમ,સોડાવોટર લેમોનેડવોટર ટોની
ટર, જીંજર બનાવવાની રીત, તેનો પાવડર બનાવવાની રીત, જુદી જુદી જાતના **બીસ્કીટ** બનાવવાન
રીત, છીંકણી બનાવવી, સુગંધી, કસ્તુરી મદ્રાસી, તપકીર વગેરે ત્રણચાર હજાર હુન્નરના પ્રયોગો, ભાગ ૧૦ મે
વિવિધ પ્રકારના એસેન્સ અને અર્ક બનાવવાની રીતો, પેટંટ દવાઓ કોલેરા મિક્ષ્ચર, દાદરનો મલમ
ક્લોરોફોર્મ; ક્વિનાઇનની ગોળીઓ, ફોરફરસ પીલ્સ, આયર્ન પીલ્સ, કમ્પાઉન્ડ આયર્ન, મીક્ષ્ચર, સીર
ઓફ હાઇપોફોસ્ફાઇટ ઓફ લાઇમ, નાઇટ્રેટ ઓફ પોટાસ વીગેરે બનાવટો. ભાગ ૧૧ મો આયુર્વેદિ
દવાઓ, ભાગ ૧૨ મો ધન પ્રાપ્તિના આધ્યાત્મિક ઉપાયો **ભાગ ૧૩** મો જેમાં ગરીબમાંથી ધનવા
થએલા અનેક પુરુષોનાં જીવન ચરિત્રોનો સમાવેશ કર્યો છે. એમાંના ઘણા પ્રયોગો તો ખાસ નવી
અને હજારો રૂપિયા ખરચતાં શીખી ન શકાય. તેવા ગુપ્ત હતા તે પણ દાખલ કર્યા છે. કીંમત મા
રૂ. ૧૦] પો. રૂ. ૦ા હાલ તરતમાં રૂ. ૮-૦ માં મળશે, પાન ૮૦૦

---

ઓગણીસ વર્ષનું જુનું
જાણીતું ઉત્તમ
માસીક

# ભાગ્યોદય

દર મહિને નિયમીત
માસીક
પ્રગટ થાય છે.

શરીર મન અને આત્માની ઉન્નતિ કરાવનાર ધાર્મિક અને વૈદકનાં વિષયો ચર્ચતું ઉપયોગી માસિ
આજેજ ગ્રાહક થવું. લવાજમ રૂ. ૩) ભેટનું પુસ્તક મફત મળે છે. નમુનાની નકલ મફત.

ભાગ્યોદય ઓફીસ [દવે ફાર્મસી] અમદાવાદ અને કાલબાદેવી મુંબઇ.

श्रीवाक्पतिपादा विजयन्तान्तमाम् ॥

# શુદ્ધાદ્વૈત-ભક્તિમાર્તંડ.

વર્ષ ૬. ] જ્યેષ્ઠ, શ્રીવલ્લભાબ્દ ૪૫૩. [ અંક ૩.

## प्राचीन कीर्तन.

संपादकः—अधिकारीजी देवरामभाई वेरावल.

राग कानरो ॥ प्रीतम नूपुर मति न उतारो ॥ ईनकी धुन सुन पार परोसन चट्टा करेगी हमारो ॥१॥ भले करो जग चर्चा मेरी तुम निज प्रण नहीं टारो ॥ नारायन जे शरण चरणकी तिन्हे न कीजे न्यारो ॥२॥ ॥पद॥

राग कानरो ॥ प्यारो पैये केवल प्रेममें ॥ नांही ज्ञानमें नांही ध्यानमें नही करम कुल नेममें ॥१॥ नांही भारतमें नही रामायण नहीं मनुमें वेदमें ॥ नही झघरेमें नही युक्तिमें नही मतनके भेदमें ॥२॥ नही मंदिरमें नहीं पूजामें नही घंटाकी घोरमें ॥ हरिचंद वह बांध्यो डोले एक प्रेमकी डोरमें ॥३॥ ॥पद॥

राग सोरठ ॥ क्यो नहीं करो प्रेम अभिलाख ॥ या विन मिले न नंद दुलारो परम भागवत साख ॥१॥ प्रेम स्वाद अरु आन स्वाद यों ज्यों अकडोडी दाख ॥ नागरीदासहीयेमें एसें मन वच क्रम कर राख ॥२॥ ॥पद॥

राग बिहाग ॥ भाव बिन माल नफा नांही पावे ॥ भाव बज भक्तनको सरवस भावही हदे दढावे॥१॥ भाव भक्ति सेवा सुमरन कर पुष्टिपंथमे धावे ॥ सूर भाव कारण सबहिनको भावही ते हरि भावे ॥२॥ ॥पद॥

---

## श्रीसुबोधिनीनां सूत्रो.

भगवतः समाश्रयण ज्ञानमार्गेऽपि भवति । यथा च ज्ञानिनां देहाध्यासाभावात् तत्स्पर्शेन न मुक्ति' किंतु तदुपदेशेनेति, तद्व्यावृत्त्यर्थं पादपदप्रयोगः । पादसंश्रयणं भक्तिमार्ग एव ॥

ભાવાર્થ—ભગવાનનો આશ્રય જ્ઞાનમાર્ગમા પણ છે, પણ એવી રીતે છે કે જ્ઞાનીઓને દેહાધ્યાસ નથી, ( જ્ઞાનીઓ સાકાર બ્રહ્મને માનતા નથી ) તેથી તેના સ્પર્શ વડે મુક્તિ નથી પણ ઉપદેશ વડે મુક્તિ છે. અહીં ( શ્રીભાગવતમા ) સાકાર—અલૌકિક આકારવાળા પ્રભુના સ્વરૂપનો સંબંધ છે, તેથી ચરણકમળનો આશ્રય છે તેથી " पादपदप्रयोगः " પાદ—ચરણકમળ—પદ વાપરવામા આવ્યું છે ચરણકમળનો પૂર્ણ આશ્રય તો ભક્તિમાર્ગમાંજ છે.

**વિવેચન**—આ શ્રીસુબોધિનીનાં વચનામૃત આપણે બરાબર સમજીશું તો જ્ઞાનમાર્ગ અને ભક્તિમાર્ગનો ભેદ સ્પષ્ટ સમજાઇ જશે. જ્ઞાનીઓ પ્રભુનો આકાર માનતા નથી, તેઓ નિરાકાર બ્રહ્મને માને છે. જ્યાં આકારજ નથી ત્યાં અવયવોનો પણ અભાવ છે, એટલે ત્યાં ચરણાદિકનો સંભવજ નથી. જ્યાં ચરણાદિકનો અભાવ છે, ત્યાં પાદ-સંશ્રયણ હોયજ શાનું ? આથી જ્ઞાનિઓ પ્રભુના ઉપદેશ વડે મુક્તિ થાય છે એમ માને છે. આ ઉપદેશ પણ પ્રભુનો અમુક અંશે આશ્રય તો છેજ, કારણ કે જે વસ્તુને આકાર નથી તેનું વર્ણનજ શી રીતે થઇ શકે ? એટલે જ્ઞાન પણ વસ્તુ વગર તો નજ હોઈ શકે. પણ તેઓ પ્રભુને સાક્ષાત્સ્વરૂપાત્મક નથી માનતા એટલે આ વસ્તુનું ભિન્નત્વ ભક્તિમાર્ગમાં ને જ્ઞાનમાર્ગમાં છે. ભક્તિમાર્ગીયો "आनन्दमात्र करपादमुखोदरादि" આ વાક્ય પ્રમાણે શ્રીપ્રભુ સાકાર છે અને તેનાં હસ્ત, ચરણ, મુખ અને ઇંદ્રિયાદિક સર્વ કેવળ આનંદનાં બનેલાં છે, આથી આનંદાત્મક સ્વરૂપ પ્રભુનો સર્વ રીતે આશ્રય કરે છે. આ વસ્તુ વિચારવામાં આવે તો આપણે ચરણસ્પર્શાદિક કેમ કરીએ છીએ તે પણ સ્પષ્ટ સમજાય તેવી વસ્તુ છે. પ્રભુના ચરણકમળનો આશ્રય કરાવનાર જે પ્રભુનો સ્વરૂપાનુભવી હોય તેજ હોય છે અને તત્ત્વદષ્ટિએ તેનામાં અને પ્રભુમાં કંઇપણ ભિન્નત્વ નથી. આથી તેવા ભક્તનો દેહ પણ આનંદમય પ્રભુના આવેશથી આનંદમય હોય છે. આથી તેવા દેહને પણ અલૌકિક અનુભવી શકાય. તેમાં અલૌકિકતા હોય છે. લૌકિક દેહ અને અલૌકિક દેહનું ભિન્નત્વ અહીં નથી અને આવો સર્વત્ર અનુભવ એજ શુદ્ધાદ્વૈતસિદ્ધાંત. જે પોતે સર્વ રીતે પ્રભુમાં આસક્ત થઇ તદ્રૂપ થઇ અલૌકિક બન્યો છે તેને આખું વિશ્વ અલૌકિકજ જણાય છે. તેને ક્યાંએ ભેદ નથી જણાતો. તે સર્વત્ર પોતાના પ્રભુનેજ સ્વરૂપાત્મક અનુભવે છે કારણ કે અનુભવદ્વારા તેનાં સર્વાંગે ઇશ્વરાવેશ છે. ભક્તિમાર્ગ કે પ્રેમમાર્ગ વગર આ સ્થિતિ થતી નથી. આવી સ્થિતિ થવા માટેજ આ આપણો ભક્તિમાર્ગ છે. આવા ભક્તના આશ્રયથી પણ ભગવદાશ્રય સિદ્ધ થાય છે. તે પ્રભુનો આશ્રય છે તેના સ્પર્શ વડે પણ પ્રભુ મળે છે. આ વસ્તુ આપણે પાછળ જોઇ ગયા છીએ. આપણાં મંદિરોમાં સર્વને એકત્રિત દર્શનાદિક કરાવવામાં આવે છે તેનું કારણ આ પણ છે. પ્રભુનાં દર્શનમાં કોઈ ભગવદાવેશી—અનુભવી ભક્ત હોય તો તેના સ્પર્શ દ્વારા કે ઓજસો દ્વારા પણ પ્રભુનો આનંદ મળે છે. અલૌકિકતામાં સ્પર્શાદિકમાં દિવ્યતાજ છે. તેમાં લૌકિકદષ્ટિને સ્થાનજ નથી. પ્રભુ સામે બિરાજે છે. પ્રભુમાં પ્રેમ ધરાવનારા ભાવુકો પ્રભુનાં દર્શનમાં લીન થયા છે. ત્યાં લૌકિક વિચારને સ્થાનજ ક્યાં છે ? માત્ર તેવાં સ્થાનોમાં લૌકિક વિચારનુંરાજ તેમાં વિપરીતતા જુએ છે. અને તે દોષ તેમની દષ્ટિનો છે. પ્રભુનાં દર્શનાદિકમાં ભીડ કે ધક્કાધક્કી પણ પ્રભુપરના અનહદ પ્રેમનું પ્રદર્શન છે. પ્રભુ તો તેવું જોઇને કૃપાપૂર્ણ બની જાય છે. પોતાપરના અનહદ પ્રેમને લીધે દેહનું પણ અનુસંધાન નથી. એ વસ્તુસ્થિતિ પ્રભુને પણ પીગળાવે છે. ધક્કા ખાય, મુક્કી ખાય, કોણી ખાય, ઝાપટ ખાય પણ પોતાના પ્રભુને ન છોડાય આજ પ્રેમની અવધિ છે. આનુંજ નામ પાદસંશ્રયણ, આનું જ નામ સ્વરૂપાસક્તિ. આવી લહેર નિરાકારમાં હોઇ શકે ખરી ? આવો પ્રેમાનંદ પણ ત્યાં હોય ખરો ! જ્ઞાનીનો નિરાકારાનંદ તો ગણિતાનંદ છે. સ્વરૂપાસક્તિનો તો અગણિતાનંદ છે. વસ્તુ સ્પષ્ટ દેખાય છે.

**જેને પ્રભુમાં સ્વરૂપાસક્તિ થઈ છે તે ગમે તેવી દશામાં પણ સેવા નહિજ છોડે. ગમે તેવાં સંકટ આવે, દુઃખની ઝડીઓ પડે, ચામડી ઉતરે, ભૂખે મરે, પ્રાણ જાય પણ પ્રિયના સ્વરૂપની સેવા જરા પણ ન છોડે. તેમાંજ તદ્રૂપ રહે. આજ પાદસંશ્રયણનું સત્યસ્વરૂપ છે. પ્રિયસ્વરૂપના અનુભવપૂર્વક આશ્રય વગર આ સ્થિતિ થવી કઠણ છે.**

અહીં પુષ્ટિપ્રવાહ અને મર્યાદાભેદ આ શ્રીમહાપ્રભુજીના ગ્રંથના તત્ત્વવિચારે સમજવાનું છે કે જ્ઞાનીઓ વાણીમાથી ઉત્પન્ન થએલા હોવાથી તેઓ વાણીનાજ વિલાસી હોય છે. જ્યારે પુષ્ટિ સૃષ્ટિ શ્રીઅંગમાથી એટલે સ્વરૂપમાથી ઉત્પન્ન થએલી હોવાથી શ્રીઅંગની સેવાની કે સ્વરૂપની વિલાસી છે. જ્ઞાની મર્યાદામાર્ગીય છે. આમ હોવાથી ઉત્પત્તિને લીધેજ આચાર-વિચારને વ્યાવૃત્તિમાં ભિન્નત્વ છે, એટલે આમા કોઇ પણ પ્રકારનો વિરોધ ન વિચારવો. પ્રવાહી સૃષ્ટિ પ્રવાહી કાર્ય, મર્યાદા માર્યાદિકકાય અને પુષ્ટિસૃષ્ટિ પુષ્ટિકાર્ય કરે તેમા ઉત્પત્તિ-પ્રકૃતિજ કારણરૂપ છે, તેથી તેમા વિરોધાભાસ ન જોવો જોઇએ દીનકિંકર.

---

શ્રીમાન્ લાલૂભટ્ટોપનામક શ્રીબાલકૃષ્ણભટ્ટે રચેલ

## निर्णयार्णव.

ગૂજરાતી અનુવાદ.

**( અનુવાદકઃ—શ્રીયુત કેશવરામ કાશીરામ શાસ્ત્રી. )**

[ સામ્પ્રદાયિક ગ્રન્થોના વાચન વખતે અનેકવાર કેટલાએક ન સમઝાય તેવા સ્થળો આવી પડે છે. એથી કરી વાચનમા ભંગ પડે છે. આપણા સમ્પ્રદાયમા પૂર્વે થયેલા કેટલાએક મહાનુભાવી ગોસ્વામિવર્યોયે તેમજ વિદ્વાન ભટ્ટોયે એવા સન્દિગ્ધ સ્થળોની સન્દિગ્ધતા સ્વતન્ત્ર લેખો લખી દૂર કરી છે. એવા કેટલાયે સ્વતન્ત્ર લેખો સામ્પ્રદાયિક ગ્રન્થભણ્ડારોમા વિરાજે છે. પ્રભુચરણસમ્પ્રાપ્ત ભગવદીય તેલીવાલાયે વેણુનાદ માસિકમા આવા કેટલાએક સંસ્કૃત સ્વતન્ત્ર લેખોની પ્રસિદ્ધિ કરેલી. શ્રીલાલૂભટ્ટજીયે આ રીતે કેટલાએક સન્દિગ્ધ સ્થળોની સન્દિગ્ધતા દૂર કરવા પ્રયત્ન કર્યો છે. બીજા સ્વતન્ત્ર લેખકારોની અપેક્ષાયે શ્રીલાલૂભટ્ટજીમાં વિશેષતા એ છે કે—એવા સ્વતન્ત્ર લેખો પૃથક્ પૃથક્ ન લખતા નિર્ણયાર્ણવ નામના ગ્રન્થમાજ સંગ્રથિત કરી દીધા છે. મહાનુભાવીયોના ઉક્ત લેખો સંસ્કૃત ભાષામાં રચાયેલા હોવાથી અને સામાન્ય જનતામા સંસ્કૃત ભાષાના જ્ઞાનનો ઓછો પ્રચાર હોવાથી તેમજ સુબોધિનીજી વગેરે ગ્રન્થોના વાચન વગેરેમા કેટલાયે સ્થળોયે શંકાઓ રહી જતી હોવાથી, એવા લેખોનું ગૂજરાતી ભાષાન્તર હોય, તો કાઇક અંશે વાચન વગેરેમા સફળતા થાય. આ હેતુથી અત્યારે તો નિર્ણયાર્ણવ ગ્રન્થનું ભાષાન્તર આપવામાં આવે છે. તદનન્તર નિર્ણયાર્ણવ-પરિશિષ્ટ તરીકે અન્ય મહાનુભાવીયોના સ્વતન્ત્ર લેખોને ગૂજરાતીમા ઉતારવા પ્રયત્ન કરવામા આવશે—અનુવાદક. ]

### પ્રથમ તરંગ.

श्रीगिरिधारी तनोतु मङ्गलानि ।

**મનહરછન્દ.**

ટેઢી પાઘ શિરપર, વિલસન્તી મોતી લર,<br>
તેથી ખૂબ ઝળકન્ત, જેનું મુખપદ્મ છે;<br>
લીલાઓની ખાણ તેથી ઉજાગરા રાતે કરી,<br>
ચપલ એ નેત્રમીન, તન્દ્રા ભરપૂર છે,<br>
પ્રભુકેરા માધુર્યને, જોવા કાજ તલસેલા,<br>
ભક્તવૃન્દ કેરે ચિત્ત, આનન્દ દેનાર જે;<br>
ગિરિવરધારી, ચોર રસિકોના હૃદયના,<br>
બાલકૃષ્ણ પ્રભુ વ્હાલા, દાસ આ તેને ભજે.

શાર્દૂલવિક્રીડિત.

શ્રીહસ્તામ્બુજમાં લઇ રમકડાં, નન્દાઙ્ગણે જે ફરે,<br>
શ્રીગોપીજનયૂથમાં મન હરે, તેનેય તે છેતરે;<br>
"નાચો, મોદક આપશૂ" ત્યમ કહે, ઇચ્છા કરે નૃત્યમાં,<br>
તે શ્રીબાલકૃષ્ણ નન્દતનય, ક્રીડા કરો ચિત્તમાં. ૨

અનુષ્ટુપ.

નમી શ્રીવલ્લભાચાર્ય, પ્રભુ શ્રીવિઠ્ઠલેશને;<br>
જાણવા તેમની ઉક્તિ, નિર્ણયાર્ણવ આ બને. ૩<br>
સુબોધિની નિબન્ધે ને, ભાષ્યે પ્રકરણાદિમાં;<br>
બુદ્ધિદોષ થકી ઉઠે, વિદ્વન્મણ્ડન-આદિમાં. ૪<br>
સંશયો ટાળવા એ સૌ, કરૂં આ કાર્ય યત્નથી;<br>
શ્રીગોવર્ધનધારીના, ચરણાબ્જ-પ્રસાદથી. ૫<br>
શ્રીમદાચાર્ય-વર્યોનાં, તેમ શ્રીવિઠ્ઠલેશનાં;<br>
જાણવા વેણ, એ ઇચ્છા, માટે ક્રમ કર્યોજ ના. ૬

શ્રીમદાચાર્યચરણોએ શ્રીસુબોધિનીજીના આરમ્ભે રચેલી કારિકાઓમાંની પાંચમી કારિકા વિશે અહીં પ્રથમ વિચાર કરવામાં આવે છે.

આ જગતમાં જન્મેલા દૈવી જીવોને ભગવાનના તત્ત્વ સમ્બન્ધનું જ્ઞાન નથી. જ્ઞાન નથી એટલું બસ નથી, પરન્તુ વિપરીત જ્ઞાન થઈ ગયું છે. તેથી કરી કૃષ્ણચન્દ્રજીની ભક્તિ કરવા કોઇ પ્રવૃત્ત થતું નથી. આમ ભક્તિ કરવામાં પ્રવૃત્તિનાજ અભાવે એ બિચારાઓનાં કાંઈ પણ કામ સરેજ ક્યાંથી ? દૈવિજીવન આમ નષ્ટ થતું જોઈ તેવા જીવો ઉપર આચાર્યચરણોને અત્યન્ત દયા ઉત્પન્ન થઈ. આથી કરી પ્રભુભક્તિનું પ્રતિપાદન કરનાર શ્રીમદ્ભાગવતશાસ્ત્રનું યથાર્થ વિવરણ કરવાની ઇચ્છા થતાં શ્રીસુબોધિનીજીની રચના કરી. એવો સામાન્ય નિયમ છે કે-ગ્રન્થકર્તા જો પ્રતિષ્ઠિત હોય તોજ તેનો ગ્રન્થ વિદ્વાનોમાં આદર પામે. આ પ્રતિષ્ઠિતતા બતાવવા અને તેને અંગે પોતે અહીં શામાટે અવતાર લીધો તે જણાવવા આ પાંચમી કારિકાનું રચન કર્યું છે. તેમાં સાથોસાથ વિવૃતિ રચવાની પ્રતિજ્ઞા પણ છેઃ—

अर्थं तस्य विवेऽचितुं नहि विभुर्वैश्वानराद्वाक्पते-<br>
र्न्यस्तत्र विधाय मानुषतनुं मां व्यासवच्छ्रीपतिः ।<br>
दत्त्वाज्ञां च कृपावलोकनपटुर्यस्मादतोऽहं मुदा<br>
गूढार्थं प्रकटीकरोमि बहुधा व्यासस्य विष्णोः प्रियम् ॥

અન્વયાર્થ—तस्य-તે શ્રીભાગવતનો अर्थं-અર્થ विवे-જેનું મોક્ષ સુખ ચાલ્યું ગયું છે તેવા લોકમાં आचितुं-જાણવા वाक्पतेः-વાણીના સ્વામી वैश्वानरात्-આધિદૈવિક અગ્નિ સિવાય अन्यः-બીજો हि ખરેખર विभुः-સમર્થ न-નથી. तत्र-ત્યાં यस्मात्-કેમકે श्रीपतिः-લક્ષ્મીના સ્વામીશ્રી કૃષ્ણચન્દ્ર व्यासवत्-શ્રીવેદવ્યાસજીની માફક मां-મને मानुषतनुं-મનુષ્યના જેવા દેહવાળો विधाय-કરી च-અને आज्ञां-આજ્ઞા दत्त्वा-દઈ कृपावलोकनपटुः-કૃપાથી જોનાર થયા अतः-આથી अहं-હું मुदा આનન્દથી व्यासस्य-વ્યાસજીને અને विष्णोः-પ્રભુને प्रियं-પ્રિય એવો गूढार्थं-ગૂઢ અર્થ बहुधा-અનેક રીતે प्रकटीकरोमि-પ્રકટ કરૂં છૂં.

તે શ્રીભાગવતના ગૂઢ અર્થને મેળવવા અર્થાત જાણવા આધિદૈવિક અગ્નિ-વૈશ્વાનર એવા મારા વિનાં અન્ય કોઇ સમર્થ છે નહીં. વૈશ્વાનરનું સામર્થ્ય શા માટે? વૈશ્વાનર એ વાણીના[1] પતિ છે, અને તેથી પ્રભુના મુખાવતાર છે. તે ભગવન્મુખજ ગૂઢ અર્થ જાણવા સમર્થ છે. શ્રીમહાપ્રભુજી અહીં એ આજ્ઞા કરે છે કે-હું અગ્નિસ્વરૂપ છું. અગ્નિ એ પ્રભુના મુખમાંથી પ્રકટ થયેલો છે. તેથી અગ્નિ એ પ્રભુનું મુખ છે. શ્રુતિ પણ કહે છે કે "मुखमग्निः" અગ્નિ એ મુખ છે. એટલે પ્રભુના મુખ સિવાય બીજા કોઈનું ભાગવતાર્થનો પ્રકાશ કરવામાં સામર્થ્ય નથી. મૂળમાં વિત્તેઽચિતું એમાં વિત્તે અને અચિતું એવા પદ છે. તેમાં વિત્તેનો અર્થ જોઇયે. વિ-ચાલ્યું ગયું છે વં મોક્ષસુખ જેમાથી તે વિવઃ ગતમોક્ષસુખ લોક, તેવા લોકમાં આચિતું મેળવવાને અર્થાત જાણવાને, એવો આ બે પદોનો અર્થ છે. લોકમાં કલિકાલને લીધે દુષ્ટ બુદ્ધિ થઇ જવાથી સાધનો બધાં વિરુદ્ધજ, પ્રભુથી પરાઙ્મુખ કરે તેવાંજ થવા લાગ્યાં. આમ ચિત્તજ જ્યાં કેવળ મલિન બની ગયા, ત્યાં જ્ઞાન અને વૈરાગ્યનું તો નામનિશાન હોયજ ક્યાંથી ? આમ સમૂળગો અધિકારજ નષ્ટ થઇ જવાથી મોક્ષસુખજ ગુમાવી દેવામાં આવ્યું. લોકની આવી જ્યાં સ્થિતિ છે, ત્યાં ભાગવતનો રહસ્યાર્થ મળવો ખરુજ મુશ્કેલ હોયજ, એટલે ભગવન્મુખાવતાર આધિદૈવિક અગ્નિજ તેવા ગૂઢ અર્થ[2] મેળવી આપનાર છે, એવું આ ઉપરથી સ્પષ્ટ ફલિત થાય છે. અચિતું એ પદનો સામાન્ય રીતે 'જવાને' એવો અર્થ થાય છે, એટલે શંકા થાય છે કે મેળવવાને' જાણવાને, એવો અર્થ ક્યાંથી કાઢ્યો ? ખરેખર વ્યાકરણશાસ્ત્રમા ધાતુ પાઠ अञ्चु અને કોઇને મતે अचु[3] ધાતુ જવા તેમજ યાચવાના અર્થમાં છે, પરન્તુ શબ્દ શાસ્ત્રનો એક એવો નિયમ છે કે-જેટલા ધાતુઓમાં જવાનો અર્થ હોય, તે બધા ધાતુમા પ્રાપ્તિનો અર્થ રહેલો હોય છે. એટલે અહીં ઉપરની શંકા નિર્મૂળ થઈ જાય છે. એટલે આચિતુ નો મેળવવાને જાણવાને એ અર્થ યુક્તજ છે. અને તેથીજ આ શ્રીમદ્ભાગવતના અર્થને મારા સિવાય બીજો કોઇ મેળવવા સમર્થ નથી. અર્થાત કોઇ એ અર્થ કહીજ ન શકે.

આ પ્રમાણે શ્રીભાગવતના ગૂઢ અર્થનો પ્રકાશ કરવાનું સામર્થ્ય મારામાં વિચારી પ્રભુએ મને [4]મનુષ્યદેહ ધારણ કરાવી મારૂં પ્રાકટ્ય કર્યું.

---

૧. उत त्वः पश्यन्न ददर्श वाचम् એ શ્રુતિ સ્પષ્ટ સૂચન કરે છે કે જેમ પત્ની પોતાના પતિ પાસેજ પોતાનો દેહ પ્રકટ કરે છે, તેજ રીતે વાણી પણ કોઇનેજ પોતાનો અર્થ બતાવે છે. આમાં આપેલ દૃષ્ટાન્ત એજ બતાવે છે કે-વાણી પોતાના પતિનેજ સ્વ-અર્થ બતાવે. એ પતિ આધિદૈવિક અગ્નિ છે. "तस्याग्निरास्यं निर्भिन्न लोकपालोऽविशत्पदम् । वाचा स्वांशेन પ્રભુનું મુખ ભેદાયું. પોતાના વાણીરૂપ અંશથી લોકપાલ અગ્નિ તે પદને પ્રાપ્ત થયો " ત્યાં વાણી અગ્નિનો અંશ છે, તે સ્પષ્ટ છેઃ-શ્રીપુરુષોત્તમજી मुखादग्निरजायत પુરુષસૂક્ત वाचा वह्नेर्मुखं क्षेत्रं ( ભા. ૨-૬-૧ ).

૨ અર્થ એ ભગવદ્રૂપ છે. ગુપ્ત એવા પ્રભુને અન્ય કોઇ પ્રકાશિત નજ કરી શકે. એ શ્રીવૈશ્વાનરમાં ગૂઢ અર્થ જાણવાની શક્તિ છે.-મહપતિ શ્રીજયગોપાલભટ્ટ

૩. શ્રીપુરુષોત્તમજી અહીં પૂજાવાચક अर्च-अच ધાતુ માને છે. પ્રકટીકરણ એજ પૂજન.

૪ મનુષ્યદેહ ધારણ કરાવવામાં એ હેતુ છે કે-૧. લોકમા ભાગવતાર્થ પ્રકાશ કરવો છે. ૨. નિસ્સાધન જીવોને પોતાની માફક પ્રભુમાં નિરોધ કરવો છે અને ૩. પોતાની પછાડે અનુગ્રહમાર્ગનું સ્થાપનકાર્ય ચલાવી કરવાનું છે.-શ્રીજયગોપાલભટ્ટ.

વારૂ ! અહીં શંકા થશે કે-મનુષ્યદેહ જો હોય, તો તેમાં અલ્પજ્ઞતા એ વગેરે દોષો હોય જ, તો પછી શ્રીભાગવતના ગૂઢ અર્થના પ્રકાશન જેવું ગમ્ભીર કાર્ય સિદ્ધ કરવું કેમ બની શકે

આ શંકા લેશ પણ ટકી શકે તેમ નથી. પ્રભુયે શ્રીમદ્ભાગવતની રચના માટે પોતાના સ્વરૂપવાળો જ્ઞાન શક્તિ જેમાં મુખ્ય છે તેવા શ્રીવેદવ્યાસજીને પ્રકટાવેલા, તેજ રીતે શ્રીમદ્ ભાગવતનો અર્થ પ્રકટ કરવા મનુષ્યના જેવો દેહ ધારણ કરાવી મારૂં અહીં અવતરણ કરાવ્યું, આમ મનુષ્યદેહ મને પ્રાપ્ત થયો હોવા છતાં હું મનુષ્ય નથી, કિન્તુ ભગવદવતાર છું આવો અર્થ આમાંથી સ્પષ્ટ ફલિત થાય છે. શ્રીગુંસાઇજીયે શ્રીવલ્લભાષ્ટકમાં "वस्तुतः कृष्ण एव प्रादुर्भूतो भवान्" આચાર્યશ્રીને કહ્યું છે કે-" વસ્તુ સ્થિતિયે આપ કૃષ્ણજ પ્રકટયા છો." એથી સ્પષ્ટ જણાઈ આવે છે કે-શ્રીઆચાર્યચરણોયે મનુષ્યદેહ ધારણ કર્યો હોવા છતાં, અલૌકિક લક્ષણોથી યુક્ત છે. એઓશ્રીમાં લૌકિકતાનો લેશ પણ નથી.

વારૂ ! પ્રભુયે તો શ્રીમદ્ભાગવતની રચના કરવા માટે શ્રીવ્યાસજીને શ્રીનારદજીદ્વારા આજ્ઞા આપેલી, અને તેથીજ શ્રીવ્યાસજીયે ભાગવતની રચના કરી. પરન્તુ આચાર્યશ્રીને ભાગવતાર્થ પ્રકાશ કરવા કોણે ઉપદેશ આપ્યો ? તેનો ખુલાસો આચાર્યશ્રીએ આપે છે કે પ્રભુયેજ મને આજ્ઞા આપી. ભગવાને મને સાક્ષાત આજ્ઞા આપી. પરમ્પરાગત આજ્ઞા નથી.

ઠીક પણ, ભલા ! નારદજીયે જ્યારે વ્યાસજીને ઉપદેશ આપ્યો, ત્યારે વ્યાસજીયે સમાધિદ્વારા મળેલા સામર્થ્યને લીધે સમાધિભાષારૂપ શ્રીમદ્ભાગવતની રચના કરી પરન્તુ શ્રીમહાપ્રભુજીયે ભાગવતાર્થપ્રકાશ કરવા શા સાધન કર્યા ? તેનો ખુલાસો મૂળમાં સ્પષ્ટ છે કે-પ્રભુયે શ્રીમહાપ્રભુજી ઉપર કૃપા કરી દર્શન આપ્યાં. આ કૃપામય દૃષ્ટિથી મળેલી શક્તિને લીધે બીજા કાંઇ પણ સાધનની દરકાર રાખ્યા વિનાજ તેઓશ્રીયે આ સુબોધિનીજીનું રચન કર્યું. આમ સ્પષ્ટ થાય છે કે-પ્રભુનો અનુગ્રહ આચાર્યશ્રી ઉપર હતો, અને આ અનુગ્રહને લીધેજ કૃપામાર્ગના આચાર્ય થવાનો એઓશ્રીને લાભ મળ્યો.

ગૂઢ અર્થ પ્રકટ કરવામાં અનુગ્રહરૂપી સાધનની જરૂર હતી. તે સાધન મળી ગયું એટલે ગૂઢ અર્થ પ્રકટ કરવા મોકો મળ્યો. આમ સિદ્ધ થાય છે કે-શ્રીમહાપ્રભુજીયે અનુગ્રહબલે કરેલા આ પ્રકાશનમાં સ્વબુદ્ધિકલ્પિત કાંઇ પણ [1]કહ્યું નથી. એથીજ જે કાંઈ કહ્યું છે, તે પ્રમાણ છે.

કદાચ માનો કે-આચાર્યશ્રીએ આપેલો અર્થ તેના કર્તા શ્રીવ્યાસજીને તેમજ કૃપા દર્શાવનાર પ્રભુને સમ્મત નહોય, તો નકામો થઇ પડે. પરન્તુ તેમ નથી. એ અર્થ શ્રીભાગવતમાં સિદ્ધ થતી કેટલીક લીલાઓ કેટલાકને ઉલટા સ્વરૂપે દેખાય, તેનું યથાર્થ સ્થાપન કરવાને તેઓશ્રીયે શાસ્ત્રે, સ્કન્ધે, પ્રકરણે, અધ્યાયે, વાક્યે, પદે અને અક્ષરે એ સાતેયમાં ક્યાંય પણ વિરોધ ન આવે તેવી રીતે સમ્પૂર્ણ વિચાર કર્યો છે, અને ત્યારબાદજ સ્પષ્ટ અર્થ બતાવ્યો છે. આવી સ્થિતિ હોવાથી શ્રીવ્યાસજી તેમજ પ્રભુને એ ગમતો છે.

આ રીતે આ કારિકાથી આચાર્યવર્યોયે ત્રણ વાત બતાવી છેઃ-

૧. પોતાના અવતારનું પ્રયોજન

૨. શ્રીભાગવતાર્થની સર્વોત્કૃષ્ટતા અને

૩. દુર્લભ એવા પોતાના ગ્રન્થનું વિદ્વાનોમાં આદરણીયત્વ.

---

૧. પ્રભુની રહસ્યમય લીલાઓ જ્ઞાનશક્તિથી પણ પ્રકટ કરી શકાય તેમ નથી, તેથીજ પ્રભુયે પોતાના મુખનેંજ એ લીલાઓ સ્પષ્ટ કરવા સૂચન કર્યું. આથી મહાપ્રભુજીયે જે કાંઇ કહ્યું છે તે તેઓશ્રીદ્વારા સ્વયં પ્રભુજ આજ્ઞા કરે છે. એ સૂચન આમાં છે. શ્રીજયગોપાલભટ્ટ.

વિવેચિતું તે ²સ્થળે અગોયે વિવે–ગત મોક્ષસુખ લોકમા, અચિતુ–જાણવાને એમ બે પદ ભિન્ન લીધા છે. તેને બદલે વિ+વિચ્ ધાતુ પરથી હેત્વર્થ વિવેચિતુ કરી "વિવેચન કરવા" એવો અર્થ લઇ, વિવે પદ જુદું ન લઇયે. વ્યાકરણની નજરે વિવેચિતું એ અસિદ્ધ છે, પરન્તુ આચાર્યશ્રી પ્રભુમુખમા રહેલા અગ્નિના અવતાર છે, એથી એમણે જે પદપ્રયોગ કર્યો હોય, તે આર્ષ છે–અલૌકિક છે. તેમા લૌકિક વ્યાકરણાદિથી દોષ આવવા સમ્ભવજ નથી વળી આચાર્ય એ તો ભગવદ્રૂપ છે. "आचार्यचैत्यवपुषा स्वगतिं व्यनक्ति" ( ભાગવત ) આચાર્ય સ્વરૂપે પ્રભુ પોતાની ગતિ વ્યક્ત કરે છે" આવી સ્થિતિ હોવાથી સહૃદયો વિચારશેજ કે આમા દોષગન્ધ નથી. આચાર્યના દરેકે દરેક કાર્ય ભગવન્મયજ હોય છે.

આ ઉપરથી એક વાત ખાસ ધ્યાનમા આવી જશે કે–આ કારિકામા આચાર્યશ્રીયે પોતે પોતાના અવતારાદિકનું પ્રયોજન કહ્યુ છે. તેમજ તે રીતે પોતેજ ભાગવતનો ખરો અર્થ કહી શકે, બીજા નહીં, એવું સૂચવ્યૂ છે. તેમા પણ કશો દોષ આવી શકે તેમ નથી. શાસ્ત્રમાં જીવજ જો પોતાની મહત્તા કે યોગ્યતા સ્વમુખે કહેવા બેસે છે, તો તે મિથ્યા હોવાથી નિન્દવા લાયક છે. પરન્તુ પ્રભુના વાક્યોમા પોતાની યોગ્યતા કે મહત્તાનૂં કથન હોય, તો તે દોષ નથી, કેમકે તેમા કશી અતિશયોક્તિ નથી હોતી યથાર્થ વસ્તુજ બતાવી હોય છે. જો આમ ન સ્વીકારિયે તો "मत्तः परतरं नास्ति ( ભ. ગી. ) "મારાથી અન્ય કોઇ નથી" એ વગેરે અનેક સ્થળે પ્રભુયે સ્વમુખથી પોતાની મહત્તાના શબ્દો સ્વમુખે કહ્યા છે, ત્યા સર્વત્ર પોતાના વખાણ કરવાનો દોષ આવી પડે. પ્રભુવાક્યો સત્યાર્થનૂં પ્રતિપાદન કરનારા હોવાથી તેમા દોષને અવકાશજ નથી હોતો. ( ચાલૂ )

---

## શ્રીપુરુષોત્તમ માસ.

શ્રીવૃન્દાવનચન્દ્ર રસરૂપ શ્રીપુરુષોતમના ભક્તિરસથી પૂર્ણ વૈષ્ણવજનો જગત્ના લૌતિક વિષયોને ઇન્દ્રિયસ્પર્શથી અલગ રાખવા મથન કરતા એવા તપસ્વિઓ, અશનને છોડી ઇન્દ્રિયદમન કરવા મથતા ઉપવાસીયો, ચિત્તવૃત્તિને બહારથી ખેંચી અંતર્મુખ કરવા મથતા હઠાગ્રહી યોગીઓ, આંખોને બંધ કરી ધ્યાનસ્થ દશામા એકાન્તમા સમય ગાળતા ધ્યાનીઓ, વાણીના વ્યવહારને બંધ કરી મૌન દશામા રહેતા મુનિઓ અને માળા લઇ એકાન્તમા રહેતા જપ કરનારાઓ પોતાના ઇષ્ટ વિષયને સિદ્ધ કરવા જે અઢી વર્ષ ઉપર દૃષ્ટિ કરી રહ્યા હોય તેજ આ પુરુષોત્તમ માસ ! તેનો ત્રણ રીતે વિચાર કરી શકાય આધિભૌતિક ચાન્દ્ર અને સૌર બે જાતની વર્ષ પાશ્ચાત્યોમા ચાન્દ્ર પ્રમાણે વર્ષ ગણાતા ઋતુ ઉત્પત્તિ દેરસર થાય અને ઋતુ આપના અને માસ તે ન મળે, તેથી સૌર ( સૂર્ય સંક્રાન્તિથી નીકળતું ) વર્ષ અને માસ વૈદિકકાર્યમા ઉપર્યુક્ત છે. અને તે મુજબ ગણત્રીથી દર અઢીવર્ષે ચન્દ્ર, સૂર્ય અંતર સિદ્ધ કરવા. જે માસમા પ્રતિપદાથી અમાસ સુધી સૂર્ય–સંક્રાન્તિ ન પ્રવેશે એવો વધારાનો માસ દર અઢીવર્ષે નીકળે જેથી દરવર્ષે લગભગ બાર દિવસનું ચાન્દ્ર સૌર વર્ષનું અંતર કપાતા વર્ષ–ઋતુનો મેળ બેસે. આજ પદ્ધતિથી

---

૧. પ્રભુયે ગૂઢ અર્થને પ્રકટાવવાની આજ્ઞા આપી છે, તેથી મુદા શબ્દ વાપર્યો છે, તે આનન્દ અર્થના પ્રાકટ્યમા હેતુરૂપ છે. ઘણી રીતે પ્રકટાવવામા અર્થ-બ્જેને પ્રિય છે, તે હેતુ છે.
શ્રીપુરુષોત્તમજી.

૨. શ્રીપુરુષોત્તમજી બે પદ જુદા માને છે.

અંગ્રેજોએ સમાનાન્તર વ્યવસ્થાથી ૩૬૫ દિવસનું વર્ષ કરી નાંખ્યું હશે. તે પ્રમાણે સૃષ્ટિક્રમમાં ત્રીજા માસે મળતો એક વધારાનો માસ આધ્યાત્મિક-મનુષ્યમાત્ર સંસાર સારી રીતે નિભાવવા સાથે અંતરમાં ઇશ્વરને ઓળખવા કે મુક્તિ પામવા ઉત્સુક હોય છે. અને તેથી તેમને પ્રત્યેક દિવસે કોઇને કાંઇ સંસારની ઉપાધિ લોકવેદની હોય છે. જેથી આ પુરુષોત્તમ માસમાં સૂર્યસંક્રાન્તિ નહિ હોવાથી કોઇ પણ વૈદિકકાર્ય આમાં થઇ શકે નહિ, તેથી અહીં વર્ષે આ એક માસ લૌકિક વૈદિકથી ઉત્તમ વસ્તુ શોધના સાધનરૂપ થઈ પડે. કારણ વિવાહ ઉપનયન કામ્યયજ્ઞો ઇત્યાદિ કોઇ પણ લોકવેદસાધ્યકર્મ આ અસંક્રાન્તી માસમાં થઇ શકે નહિ. જેથી અધ્યાત્મ નિવૃત્તિ માટે વૈદિક બાધા વિનાનો આ સમય તે પુરુષોત્તમ માસ તેથી તેનાં ચાર નામ પ્રચલિત છે. ૧ પુરુષોત્તમ માસ-( એ આધિદૈવિક વિચારણામાં સિદ્ધ થશે. ) બાકી ૨ અધિક માસ, ૩ મલમાસ, ૪ અપર્વણુ માસ, બાર માસનાં નામ સૂર્ય જે નક્ષત્રનો હોય તે ઉપરથી પડયાં છે. જેવી રીતે કૃતિકાથી કાર્તિક મૃગશીર્ષથી માર્ગશીર્ષ પુષ્યથી પોષ મઘાથી માઘ ફાલ્ગુનથી ફાલ્ગુન ચિત્રાથી ચૈત્ર વિશાખાથી વૈશાખ જ્યેષ્ઠાથી જ્યેષ્ઠ અષાઢાથી આષાઢ, શ્રવણથી શ્રાવણ, ભાદ્રપદથી ભાદરવો, અશ્વિનીથી આસો, વિગેરે તેમ આ માસમાં કોઇ પણ સંક્રાન્તિનો સૂર્ય બદલાતો નહિ હોવાથી એ વધારાનો માટે અધિક અને સૂર્ય એ દિશાઓ સ્થાવર જંગમ, ઇત્યાદિ તમામ જગતનો વિભાજક હોવાથી પતિ મનાય છે, અને એ સૂર્યે આ માસનો સ્વીકાર નહિ કરેલો હોવાથી આ મલમાસ ગણાયો, પર્વણી, સૂર્યસંક્રાંતિ નહિ હોવાથી અપર્વણુ ગણાયો. એટલે સંક્ષિપ્તમાં લોકવેદથી અલગ સમય મળતાં ઇષ્ટ વિષયસિદ્ધ કરવા અભિલાષુક માટે આ માસ સૃષ્ટિક્રમમાં અલગ પડયો.

આધિદૈવિક—આને માટે બૃહન્નારદીય પુરાણના પુરુષોત્તમમાસ માહાત્મ્યમાં કથા છે તે વિચારીશું. જગતની પ્રત્યેક વસ્તુમાં તેના દૃષ્ટિગોચર જણાતા ભૌતિક રૂપની અંદર ગુપ્ત રહેલું તેનું આધિદૈવિક સ્વરૂપ છે. તેવો આધિદૈવિક શાસ્ત્રનો નિયમ છે તે પ્રમાણ મુજબ આ અધિક પડેલા માસના સ્વરૂપવાળા પુરુષ કે જે સૂર્યસંક્રાન્તિ વિનાનો હોવાથી તેના સમયમાં કોઇપણ કર્મ થતું નહિ હોવાથી આ માસ વેદ વિધિ વિનાનો એટલે મલ રૂપ છે, એમ લોકોક્તિ થઈ. કારણ જનસ્વભાવ નીચી દૃષ્ટિવાળો છે એમ સિદ્ધાન્ત હોવાથી જે માસમાં વૈદિક કાર્ય ન બની શકે ત્યાં સ્વાભાવિકજ જનસમાજ વિષયપરાયણ થશે અને સૂર્યસંક્રાન્તિ ન હોવાથી વૈદિક ક્રિયા માટે તો આ નિરુપયોગી છે તેમ ધારી આ મલમાસ ધાર્મિક જનોને બળાત્કારે વિતાવવા જેવો ભારરૂપ થઇ પડયો એટલે તેની તમામ જગતમાં ઠામઠામ નિન્દા થવા લાગી. આથી પોતે આત્માને ધિક્કારપાત્ર યાને નિરર્થક ગણવા લાગ્યો અને જેમ બીજા માસને સૂર્યે સ્વીકાર્યા તેમ મને પણ કોઈ દેવ સ્વીકારે તો સ્વામીવાળો થાઉં આવી ઇચ્છા કરી.

વૈકુંઠ લોકમાં ભગવાન વિષ્ણુને શરણે ગયો. ભગવાન વિષ્ણુએ પોતાને શરણે આવેલા આ માસનો સ્વીકાર કર્યો પણ પોતે વૈકુંઠ વાસી શ્રીવિષ્ણુ સત્ત્વગુણપ્રધાન દેવ હોવાથી અને પોતે શ્રવણ નક્ષત્ર શ્રાવણ માસ અને દ્વાદશી તિથિના અધિપતિ હોવાથી આને સ્વીકારી શ્રાવણ માસ સમાન રાખવો કે કેમ વિગેરે વિચારી અને રસાધિપતિ ગોલોકવાસી આનંદઘન શ્રીપુરુષોત્તમ નિર્ગુણ પરમાત્માને શરણે લઈ ગયા અને ત્યાં જઈ વિનંતિ કરી કે પ્રભો ! તમામ દેવોએ માસ ઋતુ અયન દિવસ-વારને પોતાના કરી પોતે તેના સ્વામી બન્યા છે. આ સંક્રાન્તિ વિનાનો માસ લોકમાં મલમાસ નામથી ગણાય છે. તેનો સ્વીકાર કોઇ કરતું નથી માટે આપ તેનો સ્વીકાર કરો. પોતાને શરણે આવનારનો સ્વીકાર કરવો, આ શ્રીપુરુષોત્તમનો ધર્મ હોવાથી આપે

તેનો સ્વીકાર કરી અને તેને પોતાનુંજ નામ આપ્યું આથી આ મલમાસ પુરુષોત્તમ માસ એમ કહેવાયો અને ભગવાન ભક્ત એકરૂપ હોવાથી પોતે જેમ પતિતો ઉદ્ધારી શકે તેમ આ માસ પણ ઉદ્ધારી શકે તેમ તેને માહાત્મ્ય દાન કર્યું તે પછી,

ये यथा मां प्रपद्यन्ते तांस्तथैव भजाम्यहम् । भगवद्गीता ४ । १२.

मामुपाश्रित्य कौन्तेय येऽपि स्यु पापयोनयः । भ. १० अ. ३१

स्त्रियो वैश्यास्तथा शूद्रास्तेऽपि यान्ति परांगतिम् ।

ઉપર્યુક્ત શ્રીભગવદ્વાક્ય પ્રમાણે જેટલાનો ઉદ્ધાર શ્રીપ્રભુ કરી શકે તેવીજ રીતે શ્રીપુરુષોત્તમ માસ પણ કરી શકે એમ સિદ્ધ થયું એટલે આ માસ ગોલોકાધીશ પરમકાષ્ઠાપન્ન પ્રમાણ રૂપ આનન્દઘન રસરૂપ શ્રીકૃષ્ણ-પુરુષોત્તમનો સ્વીકાર્ય થયો.

यस्मात्क्षरमतीतोहमक्षरादपिचोत्तमः भगवद्गीता अ. । १५ १६.

अतोऽस्मि लोके वेदे च प्रथितः पुरुषोत्तमः

આ શ્રી પુરુષોત્તમ ભગવાનનું સ્વરૂપ શ્રીભગવદ્ગીતા સ્પષ્ટ કરે છે.

એ આ માસના પુરુષોત્તમ નામ ઉપરથીજ સ્પષ્ટ થઇ જાય છે. આ રીતે આધિદૈવિક રૂપ શ્રીપુરુષોત્તમ માસ ભગવદીય મણુગો—જેની આધિદૈવિકતા ઉત્તમ હોય તેનું આધ્યાત્મિક આધિભૌતિક તદ્રૂપ હોય છે એ વાત સ્પષ્ટ છે. જેમ ગંગાજીનું આધિદૈવિક ઉત્તમ છે તેમનું આધિભૌતિક જળ પણ પાપનાશક છે. સિદ્ધાન્તમુક્તાવલીમા શ્રીમદાચાર્યચરણે આ બાબત સ્પષ્ટ કરી છે. આ ત્રણ જાતના વિચારોથી શ્રીપુરુષોત્તમ માસનું સ્વરૂપ ધ્યાનમાં આવ્યું. હવે તેના માહાત્મ્યનો વિચાર કરીયે—

સંસારને અનિત્ય ગણી પ્રભુપ્રાપ્તિ માટે ઇચ્છા કરતા તમામ ધાર્મિક જનો પછી તે ગમે તે ધર્મ કે સંપ્રદાયના હોય તો પણ આ પુરુષોત્તમ માસને વિશેષ રૂપે માને છે અને તેમાં કંઈ ને કંઇ વિશેષ ધર્મ આચરણ કરી પોતાનું સાધ્ય સિદ્ધ કરવા પ્રયાસશીલ થાય છે. આથી અલૌકિક ગણાતી આ ભારતભૂમિના તમામ વિભાગોમા શ્રીપુરુષોત્તમ માસ એ દ્વાદશ માસ અને ત્રીશ તિથિઓનાં વિશેષ ધર્મ હોઇ શકે તેમ પ્રમાણ સિદ્ધ છે. એટલે તેની સાથેનો ધર્મ સંબંધ તમામ ધાર્મિક પ્રજાને જો કે હોઈ શકે છે અને પોતપોતાની માન્યતા પ્રમાણે ધાર્મિક સાંપ્રદાયિક સજ્જન પોતાની સાધ્ય વસ્તુ સિદ્ધ કરવા આ માસને અમૂલ્ય અવસર માને છે અને દાન, વ્રત, જપ, તપ, સંયમ મૌન ઉપોષણ સ્વાધ્યાય પ્રત્યાદિક નિયમ બદ્ધ આદરે છે અને સાંસારિક વિષયો—જેવા કે અશન પાન વિલાસ પ્રસાદિ ન્યૂન કરી આ માસ ધાર્મિક રીતે ગાળવાથી પોતપોતાની કૃતકૃત્યતા માને છે. તેનો ફલવિચાર આપણે આગળ કરીશું.

પણ આટલા વિવરણથી એ તો સિદ્ધ થયું કે જેમ શ્રીભાગવતને તમામ ધાર્મિક પુરુષો આર્ષ ગ્રન્થ માને છે પણ વૈષ્ણવોનું તો તે પરમદૈવત છે તેમ શ્રીપુરુષોત્તમ માસ સાથે વૈષ્ણવોનો સબંધ સવિશેષ છે એ તેના નામ ઉપરથીજ સિદ્ધ થાય છે. જે ક્ષરાક્ષરાતીત શ્રીપુરુષોત્તમના ઉપાસકો છે તેને તો આ અપ્રતિમ ભક્તનો સમય પ્રાપ્ત થતા તે શ્રીપુરુષોત્તમના સેવા સ્મરણમાંજ તેનો સમય ( માસ ) વ્યતીત કરે.

દાન, વ્રત, જપ, તપ, સ્વાધ્યાય, મૌન, સંયમાદિક જેમ અંગો છે પણ મુખ્ય ધર્મ તો શ્રીપ્રભુસેવન છે તેમજ વૈષ્ણવો પણ અસંકાત આ શ્રીપૂર્ણપુરુષોત્તમ પ્રભુનો પુરુષોત્તમ પ્રાપ્ત થતા પોતાનું મુખ્ય કર્તવ્ય કૃષ્ણસેવા સદા કાર્યા એ શ્રીમદાચાર્યઆજ્ઞાનુસાર વિવિધ

મનોરથોથી પ્રભુસેવામાં તેને પૂર્ણ કરે છે એટલે શ્રીપુરુષોત્તમ માસમાં બારે માસના વાર્ષિક મનોરથો કરી વિવિધ સામગ્રીથી શ્રીપ્રભુને રીઝવી વિવિધ લીલાઓ સાથેના મનોરથ ઉત્સવ માની તેનાં દર્શન કરી જેમ વ્રત આદિ ધર્મવાળા માસ ઉપોષણથી આખું વર્ષ ઉપોષણ કર્યા તેમ માને છે તેમ શ્રીપ્રભુભક્તો પણ બારે માસના ઉત્સવોથી પ્રભુને લાડ લડાવી તેમાં વિશેષ રસ મસ્ત બની માનસિદ્ધિ કરે છે એને એ પ્રમાણની આજ્ઞા પણ છે.

હવે પુષ્ટિપુરુષોત્તમના સાથે એટલે શ્રીપુષ્ટિમાર્ગના સિદ્ધાન્તો પ્રમાણે શ્રીપુરુષોત્તમ માસનો સંબંધ તપાસીએ. કોઇપણ સાધનોથી વશ નહિ થતા ભાવાધીન ભગવાન જેમ શ્રીસુરદાસજી भजसखीभाव भाविकदेव। એ કીર્તનથી સિદ્ધ એવા શ્રીપ્રભુ નિઃસાધન શરણે પડેલા જીવોનો પ્રથમ સ્વીકાર કરે છે તેમાં પણ વિશ્વાસુ અને શરણે પડેલા સાત્વિકરાજસ તામસ જીવોનાં પહેલાં તામસનો સ્વીકાર કરે છે. કારણ સાત્વિકને સત્વગુણથી ઉત્પન્ન થતું પણ અભિમાન હોય છે. તામસ પોતાનો ઉદ્ધાર પ્રભુકૃપા ઉપરજ છોડે છે. કારણ પોતાનું કાંઇપણું બળ તેને લાગતુ જ નથી. એટલે તામસમાં જે દૈન્ય દેખાય છે તેવું સાત્વિકમાં આવતાં વાર લાગે છે. સનકાદિક મુનિઓ વૈકુંઠ લોકમાં ગયા અને દ્વારપાલોએ રોકતાં તેમને શાપ દીધો. આનુજ નામ-સાત્વિકતાનું અભિમાનઆના પ્રમાણ તરીકે શ્રીદશમસ્કંધનિરોધલીલામાં પ્રથમ તામસ જનો ( શ્રીગોપગોપી ઇત્યાદિ ) કે જે વેદ આચાર ઇત્યાદિ કાંઇજ જાણતાં નથી તેનો નિરોધ છે. પછી રાજસ અને પછી સાત્વિક નિરોધ છે. दैन्यं त्वत्तोषसाधनम् । नालं द्विजत्वं देवत्वमृषित्वं वासुरात्मजाः प्रीणनायमु कुन्दस्य भा. ७ स्कं. ५ અધ્યાય એ શ્રીપ્રહ્લાદજીનું વચન પણ આને સ્પષ્ટ કરે છે. આથી નિઃસાધન અવસ્થામાં શ્રીપુરુષોત્તમને શરણ પડેલો આ અધિકમાસ સર્વોત્કૃષ્ટ બન્યો. તેમાંજ શ્રીભગવાનની કૃપાનું માહાત્મ્ય સમાઇ જાય છે.

આ રીતે તમામ ધાર્મિક પ્રજા વિશેષમાં જપ તપ સંયમ વ્રત દાન વેદપાઠ ઇત્યાદિક પોતપોતાના ઇષ્ટ વિષયોને વિશેષ રૂપે આદરી સફળ કરે છે. પણ વિશેષ તો પુરુષોત્તમ માસ પુરુષોત્તમનો કૃપાપાત્ર અને તેમાં પુરુષોત્તમનીજ સેવા ? એ સર્વોત્કૃષ્ટ સુરસ છે.

શ્રીપુરુષોત્તમ માસનાં મહાત્મ્ય સ્કંદપુરાણ પદ્મપુરાણ અને બ્રહન્નારદીય પુરાણનાં આ લેખકને પ્રાપ્ત છે. સર્વત્ર પ્રચલિત અને જેની ભાષાઓમાં ટીકા થઇ છે તે બૃહન્નારદીય પુરુષોત્તમ માહાત્મ્ય છે તેનું સંક્ષિપ્ત વર્ણન પુરુષોત્તમ માહાત્મ્ય સાંભળવાનો વિધિ હોવાથી અને દરેક પ્રવૃત્તિના જીવો તે સાંભળવા અશક્ત હોવાથી આ સ્થળે કરીએ તો તે અસ્થાને નહિ ગણાય.

બૃહન્નારદીય પુરુષોત્તમ માહાત્મ્યમાં બે કથાઓ છે. એક શ્રીપુરુષોત્તમ માસના અપમાનની અને બીજી પુરુષોત્તમ માસના સન્માનની છે. તેમને મળેલા ફલનો તેમાં સમાવેશ છે. આરંભમાં પુરુષોત્તમ માસ જ્યારે જગતમાં મલમાસ ગણાવા લાગ્યો ત્યારે શ્રીવિષ્ણુને શરણે જઇ તેમને સાથે લઇ શ્રીગોલોકધામમાં શ્રીપુરુષોત્તમને શરણે ગયો. આમાં પણ પુષ્ટિમાર્ગરહસ્ય છે. પુષ્ટિમાર્ગમાં શ્રીપ્રભુનો સંબંધ સ્વતઃ નથી, ભક્તદ્વારા છે. જે ભક્તદ્વારા છે, તે દૃઢ થાય છે. સ્વતઃ જીવને પ્રભુનો સંબંધ અશક્ય છે. માટેજ પોતાની મેળે વૈષ્ણવો શ્રીઆચાર્યદ્વારા પ્રભુ શરણે જાય છે જેમ શ્રીસ્વામિની સંબંધથી શરણે આવેલા જીવને શ્રીપ્રભુ સ્વીકારે છે તેમજ શ્રીવિષ્ણુદ્વારા શરણસ્થ અધિકમાસને શ્રીપુરુષોત્તમે સ્વીકાર્યો અને પોતાનું માહાત્મ્ય સર્વે એને આપ્યું—

ભક્તનુ સન્માન કરવાં કરતાં અપમાન કરનારનાં તમામ સાધનો વ્યર્થ થાય છે. જેમ દુર્વાસામુનિ બ્રાહ્મણત્વના અહંકારથી અંબરીષ રાજાને દુઃખ દેવા ગયા. પણ પ્રભુ ભક્તાધીન હોવાથી ઉલટું તેમનેજ ખમવું પડ્યું તેવી આ સંબંધી કથા છે.

પાંડવો જ્યારે વનમા હતા. તેમને મળવા શ્રીકૃષ્ણ આવ્યા, તેમના પ્રત્યે તેમનાં દુઃખોનું કારણ કહેતાં શ્રીભગવાને ભ્રાન્તિમાં એક અધિકમાસ ખાલી ગયો તેમ કહ્યું. તેમજ પાંડવોની પ્રિય પત્ની સતી દ્રૌપદીએ ગત જન્મમાં શ્રીપુરુષોત્તમનું અપમાન કરેલું તેથીજ તે પાંચ પતિવાળી અને દુઃખી થઇ તે કથા છે.

દ્રૌપદીજી ગયા જન્મમાં મેધાવી નામના બ્રાહ્મણની કન્યા હતી, વનમાં મેધાવી બ્રાહ્મણ અને પુત્રી બંન્ને રહેતાં હતાં, તે યુવતી થઈ છતાં તેને યોગ્ય પતિ ન મળતાથી પિતા શોધમાં નીકળ્યો, તેને યોગ્ય પતિ સાથે પરણાવી પિતા નિશ્ચિન્ત બને તે પહેલા પિતા મરણ પામ્યો. એકાકિની આ બાળા ખૂબ મુઝાવા લાગી, તેને સાચી સલાહ આપે તેવું પણ વનમાં કોઈ નહોતુ. આખરે તેણે તપ કરવાનો નિશ્ચય કર્યો. પણ તે અરસામા ત્યા પરમ ક્રોધી શંકરના અંશરૂપ અનુસૂયા ગર્ભરત્ન મુનિ દુર્વાસા આવ્યા તેમની યોગ્ય પરિચર્યા કરી પોતાને પતિ મેળવવા માટે કંઈ ઉપાય મેધાવીની પુત્રીએ પૂછ્યો જવાબમાં મુનિજીએ શ્રીપુરુષોત્તમ માસ જે ત્રીજે મહિને આવતો હતો તેનું માહાત્મ્ય સંભળાવી. તેમાં ગયા થાક મળતાં ફળ પુષ્પાદિકથી પણ ભાવપૂર્વક શ્રીપુરુષોત્તમની આરાધના બતાવી. પણ અવિવેકથી કે મુનિએ આવો સંક્ષિપ્ત ઉપાય બતાવ્યો તેથી અવગણના કરી મુનિના વચનને મેધાવી પુત્રીએ ન માન્યું. અને પરિણામે શ્રીશંકરની આરાધના કરી ઉગ્ર તપ કર્યું. તપના પરિણામે ભગવાન શંકર મહાદેવ પ્રસન્ન થયા. આતુર બનેલી આ બાળાએ પાંચ વખત પતિ માગ્યો જેથી ભગવાન મહાદેવજીએ પાંચ પતિ આપ્યા. આ પ્રમાણે ભક્તના અપમાનથી તેની વાણી ફળી. અને પાચ પતિવાળી છતાં સતી વ્રતવાળી ગણાઈ.

આ પ્રસંગ ઇન્દ્રરાજાએ કરેલું શ્રી ગિરિરાજનું અપમાન અને દુર્વાસાએ કરેલા અંબરીષના અપમાન સાથે મળે છે.

બીજી કથા દૃઢધન્વા રાજાની છે. દૃઢધન્વા નામે એક સત્યધર્મપરાયણ શૂર રાજા કે જેને ગુણસુંદરી નામની રાણી અને ચાર પુત્રો હતા. લોક સુખથી એ પૂર્ણ હતો. તે મૃગયા રમવા ગયો અને વિશ્રાંતિ માટે એક ઝાડ નીચે બેઠેલો ત્યાં નાનો સરખો શુક (પોપટ) તેને विद्यमानतुलसुखमालोक्यानीव भूतले। नचिन्तयसि तत्त्वं त्वं तत्कथं परमेष्यसि। (વિદ્યમાન વર્તમાન અતુલ્ય સુખ જોઇને તું તત્વ વિચાર કરતો નથી તો પરમાત્માને કેમ પામશે?)

ઉપર પ્રમાણેનો શ્લોક વારંવાર કહી ગયો. રાજાને ખૂબ ચિંતા થઇ. બધા વિચાર છૂટી પોપટની વાણી યાદ આવી. ઘેર આવી બધાં કાર્યને ભૂલી આ એકજ વિચારમાં રાજા મગ્ન બન્યો. તેનો યોગ્ય પ્રત્યુત્તર ન મળ્યો તેમ વધારે ચિંતા કરવા લાગ્યો. પરિણામે તેને ત્યાં વાલ્મીકિ મુનિ આવ્યા તેમને પણ ઉપર પ્રમાણે પૂછ્યું. મુનિએ સમાધિથી તેનું પૂર્વ જીવન તપાસી કહ્યું રાજન્ ગયા જન્મમાં તું સુદેવ નામનો બ્રાહ્મણ હતો, તારી આ પત્ની ગૌતમ પુત્રી, ગૌતમી નામની હતી, તમારે ત્યાં પુત્ર ન હોવાથી તેં પુત્ર માટે અગાધ તપ કર્યું આખરે તને ભગવાન પ્રસન્ન થયા ને કહ્યું તારા ભાગ્યમાં પુત્ર નથી તે સિવાયનું બીજું વરદાન માગ પરિણામે બ્રાહ્મણને મૂર્છા આવી અને પુત્રજ માગવા લાગ્યો ત્યારે શ્રીગરુડજીએ વિનંતિ કરી તેથી શ્રી ભગવાને ભાગવતના છઠ્ઠા સ્કંધમાં ચિત્રકેતુની કથા છે તે પ્રમાણે પુત્ર હર્ષશોકપ્રદ આપ્યો તેનું નામ શુકદેવ પાડ્યું. કોઈ એક મુનિએ તેનું ભવિષ્ય જોતાં બારમે વર્ષેજ જળસ્નાનથીજ મરણ પામશે તેમ કહ્યું. માતા પિતા ચિંતાતુર થયાં અને તે પ્રમાણે શુકદેવ મિત્રોને સાથે વાવમા ન્હાવા ગયો ત્યાંજ મરણ પામ્યો. આતુર માતા પિતા પુત્ર મરણ સાંભળી ત્યા આવ્યાં

અને પુત્રને જોતાંજ મૂર્છામાં પડી વિલાપ કરવા લાગ્યાં. ઇશ્વરેચ્છાથી તે દિવસથી પુરુષોત્તમ માસ શરૂ થયો અને આ બ્રાહ્મણ અને પત્નીએ પુત્ર શોકમાં ત્યાંથીઃ ઉઠવુંજ બંધ કર્યું અને શોકથી પુત્ર જીવવા માટે પ્રભુની આરાધના કરી, વૃષ્ટિ ઓચિંતી થવાથી સ્નાન ઉપવાસ અને ઇશ્વર ભજન આખો માસ થયું પરિણામે પ્રભુ દર્શન થયાં. શુકદેવ જીવ્યો અને બીજે જન્મે અનુપમ સુખવાળું રાજ્ય મળશે અને દૃઢધન્વા રાજા નામે થશે તેમ વરદાન આપ્યું પણ ભક્તને જે ભગવાન લોકસુખમાં નાંખે તો તે અકૃપા ગણાય. બીજા દેવોની આરાધનાને ભગવાનની આરાધનામાં એકજ મહાન વિપર્યય ( ફેર ) છે કે અન્ય દેવોનું વરદાન લોકસુખ માટે હોય છે અને પરમધર્મ પ્રભુ પ્રાપ્તિ મોક્ષ ઇત્યાદી માટે વિરૂદ્ધ થાય છે. જ્યારે ભગવાન કૃપા કરી લોક સુખ આપે તો પણ તેનું અલૌકિક નાશ નથી પામતું તે પ્રમાણે દૃઢધન્વાને પ્રભુનું આપેલું લોકસુખ હતું જેથી તે સ્હેજ તત્વવિમુખ થતાં તેના ગત જન્મનો પુત્ર શુકદેવ પોપટનું રૂપ લઇ તેને ઉપદેશી ગયો અને આવી રીતે અજ્ઞાન અવસ્થામાં થયેલું પુરુષોત્તમ માસનું આરાધન આટલું અત્યુત્તમ છે તેથી તે આખરે પ્રભુને પામ્યો.

આ કથાનો સાર એ છે જે અન્ય દેવના કામ્યઆરાધનો જ્યારે તે કામ પુરતાજ હોય છે ત્યારે આ શ્રીપુરુષોત્તમનું આરાધન ઉભય ફલપ્રદ છે.

અહિં એ શંકા થાય છે કે નિર્ગુણ પરમાત્માનું સામ્ય જો પુરુષોત્તમ માસમાં હોય તો તે કામ આરાધના માટે કેમ ઉપયુક્ત થયો. તેમજ ઘણાઓને પોતાની કામના પૂર્ણ કરવા તેની આરાધના કરી તેમ માહાત્મ્યમાં છે તેનાં પ્રત્યુત્તરમાં मुक्तिं ददाति कर्हिचित्तु भक्तियोगम् ભગવાન લોકસુખ દે મુક્તિ કદાચ આપે પણ પૂર્ણ કૃપા વિના ભક્તિ આપતા નથી તે વાક્ય છે. એટલે આનો હેતુ એ નથી કે ભગવાન નિર્ગુણ હોવાથી કાંઇ તેમનું લોક સુખ માટે આરાધન કરે તો તે આપવાની તેમનામાં શક્તિ નથી. ભગવાન આ લોકનું, સ્વર્ગાદિકનું સુખ સર્વથા આપવા શક્તિમાન છે. પણ તેમના સ્વરૂપના જે નિર્ગુણભક્તો હોય તે આ કામનું સુખ માગતા નથી. એટલે પુરુષોત્તમ માસનો ઉપયોગ નિર્ગુણ પરબ્રહ્મ શ્રીપુરુષોત્તમનો આનંદ પામવા માટે તેમના એવા સ્મરણ લીલાચિન્તનમાં સમય ગાળવાનો છે છતાં સકામ ઉપાસના કરે તો તે પૂરવા ભગવાન પ્રમાણે તેની યોગ્યતા જે પણ તેના સ્વરૂપને નથી ઓળખતા અને તેથી ગાયનો ઉપયોગ દુધ માટે ન કરતાં તે દૂધ આપે છે તેમ જાણતા ન હોવાથી છાણ મૂત્ર પૂરતી તેની ઉપયોગિતા જો ગણીએ, તો તેમજ પુરુષોત્તમની તેવી યોગ્યતા ગણવાથી સત્યમાર્ગથી આપણે વંચિત થઇએ છીએ.

ભગવાનની પાસે જેમ ભક્તદ્વારા જઇ શકાય છે તેમ શ્રીપુરૂષોત્તમની આરાધના પણ ભક્ત દ્વારા થાય છે તેવીજ બધી માહાત્મ્યકથાઓ છે.

મણિગ્રીવ નામનો એક ધર્મથી ભ્રષ્ટ બનેલો દુષ્ટ શુદ્ર સદ્ધર્મવાન છતાં દુઃસંગથી હિંસા પરાયણ થઇ વનમાં રહેતો હતો. તે નિર્જન અરણ્યમાં ઉગ્રદેવ નામનો એક બ્રાહ્મણ તપસી રસ્તો ભૂલવાથી તાપમાં મૂર્છા ખાઇ પડ્યો હતો. ત્યાં જઇ પહોંચવાથી તેને જળપાન કરાવી ફલાદિ આપી તેના સંગથી શ્રીપુરુષોત્તમમાં દીપદાન કરવાથીજ ઉત્તમતાને પામ્યો અને અજાણ પણે દરદ થવાથી મૃતતીર્થમાં એક વાનર સ્નાનાદિ કરવાથી પરમપદને પામ્યો. વાનરને આ ગતિ કયાંથી મળી? તેના જવાબમાં તે પૂર્વજન્મે કંજુસ બ્રાહ્મણ હતો. તેણે નામથી પણ કોઇનો સત્કાર કર્યો નહતો. ઠામ ઠામ ભટકતો હતો. દૈવેચ્છાથી કોઇ માળીને દયા આવવાથી

વાડીમાં રાખ્યો. ત્યા પણ ફુલની ચોરી કરીને તેણે વેચી ખાધાં. ફળ ચોરીથી વાનર યોનિને પામ્યો પણ તે બ્રાહ્મણયોનિમા એક ચિત્રકુંડલ નામના વૈશ્યને ત્યાં પુરુષોત્તમ માસમા શ્રીપ્રભુની આરાધના થતી હતી ત્યા આ બ્રાહ્મણે જઇ દ્રવ્યેચ્છાથી પણ દર્શનાદિ કર્યા ને તેના વખાણ કર્યા. એ પ્રભાવથી તે વાનર અવસ્થામાં શરીરમા રોગ થવાથી ત્રણ દિન પુરુષોત્તમ માસમા નિરાહાર રહ્યો ને સ્નાન કર્યું તેથી પાપમુક્ત બન્યો. આમા પણ અસંગતિ ( ન બંધ બેસે તેવું ) દોષ કાઇજ નથી. કારણ एक घडी आधी घडी आधी में भी आधि। तुलसी सगति साधुकी हरे कोटि अपराध। तुलयाम लवेनापि न स्वर्ग नापुनर्भवम् श्रीमागवत આ ભક્તસંગનો પ્રભાવ છે.

આમાં ભગવત્સેવા સ્મરણને પ્રધાન ગણવાથી ઘણા એમ માની બેસે છે કે ભક્તોને દાન ઇત્યાદિક કરવાનું નથી પણ તેમ નથી. સત્ય તો એ છે કે લક્ષ્મી પ્રભુનીજ છે. વૈષ્ણવોને અરે મનુષ્યોની તો તે માતા છે. કેમકે ભગવાનની પત્ની ભગવાન પિતા હોવાથી માતા ગણાયજ અને દરેક લક્ષ્મીને મેળવતા પણ માતા પ્રસન્ન થાઓ એમ આરાધે છે. વિચારણીય એ છે કે માતા પ્રસન્ન થાય તો માતાની પાસે ભોજન કે વસ્ત્ર માગવાનોજ હક્ક છે. વિલાસ માગવાનો હક્ક પુત્રને હોતો નથી, અને પત્નીને બીજાને ઘેર પણ કામકાજે મોકલી શકાય પણ માતાને બીજાની સેવા કર તેમ કહેવાનો પુત્રને અધિકાર નથી. આથી ધર્મ રીતે તપાસતા પણ જો કોઇ લક્ષ્મી-વાન મારી લક્ષ્મીને હું આપુ છું અગર મારી લક્ષ્મીથી હું વિલાસ ભોગવું છું એમ જો માને તો તેને માતૃવ્યભિચાર કે અવજ્ઞાનો દોષ લાગે છે. આથી વૈષ્ણવો પોતાની લક્ષ્મી ભગવાનના અધીન છે એમ માને તો કોઇને આપે નહિ, આપે તો પ્રભુ આજ્ઞા માગીને આપે એટલે દાતા પણ શ્રીભગવાનનેજ હોવું જોઇએ.

પુત્રાદિક લગ્ન પ્રસંગે તો પુત્ર ભગવાનને અર્પિત એટલે આવશ્યક વ્યયમાં દોષ નથી

આથી દાનાદિક કરતાં પણ कृष्णार्पणमस्तु એમ કહિએ છીએ આનો સાર એજ કે દાતા કૃષ્ણ છે. નહિ કે કૃષ્ણને હું અર્પું છું. ભેટ શબ્દનો અર્થ પણ એજ કે તારૂં તને અર્પું છું. આથી સત્તા ઉઠાવવી એજ ધર્મ છે. બાકી દાન કરવુ ભગવાન સિવાય ઇતરને શક્ય નથી. જે કરે તે ભગવાનની આજ્ઞા લઇને કરે. તેથી ભગવાનનું સ્મરણ અવિચ્છિન્ન નથી શકતાં છતા દાનાદિ પૂર્ણ થાય છે. બૃહન્નારદીયના માહાત્મ્યમા પતિવ્રતા ધર્મ સર્વશ્રેષ્ઠ છે. સ્કંદપુરાણસ્થ પુરુષોત્તમ માહાત્મ્યમાં પણ આવીજ કથાઓ છે. ખટ્વાંગ નામનો રાજા દેવોને સહાય કરવા ગયો ત્યાંથી વિરામ પામતાં દેવોએ વરદાન માગવા કહ્યું ત્યારે તેણે આયુષ્ય કેટલું છે એમ પૂછ્યું. તેથી દેવોએ બે મુહૂર્તનું આયુષ્ય બતાવ્યુ, તેટલાજ ટૂંકા સમયમા તે પરમાત્માને પામ્યો. તેનું કારણ ગયા જન્મમા તે બત્રીસ કરોડ સોનામહોરના અધિપતિ ધર્મપાળ નામનો પુણ્યશાળી વૈશ્યનો પુત્ર ધૃષ્ટધી હતો તે નાનપણમાં દુરાચારી બન્યો. પુણ્યાત્મા વૈશ્યનો પુત્ર પાપી કેમ તો તેના પ્રત્યુત્તરમા ઋતુસ્નાતા તેની માતાએ ચાંડાલને જોયો. તેથી તે પુત્ર તેવો થયો. આ દુરાચારી પુત્રને તેના પિતા તેમજ રાજાએ ગામ બહાર કાઢી મૂક્યો. દુરાચરણથી લુંટારાનો ધંધો તે કરવા લાગ્યો. કોઈ પ્રસગે માર્કન્ડેય મુનિના કમંડલનો છાંટો તેને ઉડયો. આ અધિકારી જીવની આ દશા જોઇ એ માર્કન્ડેય મુનિએ પાણી છાંટયું. તેને લઇ તેની બુદ્ધિ સુધરી. તેણે માર્કન્ડેયને ઉદ્ધારનો ઉપાય પૂછ્યો. મુનિએ પુરુષોત્તમ માસમા સ્નાન-દાન પ્રભુ આરાધના બતાવી તે ઉપાયથી ઉત્તમ દશા પ્રાપ્ત કરી બીજે જન્મે તે ખટવાંગ જેવો રઘુવંશનો મૂળ પુરુષ રાજા બન્યો. આખરે મુહૂર્તના સેવનથી તે પરમાત્માને પામ્યો.

ત્રિશંકુ નામનો રાજા હરિશ્ચંદ્રનો પિતા સદેહે સ્વર્ગ જવાની કામનાવાળો વશિષ્ટ પાસે યજ્ઞ કરાવવા ગયો. વસિષ્ઠે ના કહી તેમનુ અપમાન કરવાથી ચાંડાળ થવાનો શાપ મળ્યો. શાપ

પછી વિશ્વામિત્ર પાસે ગયો. તેમણે યજ્ઞ કરાવતાં છતાં સ્વર્ગમાં ન જઇ શકયો. પૃથ્વી ઉપરના રાજ્યનો પણ અધિકાર ન રહ્યો. આ રાજા પુરુષોત્તમના સેવનથી શાપમુક્ત બન્યો. આ સાંભળી પોતાના શાપની મુક્તિ માટે વસિષ્ઠ મુનિને આશ્ચર્ય થયું. તેમને રાવણે પોતાની કથા કહિ બતાવી. કે મહાત્મન્ આશ્ચર્ય ન પામો. હું ત્રણ–ચાર જન્મ પહેલાં જયશાલી નામનો વૈશ્ય હતો, ધન લોભથી હું સમુદ્રમાં નાવ લઈ બહુ કમાવા ગયો. તે વેપારમાં સાઠ કરોડ સુવર્ણમુદ્રા પ્રાપ્ત કરી એક બ્રાહ્મણ કન્યાદાન માટે સો મુદ્રા દાન લેવા આવ્યો. લોભીએ તેને જવાબ દીધો અને દ્રવ્ય ન આપ્યું. મારા સેવકોએ અપમાન કર્યું, જાણ્યું કે શેઠની મરજી વિરુદ્ધ માગે છે. બ્રાહ્મણ ગયો. મેં તેની શોધ ઘણી કરી પણ તે ન મળ્યો. પછી હું સમુદ્રમાં થઈ ઘેર આવવા લાગ્યો. ત્યાં નાવ ડૂબી જવાથી દ્રવ્ય ગયું. મહામહેનતે હું એકલો બચ્યો. આખર એક પાટીયાને અટેલી કિનારે આવ્યો થાકયો અને ભૂખ્યો ઝાડ નીચે સૂઇ ગયો. ત્યાં દૈવ ઇચ્છાથી બ્રહ્મલભ્ય ઋષિ આવ્યા. મને ઊંઘતાં જોઇ જગાડયો નહિ અને તેમણે વેદમંત્ર ઉચ્ચાર્યો. હું જાગ્યો અને મુનિ જાણી શરણે ગયો. મારી દશા કહિ તેમણે મને શ્રીપુરુષોત્તમ માસનું સેવન ઉપદેશ્યું. અને મારા બ્રાહ્મણના અપમાનરૂપ પાપથી આ ફળ મળ્યું તેમ કહિ પુરુષોત્તમ માસમાં ભગવાનના આરાધનનો ઉપદેશ કર્યો. તે પ્રમાણે મેં સો પુરુષોત્તમ માસ સ્નાન ભગવદારાધન કર્યું તે પ્રમાણે હું જય નામનો ભગવાનનો દ્વારપાલ બન્યો ત્યાં સનકાદિ મુનિ ભગવદ્‌ભક્તનો અપમાનથી શાપ મળતાં હું ફરી ત્રણ જન્મ રાક્ષસયોનિને પામ્યો આ કથા છે. રાવણને આ પૂર્વ સ્મૃતિ કયાંથી તે શંકા થાય છે પરન્તુ રાવણ પૂર્વની સ્મૃતિવાળો હતો. માત્ર રામ ઇશ્વર છે તે જાણતો નહતો. સનકાદિક મુનિની રૂબરૂ માગવાને ત્રણ જન્મ વૈરભાવથી જવાનું કહેવાથી વૈર હતું.

ચ્યવન નામના ભૃગુ મુનિના પુત્રને પણ યુવાવસ્થાની પ્રાપ્તિ અશ્વિનીકુમારોએ કરાવી તે પણ અધિક માસના સેવનથીજ થઇ છે.

નારદમુનિ પોતાના પૂર્વ જન્મમાં વેદવાદી બ્રાહ્મણોની દાસીના પુત્ર હતા. તેમને પણ તે પ્રાપ્તિ અધિક માસના સેવનથી થઇ અને મહાપુરુષોના સંગથી તે નારદના જન્મને પામ્યા.

વટ નામનો એક બ્રાહ્મણ કુમાર જેની વેદવતી નામની બહેન હતી. ભ્રાતાને જ્વર આવવાથી તેનુ વીર્ય સ્ખલિત થયું, તે વસ્ત્ર તેની બહેન વેદવતી ધોવા લઇ ગઇ તેને પહેરી તે નાહી સંધ્યા કરી પ્રાણાયામ કરવા જતાં તે વીર્યરજ મિશ્ર થતાં તેને ગર્ભ રહ્યો, બાળક જન્મ્યો, તેને તે પિપ્પલનાં મૂળમાં મૂકી આવી, વાનરીએ તેને ઉછેર્યો, વાનરો વચ્ચેથી નારદ લઈ આવ્યા. આ પાપથી તેનાં માતાપિતા–વા–અને વેદવતી પ્રેતયોનિને પામ્યાં આખરે પિપ્પલાદ નામના આ બાળકને તે પિશાચોનો સમાગમ થયો–આ પિપ્પલાદ મહામુનિ બન્યા. પોતાના માતાપિતા પિશાચ યોનિને પ્રાપ્ત થયાં છે ને તેમાં હેતુ મૂળ પોતાનોજ જન્મ છે, આમ જાણતાં મુનિને મહા ખેદ થયો. તેણે ઘણી તપશ્ચર્યા કરી અને તીર્થયાત્રા કરવા નીકળ્યા પણ પોતાના માતા પિતાના ઉદ્ધારનો પ્રસંગ ન મળ્યો. આખર આ બાબત શ્રીનારદ મુનિજ જાણતા હશે કેમકે તે ત્રિકાળ જાણનાર છે એમ જાણી શ્રીનારદનું સ્મરણ કર્યું. તેને નારદ મળ્યા અને કૃપા કરી નારદ મુનિએ અધિક શ્રીપુરુષોત્તમ માસનું સેવન અને સ્નાન શ્રીભગવત્સેવન ઉપદેશ્યું આ રીતે પિશાચ બનેલાં માતા પિતા–વેદવતી અને બટુનું પિશાચપણું ગયું અને તેઓ પુત્રના તપના પ્રભાવથી ગતિ પામ્યાં. પોતાને નરકથી બચાવે તેજ પુત્ર! આવો પુત્ર શબ્દ પિપ્પલાદ મુનિએ અન્વર્થ કર્યો.

શ્રીપ્રહ્લાદજી ભગવાનના ભક્ત બન્યા અને અસુર જાતિમાં જન્મ છતાં ઉત્તમ ભક્તિને પામી ભક્તશ્રેષ્ઠ ગણાયા તેમાં પણ કારણભૂત શ્રી અધિક માસનું સેવન છે, એમ પણ પ્રમાણ છે.

પ્રલ્હાદજી પોતાના ગયા જન્મા વેદનિધિ નામના બ્રાહ્મણના પુત્ર નામે યજ્ઞનિધિ હતા. તે ભાર્ગવ ગોત્રના હતા. શ્રીવિષ્ણુના દર્શન માટે યજ્ઞનિધિએ ઉષ્ણકાળમાં પંચ અગ્નિ તપ્યા. શિયાળામા કંઠ સુધી જલમા પેશી અને ચોમાસામા વરસાદમાં બેશી પૂર્ણ તપશ્ચર્યા કરી. એટલામા તેને દત્તાત્રેય મુનિ કહેવા લાગ્યા. હે યજ્ઞનિધે, આ કઠણ તપશ્ચર્યા કરતાં તુ શ્રીપુરુષોત્તમ માસમા સ્નાન દાન ભગવદારાધન કર એમ કહી, નારદ દાસીપુત્ર હતા, ત્યાંથી ચાર મહાત્માઓના સંગથી નારદપણાને પામ્યા, તે કથા અને કૃતવીર્ય નામનો યદુ કુળનો રાજા,સહસ્રાર્જુન પુત્રને પામ્યો તે સકામ ફળપ્રદમાહાત્મ્ય દત્તાત્રેયે યજ્ઞનિધિને સંભળાવ્યું. શ્રીદત્તાત્રેયના ઉપદેશથી યજ્ઞનિધિ એ બાર અધિકમાસ શ્રીભગવાનની આરાધના કરી. એક અધિક માસમાં તે મૌન હતો. તે પ્રસંગે અગસ્ત્ય મુનિ તેના આશ્રમમા આવ્યા. અગસ્ત્યને આવકાર ન આપી શક્યો અને ભગવત્સેવન કરતા હોવાથી નમસ્કાર ઈત્યાદિ ન કરવાથી અસુર યોનિને પામ એમ અગસ્ત્યે શાપ આપ્યો, અગસ્ત્ય મુનિ બ્રાહ્મણપણાથી અસુરપણું આપી શક્યા પણ એના ભગવદીયત્વને ન લઈ શક્યા. ભક્તનો સંગ ગમે તે યોનિમા થયો હોય અગર તે પછી પ્રારબ્ધ પ્રમાણે, ગમે તે યોનિમા જન્મે છતા સંગરંગથી મળેલો ભગવદ્ભાવ કંઇપણ નાશ પામતો નથી. તે પ્રમાણે શ્રીપ્રલ્હાદજી પણ અધિક સેવનના પ્રતાપે ઉત્તમ ભક્તિ પામ્યા.

આમા પણ વૈષ્ણવ રહસ્ય છે. પોતાના માતા પિતાનો ઉદ્ધાર પણ પિપ્પલાદ મુનિએ શ્રીનારદદ્વારા કર્યો, અને યજ્ઞનિધિને પણ દત્તાત્રેય મળ્યા. એટલે શ્રીપુરુષોત્તમ માસને આધિદૈવિક રીતિએ ભગવદીય માનીયે તોપણ ભગવદીયને ભગવદીયજ ઓળખે તેના સ્વરૂપને અભક્ત ઓળખી શકતો નથી તે નિયમ પ્રમાણે શ્રી નારદ દત્તાત્રેય ઈત્યાદિ ભક્ત ઋષિમુનિઓજ તેના માહાત્મ્યને ગાય છે.

બૃહન્નારદીયમા નારદ શ્રોતા અને નારાયણ વક્તા છે. તે પણ ભક્તનોજ પ્રસંગ છે. સ્કંદપુરાણમા સ્કંદ શ્રોતાને નારદ વક્તા છે. પદ્મપુરાણમા લક્ષ્મીજી શ્રોતા વિષ્ણુ ભગવાન વક્તા છે એટલે ભક્તિની સાથે સંબંધ વાળા શ્રોતા વક્તાના સંવાદમાં જેનું માહાત્મ્ય છે એવો શ્રીપુરુષોત્તમ માસ વિશેષત: ભક્તિપ્રદ ભક્તોનો અભીષ્ટ છે અને તેમા ભગવત્સેવા એજ પ્રધાન કાર્ય છે એ વાત નિર્વિવાદ છે.

ધ્રુવજી ધ્રુવપદને પામ્યા તે પણ અધિક માસનાજ સેવનથીજ. ધ્રુવના માતા પિતા ઉત્તાનપાદ અને સુનીતિ તે ગયા જન્મમા સુદેવ નામનો બ્રાહ્મણ અને સુશીલા નામે તેની પત્નીને રૂપે હતા. બન્નેએ પુત્રપ્રાપ્તિ માટે અપૂર્વ તપ કર્યું અને તેમને ઘણે ભાગે ભગવાન પ્રસન્ન થયા. ત્યારે તેમણે ધાર્મિક અને રાજા બને એવો પુત્ર માગ્યો. શ્રીભગવાને તેમને પુત્રનું વરદાન આપ્યું તે સુયજ્ઞ નામે પુત્ર થયો. શ્રીભગવાને કહ્યું તારો આ પુત્ર આ જન્મમાં બુદ્ધિમાન થશે એટલું જ નહિ પણ હવેના કલ્પમાં મારો પરમ ભક્ત થશે તેના પ્રભાવે તમે પણ મને પામશો આ જન્મમાં તમો બ્રાહ્મણ છો, બ્રાહ્મણના પુત્રને રાજ્ય ન હોય, કારણ કે રાજ્યને અન્તે નરક છે, માટે આ જન્મે તમારો સુયજ્ઞ પુત્ર તપસ્વી થશે ત્યા માર્કંડેય મુનિના સંગથી તે-અધિકમાસનું સેવન કરી આવતા જન્મે ક્ષત્રિય યોનિમા જન્મી રાજ્યને સુફળ કરી ઘણા વર્ષ રાજ્ય ભોગવી મારા અવિનાશી સ્થાનને પામશે. એમ કહી ભગવાન અંતર્ધાન થયા.

તે પ્રમાણે સુયજ્ઞ જન્મ્યો અને માતાપિતાથી સંસ્કારી આ બાળક તપશ્ચર્યા કરવા લાગ્યો તેના માતા પિતા મરણ પામ્યા. ત્રણ વખત સુયજ્ઞે પૃથ્વી પ્રદક્ષિણા કરી અને ગંધમાદનમા દશ હજાર વર્ષ તપ કર્યું કોઇ વખત માર્કંડેય મુનિ તેની પાસે આવ્યા. આવતા મુનિ પણ તપસ્વી

કૃશ હોવાથી પડી ગયા. તેમના સામા સુયશ ગયો તેમને ઉઠાડી નમસ્કાર કર્યો માર્કંડેયે કહ્યું, કે સુયશ શ્રીભગવાનની આજ્ઞા સાંભળ: તું તપ કરી વેઠે છે તે કરતાં અધિક શ્રીપુરુષોત્તમ માસનું સેવન કર તેથી તું ઇપ્સિતફળને પામશે.

આ વાત માની સુયશે શ્રીપુરુષોત્તમ માસમાં સ્નાન દાન ભગવદારાધન કર્યું જેથી તેની માતા સુનીતિ અને પિતા ઉત્તાનપાદ તેજ થયા જન્મના સુહોતા અને સુશીલા હતાં, તેમને ત્યાં ધ્રુવ જન્મ્યો, તે ૭ માસમાંજ નારદના સંગથી પ્રભુને મેળવી રાજ્ય પામી આખરે ધ્રુવ પદને પામ્યો.

પદ્મપુરાણસ્થ શ્રીપુરુષોત્તમ માસ માહાત્મ્યમાં ગૌસેવા વિષયે ખાસ લેખ છે. ગૌદાન માહાત્મ્ય વિશેષ છે. ભક્તોને ગાય એ પ્રાણ છે.

નિયમિત સ્નાન વાળા બ્રાહ્મણોએ વિવિધ રીતે પિશાચોના મોક્ષ કર્યાની કથાઓ છે. અવંતીપુર નગરના વેદશર્મા બ્રાહ્મણને ઉપવાસશક્તિ નહતી. તેણે મૌન ભોજન કર્યું અને ઇશ્વર સ્મરણ કર્યું તેને સ્વપ્નમાં એવી આજ્ઞા થઇ જેથી તે ઉત્તમ પદને પામ્યો તુલસી સેવન વિધિ પણ તેમાં સ્પષ્ટ અને વિસ્તારથી વર્ણવ્યો છે.

વિલાસિની નામની અપ્સરા મૃત્યુલોકમાં આવી અને ક્રીડા કરવા લાગી. તેણે અહિ આવી ઉપવનમાં એક પુષ્પમાળા બનાવી પોતાનો પતિ ત્યાં ન હોવાથી દુર્વાસા મુનિ આવ્યા. અને તેમને જોઇને મોહિત થઇ તેમને ગળે પુષ્પમાળા ધરાવી. મુનિએ શાપ દીધો તે પિશાચી થઇ શાપનિવારણ બતાવ્યું તે પ્રમાણે યાજ્ઞવલ્ક્યના વંશની એક તપસ્વિનીએ અધિકની કૃષ્ણ દ્વાદશીએ એક અધિક માસનું ફળ આપ્યું. આથી તે પિશાચી પૂર્વ રૂપને પામી.

મારૂ દેશમાં બ્રાહ્મણોએ (ભગવદ્ભક્ત બ્રાહ્મણોએ ) સ્નાનના ફળ આપી હજારો પ્રેતોનો ઉદ્ધાર કર્યો તેની કથા આમાં છે.

અધિક માસમાં નિર્ધન અને અશક્ત પુરુષોએ કંઇ ન બને તો જેમ બને તેમ શ્રીપ્રભુના મંદિરની સેવા કે બુહારી લઇ બગીચો વિગેરે બહારની તથા ભીતરની સેવા કાંઇપણ એટલે પ્રસાદની પણ લાલસા છોડીને કરવી તો તે ભગવદ્ભક્તિને પામે છે.

સત્યયુગમાં એક સુમતિ નામનો રાજા હતો, તેની સુષ્ટુમતી નામની સ્ત્રી હતી. બંન્ને પવિત્ર ધાર્મિક ગૌબ્રાહ્મણોની સેવા કરવા પ્રભુભક્ત અને ઉત્તમ હતાં. તેમના ભક્તિપ્રભાવે તેમને જાતિસ્મૃતિ ( પૂર્વજન્મનું ) ભાન હતું.

એક સમયે આ રાજાને ત્યાં અંગિરામુનિ આવ્યા તેમનાં દર્શન કરી વિધિ પ્રમાણે પૂજા કરી રાજા પ્રસન્ન થયો, મુનિએ આ રાજાની શુભવૃત્તિ જોઈ આનન્દ બતાવ્યો. રાજાએ આ મુનિના ચરણ ધોઇ જળ માથે ચઢાવ્યું. રાજાના વિનયભાવ અને દીનતા જોઈ મુનિ ઘણાજ પ્રસન્ન થયા, અને પૂછયું. રાજા તારી આ વૃત્તિ ઘણીજ સુંદર છે કયા યોગથી તું આવો ભક્ત અને વિનયી હશે ! એમ પૂછી તેને મુખે શ્રીપુરુષોત્તમનું માહાત્મ્ય કહેવરાવ્યું. રાજાએ કહ્યું મહાત્મા ! આપથી કંઇ પણ અજ્ઞાત નથી છતાં હું આજ્ઞા છે તો કહું છું.

ગયા જન્મે હું વીર નામનો વૈશ્ય હતો. અને પાપકર્મ ઘણા કરતો હતો. તેથી મારો બધા મનુષ્યોએ ત્યાગ કર્યો. મારી પત્ની જે આ છે તે ગયે જન્મે હતી. તેનો પણ મારા સંબંધથી ત્યાગ કર્યો. હું ભૂખ્યો જીર્ણ દેવાલયમાં ગયો, અને ત્યાં સમય ગાળવા બેઠો એટલામાં મારી પાંછળ આવી, મને ઉપદેશી કહેવા લાગી. સ્વામિ ! તમો પાપ કરી કયું કલ્યાણ મેળવશો ! મનુષ્ય અવતાર પ્રભુપ્રાપ્તિ માટે છે, તેનાં નામ મરતાં પણ જો એક વખત જપે છે તો તે કૃપાળુ તેનો ઉદ્ધાર કરે છે. સારા પવિત્ર ભાગવદ્ભક્તના રાગથી બુદ્ધિ પવિત્ર થાય છે. સ્ત્રી કે જે

સંબંધીને છોડી દુખી અવસ્થામા સાથી થવાથી હું તેના પ્રત્યે પ્રીતિવાળો થયો હતો તેનો સમયસર ઉપદેશ મને લાગ્યો. હું તે જીર્ણ દેવાલયમા રહ્યો.

મેં સ્ત્રીને પૂછ્યું આપણે શું કરીએ ! પાપને નિવારણ કરીએ તેણે કોઇ ભક્તના મુખે સાભળેલું એ અધિક માસનું સેવન મને બતાવ્યું. હમો બન્નેએ તે પ્રમાણે સ્નાનાદિ કરી જીર્ણ દેવમંન્દિરની સુધારણા કરી તુલસીને વાવી અને ફળભક્ષણ કરીને માસ ગાળ્યો. આ પુણ્યથી હું જાતિસ્મરણવાળો અને રાજા થયો. તેથી હુ આ સમયે પ્રભુપ્રાપ્તિ માટે બનતું કરું છું.

આ પ્રમાણે શ્રીપુરુષોત્તમ માસ જે સ્નાન, દાન, પ્રભુભજનથી વિશેષતઃ પ્રભુસેવાથી લીલાસ્મરણથી ગાળે છે, તે પ્રભુભક્ત બને છે એ નિઃસંશય છે.

શ્રીપુરુષોત્તમ માસમા જળપાત્ર, ગંગાજળ સમાન છે. ને સ્વલ્પ વસ્તુ પણ શુદ્ધ ભાવની પ્રભુ સ્વીકારે છે. વર્ષ મધ્યની લીલામાથી ગમે તે લીલાના મનોરથો થઇ શકે છે. સ્નાનમાહાત્મ્ય વિશેષ છે, તેનું સ્પષ્ટ કારણ એજ છે કે ગમે તે વસ્તુ ભગવદીયના સંગથી ભગવદીય થાય છે. તેજ પ્રમાણે પ્રભુનો સ્વીકૃત જે પુરુષોતમ માસ તેના સમયમા જળમાત્ર ગંગોદક હોય તે પણ અયુક્ત નથી. ગંગા શ્રીહરિના ચરણથી નીકળી છે, અને તેથી પાપમાત્રને નાશ કરી જીવને અધિકારી બનાવી દે છે. શ્રીયમુનાજી આતરમા ભક્તિભાવ પાનથી ઉત્પન્ન કરી પ્રભુને શરણે મોકલે છે. શ્રીયમુનાજીના સોપેલા જીવોનો શ્રીપ્રભુ અનાદર કરી શકતા નથી. તેથી સ્નાનમાહાત્મ્ય અધિક માસમા ઉત્તમ છે, એટલે ગમે તે જળાશયમા સ્નાન કરવાથી પાપમાત્ર ભસ્મ થઇ પ્રભુની સેવા યોગ્ય દેહ બને છે. દાનનો આશય એ છે કે વૈષ્ણવોએ દાન સવિહિત નથી, માત્ર દાન પ્રભુને સમર્પી કરવું જોઇયે. સમર્પિત વસ્તુનું દાન ઉભયથા શુદ્ધ છે. બીજુ કારણ જો દરેક વસ્તુ શ્રીપ્રભુની છે એમ માનીએ તો દાનનો અધિકાર તેનો છે. માટે સેવકનો ધર્મ પતિવ્રતા પત્નીનો ધર્મ જેમ આજ્ઞા માગી દાન કરવાનો છે. તેમ વૈષ્ણવો પણ પ્રભુને સમર્પિત વસ્તુનું દાન ઇત્યાદિ કરી શકે. ગૌસેવન તો શ્રીપ્રભુએ કર્યું છે ગાયોની સેવા તેમને ગળે સૂતર વીંટવાથી કે કંકુ નાખવાથી થતી નથી, શ્રીભાગવતની આજ્ઞા પ્રમાણે गोर्ङ्ग्रयवसादिनो ( ગાયને ઘાસ દાણા ખવરાવી સેવા થઇ શકે છે. ) બ્રાહ્મણની સેવા ભોજન તેમા પણ વૈષ્ણવની વિશેષ છે. તે તો શ્રીપુરુષોત્તમ માહાત્મ્યમા નીચે પ્રમાણે બતાવ્યું છેઃ—

ततः सूतं समायांतं रक्तवल्कलधारिणम् ऊर्ध्वपुंड्रधर श्रीमन्नाममुद्राविराजितम् ।
शंखचक्रधरं दिव्यं गोपीचन्दनमृत्स्नया ॥ लसच्छ्रीतुलसीमाल जटामुकुटमण्डल ।
जपन्तं परम मन्त्रं हरेः शरणमद्भुतं ॥

ઉપર પ્રમાણે શ્રીસૂત ઇત્યાદિ પણ વૈષ્ણવ ચિન્હધરતા જણાવ્યા છે. આ પ્રમાણે વૈષ્ણવોને સત્સંગ પ્રભુસેવા સ્મરણ શ્રીભાગવતનું પઠન શ્રવણ અને વાર્ષિક લીલાના મનોરથોનું દર્શન સેવન ઇત્યાદિથી વ્યતીત થયેલો શ્રીપુરુષોતમ માસ અવશ્ય પ્રભુપ્રાપ્તિ કરાવે છે. સર્વધર્મોનું દોહન કરી કાઢેલું નવનીત જોઇયે તો તે એટલુંજ નિશ્ચિત થાય છે કે—यद्योगेनात्मदर्शनम् । શ્રીપ્રભુનું દર્શન કરવું. એ જો સફળ થાય તો જીવ કૃતકૃત્ય છે.

ઉપર પ્રમાણે મનન કરી શ્રીપુરુષોત્તમ માસમા ભગવાનનું સેવાસ્મરણ વિશેષ કરવું.

હવે શંકા એજ થાય છે કે શ્રીપુરુષોતમ માસમા જ્યારે શ્રીપ્રભુનું સ્મરણ વિશેષરૂપ ગણીયે તો પ્રભુચરણ સેવા માટે તો દરેક સમય ઉત્તમ છે. પણ વૈષ્ણવો માટેનો પુરુષોત્તમ માસ ઉત્તમ એટલાજ માટે કે શ્રીપુરુષોત્તમના વાર્ષિક ઉત્સવ મનોરથોનો આનંદ એકસાથે આવતો નથી. જ્યારે તમામ ઉત્સવોનો સહજ અને સમાન આનંદ શ્રીપુરુષોત્તમમાં પ્રાપ્ત થાય છે.

પુરૂષોત્તમ માસ ચૈત્રથી આસો સુધામાં આવે છે, આમાં જ્યોતિષ ગણત્રી જુદી છે, પણ ભાવના ગણત્રી કરીએ તો શીતકાળમાં પ્રભુ શ્રીનંદાલયમાં વિરાજે છે. અંગિઠી આવે અને ગલ ધરાય છે. મનોરથો તો ઉપવનની બહારની લીલા છે. આથી જો શીતકાળમાં મનોરથો થાય તો ઉષ્ણકાળના ન થઇ શકે. મનોરથો ભક્તોના ભાવના છે. આથી ચૈત્રથી આશ્વિન સુધીમાં શ્રીપ્રભુની કુંજાદિ લીલા થાય છે, આવી રીતે સર્વસમંજસ છે.

શ્રીપ્રભુના ગુણગાન હેતુથી કરેલી તમામ ક્રિયા જો ગુણગાનરૂપ ગણાતી હોય તો આ લેખનું પઠન-પાઠન પણ ભગવાન તેવીજ રીતે સ્વીકારવા કૃપા કરશે.

કપડવંજ,
તા. ૧-૬-૭૧.
નરોત્તમ મોતીરામ પુરાણી.

## ક્યાં રે ગયો ?

(૨)

( ગરબા-ગરબીના રાગમાં પણ ગાઇ શકાય છે. )

ક્યારે ગયો રે હરિ ક્યાં રે ગયો;
મારા હૈયાનો હાર હરિ ક્યાં રે ગયો. ૧

માથે મુકુટ અને કાને છે કુંડળ;
બંસીવાળો એ ક્યાં રે ગયો—મારા૦ ૨

પીળું પીતાંબરને જરકસી જામો;
મુરલી સુણાવી એ ક્યાં રે ગયો—મારા૦ ૩

લટકતી ચાલ ઉર શોભે છે વનમાળ;
મુખે મુરલી રસાળ ધારી ક્યાં રે ગયો—મારા૦ ૪

ખભે છે કામળી ને હાથમાં લકુટી છે;
ધેનુ ચરૈયો એ ક્યાં રે ગયો—મારા૦ ૫

માખણનો ચોર અને ભક્ત ચિત્ત ચોર છે;
મારૂં મનડું ચોરીને એ ક્યાં રે ગયો—મારા૦ ૬

ભક્તજન પ્રતિપાળ ગાયોનો ગોવાળ છે;
લીધી દ્રૌપદી સંભાળ વ્હાલો ક્યાં રે ગયો—મારા૦ ૭

જોયાં મેં મંદિરો ને જોયાં વ્રજધામ ચો;
હૃદય મંદિરવાસી ક્યાં રે ગયો—મારા૦ ૮

શોધી મેં શેરીયો ને જોયાં મેં જંગલો રે;
અંતરનો પ્રાણ હરિ ક્યાં રે ગયો—મારા૦ ૯

કહે "જ્યેષ્ઠારામ" દેજો આનંદ નિજ ધામ;
મારા મનનો વિશ્રામ હરિ દર્શન દો—
મારા હૈયાનો હાર હરિ ક્યાં રે ગયો. ૧૦

# साचुं स्वराज्य.

## સંવાદ.

( લેખક "શુદ્ધાદ્વૈતભૂષણ" શાસ્ત્રી જયેશારામ હરજીવન જોશી, પેટલાદ. )

કૃષ્ણભક્ત—કેમ મી. ગાંધીભક્ત ! જયશ્રીકૃષ્ણ; ક્યાં જાઓ છો. ?

ગાંધીભક્ત—ભાઇ કૃષ્ણભક્ત, જયશ્રીકૃષ્ણ ! જરા, ગાંધી ચોક તરફ જાઉં છું, કેમ તમો પણ આવો છો ને ?

કૃષ્ણભક્ત—ના જી, કેમ ત્યા આજે શું છે ?

ગાંધીભક્ત—શું તમે જાણતા નથી ? આજે તો આપણા દેશના નેતાઓ આવેલા છે. અને તેઓ "સ્વરાજ શી રીતે પ્રાપ્ત થાય" એ વિષય જાહેર ભાષણ આપનાર છે, હું તો ત્યાં જાઉ છું, તમો કેમ આવતા નથી ?

કૃષ્ણભક્ત—ભાઈ હું તો દિશાવાળ વણિકની ધર્મશાળામાં જઉ છું. ત્યાં આજે "શ્રીવિઠ્ઠલનાથ જયંતી" હોવાથી શાસ્ત્રીજી જાહેર વ્યાખ્યાન આપનાર છે, માટે હું તો ત્યાં જઇશ, કેમકે સાચું સ્વરાજ્ય તો ત્યાંજ મળનાર છે. આપની પણ ઇચ્છા હોય તો ચાલો !

ગાંધીભક્ત—શું સાચું સ્વરાજ્ય અને સ્વરાજ્ય વળી જુદું છે, આપ સાચું સ્વરાજ્ય કોને કહો છો ! અમે તો એમજ સમજીએ છીએ કે ખાદી પહેરવી અને દેશનેતાઓની આજ્ઞા પાળવી, સૌને સરખા માનવા કોઇને ઉંચ કે નીચ ન ગણવા, પ્રભુના દરબારમા તો સૌ સરખા છે.

કૃષ્ણભક્ત—ભાઇ ગાંધીભક્ત તમારી મોટી ભૂલ છે. સૌને એક સરખા કેમ મનાય ? ઇશ્વરેજ સૃષ્ટિ ચાર પ્રકારની કરી છે, જુઓ ગીતાજીમા શ્રીભગવાન્ પોતેજ આજ્ઞા કરે છે કે—

चातुर्वर्ण्यं मया सृष्टं गुणकर्मविभागशः ॥

બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, અને શુદ્ર એમ ચારે વર્ણ તેઓના ગુણો અને કર્મોના વિભાગ પૂર્વક મેંજ ઉત્પન્ન કર્યા છે. જ્યારે ભગવાનેજ ચારે વર્ણો અને તેના ગુણો અને કર્મો જુદા જુદા બનાવ્યા છે. ત્યારે આપણે તેમને એક સરખા શી રીતે માની શકીએ ?

ગાંધીભક્ત—ભાઇ કૃષ્ણભક્ત ! સાંભળો, ભગવાને એજ ગીતામા કહ્યું છે કે—

विद्या विनयसंपन्ने ब्राह्मणे गवि हस्तिनि ।

शुनि चैवं श्वपाके च पन्डिताः समदर्शिनः ॥

વિદ્યાવિનયયુક્ત બ્રાહ્મણમાં, ગાયમાં, હાથીમા; શ્વાનમાં, તેમજ ચંડાળમાં પંડિત પુરુષો સમાન દૃષ્ટિ રાખે છે, જ્યારે સમાન દૃષ્ટિ રાખવાની છે તો પછી અસ્પૃશ્યો ના સાથે ભોજન કરવામાં વાંધો શો ? એવી ભેદ દૃષ્ટિ રાખવાથીજ હિંદુસ્થાનને સ્વરાજ્ય મળતું નથી સમજ્યા !

શાંકરભક્ત—પણ મી. ગાંધીભક્ત, આપ આ જગ્યાએ મોટી ભૂલ કરો છો. આપ જે સમાન દૃષ્ટિનો અર્થ કરો છો તે ખોટા અને નુકશાનકારક નિર્ણય ઉપર લેઇ જનાર છે, સહેલુંજ જગત્માં સૌ કોઇ શોધે છે અને સંઘરે છે. આજ કાલ તો સૌને सगवडीयो पंथ અને અને मतलब सिंधु નું પ્રમાણ જોઇએ છે, જો સમાન દૃષ્ટિનો આવો સહેલોજ અર્થ હોત તો અર્જુન જેવા જ્ઞાનાધિકારી પાસે શ્રીકૃષ્ણને આટલી બધી ભાંજગડ કરવાની જરૂરજ ન રહેત, ગીતાજીના શ્લોકોનો તમારા મનગમતો ફાવતો અર્થ કરતા પહેલા

જરા પ્રાચીન ભાષ્યકારોના અર્થનું નિરીક્ષણ કરો ! "ભાષ્યોત્કર્ષદીપિકા" માં તો સ્પષ્ટ કહ્યું છે કે—

"उत्तमो ब्राह्मणः क्षत्रियवैश्यौ मध्यमौ, ततः किंचिन्निकृष्टः शूद्रः सर्वथाधमः श्वपाक तेषु समं ब्रह्मैव तत्र तत्र प्रविष्टं पण्डिताः पश्यन्ति ॥"

બ્રાહ્મણ ઉત્તમ છે, ક્ષત્રિય વૈશ્ય મધ્યમ છે, તેથી કાંઇક હલકો શૂદ્ર છે, અને સર્વ પ્રકારે નીચ ચાંડાળ છે, એઓમાં એટલે એ દરેકમાં સરખું બ્રહ્મજ રહેલું છે. એમ પંડિતો જુએ છે. અર્થાત્ દરેક પ્રાણીમાં અંશરૂપ પ્રભુ બીરાજે છે, એમ સમજીને દરેક જીવ ઉપર દયા રાખવી એ જ્ઞાનીનું લક્ષણ છે. આ સીધો અને સરલ અર્થ ભૂલી જઇને જો તેઓને સ્પર્શજ કરવાનો યોગ્ય હોત તો "सर्वथाधमः श्वपाकः" સર્વથી નીચ ચાંડાળ" એમ શા માટે કહેત ? આજથી બે હજાર વર્ષ ઉપર ભાષ્યકાર શ્રીમાન્ આદ્યશંકરાચાર્યજી રૂપ લેઇને ઇશ્વર સામા આવતાં શ્રીશંકરાચાર્યજીએ કહ્યું છે કે—

गच्छ दूरमिति तं निजगाद.

દૂર ખસો ! એમ તે ઇશ્વરરૂપ અંત્યજને શા માટે કહેત ? જેથી સિદ્ધ થાય છે કે અંત્યજોને સ્પર્શ કરી વર્ણાશ્રમધર્મ નષ્ટ કરવો એ સ્વરાજ્યની પ્રાપ્તિકારક નથી પણ સ્વરાજ્યને લાત મારી દૂર કરવા જેવું છે. કેમ મી. ગાંધીભક્ત સમજ્યા કે ?

**શ્રીવૈષ્ણવભક્ત**—અહો પ્રિયમિત્ર શાંકરભક્ત તમે જે કહ્યું તે યથાર્થ છે. મી. ગાંધીભક્ત ગીતાનો અર્થ સમજવામાં મોટી આંબળા જેવડી ભૂલ કરે છે. ભાષ્યકાર શ્રીમદ્રામાનુજાચાર્યજી મહારાજે પણ એજ પ્રમાણે અર્થ કર્યો છે કે—

विषमाकारस्तु प्रकृतेर्नात्मनः, आत्मा तु सर्वत्र ज्ञानैकाकारतया सम इति पश्यन्तीत्यर्थः ॥

વિષમ આકાર તો દેહનો રહેલો છે. આત્માનો નથી, આત્મા તો સર્વમાં જ્ઞાનના એક આકારથી સરખો છે, એમ પંડિતો જુએ છે, અર્થાત્ સર્વ પ્રાણીમાં જીવરૂપ અંશ સરખોજ છે, અને તે પ્રકૃતિના ગુણોથી અસ્પૃશ્ય છે.

ભાઈ આનો અર્થ એવો નથી થતો કે સર્વની સાથે ખાવું પીવું ને બેસવું એમાંજ સમાન દષ્ટિ છે, જો સાથેજ ખાવા પીવા અને બેસવામાંજ સમાન દષ્ટિ રહેતી હોત તો સાથે ખાઓ ! સાથે પીઓ અને બેસો ! એવું ટુંકુને ટચ કહેવાનું મૂકીને ભગવાન્ શ્રીકૃષ્ણચન્દ્ર આટલો લાંબો દ્રાવિડી પ્રાણાયામ શા માટે કરત ? વિદ્યાવિનયસંપન્ન બ્રાહ્મણને અને કુતરાને રાંધી ખાનાર અંત્યજને એક સાથે બેસાડીને તો તેના મલિન પરમાણુઓને બ્રાહ્મણમાં પ્રવેશ કરાવી અશરીરતા કરતાં પણ બ્રહ્મજ્ઞાન સતતું ખૂંત કરવામાં આવ્યું છે

**કૃષ્ણભક્ત**—ભાઇ શ્રીવૈષ્ણવભક્ત આપે અને શાંકર ભક્તે કહ્યું તેજ બરાબર છે, અમારા દિગ્વિજયી શ્રીપુરુષોત્તમજી મહારાજ પણ સ્પષ્ટ લખે છે કે—

मदंशात्मज्ञानेन ते पण्डिताः ज्ञानिनो ज्ञेया इत्यर्थः ॥

અર્થાત્ ભગવાન કહે છે કે–જીવ મારો અંશ છે અને તે દરેકમાં રહેલો છે. એવા આત્મ જ્ઞાનને જે જાણે છે તે પંડિતો જ્ઞાની જાણવા, ભાઇ સમજ્યા કે ! ત્યાં "समभोजिनः" નથી કહીં જરા તો ધ્યાન આપજો, જો ભગવાનને વર્ણાશ્રમ ધર્મ ઇષ્ટ ન હોત તો—

अधर्माभिभवात्कृष्ण प्रदुष्यन्ति कुलस्त्रियः ।
स्त्रीषु दुष्टासु वार्ष्णेय जायते वर्णसंकरः ॥

કહે છે કે વર્ણાશ્રમધર્મ નષ્ટ થઈ અધર્મ થવાથી કુલીન સ્ત્રીઓ દૂષિત થાય છે, અને તે નરકમાં જાય છે ઇત્યાદિ શા માટે કહેત! માટે સિદ્ધ થાય છે કે જ્યાં ધર્મ હોય ત્યાંજ ધર્મા એટલે પ્રભુ હોય છે અને જ્યા ધર્મ નથી ત્યાંજ પ્રભુ નથી. અને પ્રભુનીજ સહાયતા ન હોવાથી આપણને સ્વરાજ્ય મળતું નથી, ધ્યાનમાં આવ્યું! આપે જે સમાન દૃષ્ટિનો અર્થ કર્યો છે. તે સમાન દૃષ્ટિ નથી પણ ભયંકર વિષમ દૃષ્ટિ છે.

ગાંધીભક્ત—જી હા, હવે બરાબર સમજ્યો કે વર્ણાશ્રમધર્મ પાળવોજ જોઇએ. અને જેઓ વર્ણાશ્રમધર્મને માનતા નથી તેઓ ગીતાજીનો મર્મ પણ સમજ્યાજ નથી. પરંતુ શું ત્યારે ખાદી પહેરવી અને સ્વદેશી વસ્તુઓ વાપરવી એ શું ઢોંગ છે!

કૃષ્ણભક્ત—જી ના, ઢોંગ નથી. આપણા હિન્દુસ્તાનવાસી ભાઇઓએ આપણા હિન્દુસ્તાનમા બનેલાં પવિત્ર શુદ્ધ સ્વદેશી જ વસ્ત્રો અને દરેક ચીજ પણ સ્વદેશીજ વાપરવી જોઇએ, કેમકે વિદેશી વસ્ત્રોનો તેમજ વિદેશી પદાર્થોમાં પ્રાય ભ્રષ્ટતાજ આવે છે.

ગાંધીભક્ત—શું વિદેશી વસ્ત્રોમા ચરબી અને હાડકા વિગેરે ભ્રષ્ટ પદાર્થો આવે છે એ શું ખરૂં હશે?

કૃષ્ણભક્ત—જી, હા, "થીઅરી ઓફ સાઇઝીંગ" નામની બુક કે જે "ધી મેન્ચેસ્ટર ઇમ્પાર્ટ કં૦ ૬૫ કીંગસ્ટ્રીટ-લંડન" એ સરનામે મળે છે તેમજ "એન્સાઇક્લોપીડીયા બ્રિટાનીકા" વિગેરે વાંચી જોવાથી ખાત્રી થશે કે વિલાયતી કાપડ અને મોરસખાંડ વિગેરે પદાર્થો પણ સ્પર્શ કરવા લાયક નથી. એટલાજ માટે અમારા શ્રીવલ્લભીય વૈષ્ણવ સંપ્રદાયમા તો અસલથી પણ દેશી ખાંડ અને સાકર પણ વપરાય છે, તેમજ આપ વિચાર કરશો તો જણાશે કે જેટલો આ સંપ્રદાય દેશી કારીગરી અને કળાઓનો પોષક છે, તેવો ભાગ્યેજ કોઈ પણ સંપ્રદાય હશે. જુઓ પાકકળા, ચિત્રકળા, સંગીતકળા, વિગેરે દેશી કળાઓ પૂર્ણપણે આ સંપ્રદાયમા વિદ્યમાન છે, માત્ર સમયના પ્રમાણે જેમ જેમ દેશી કારીગરી નષ્ટ થતી ગઇ તેમતેમ વિદેશી વસ્તુ તો પ્રચારમાં આવતી ગઇ માટે ભાઈ, સ્વદેશીજ વસ્ત્રો પહેરવા, સ્વદેશી વસ્તુઓ વાપરવી, પરંતુ કેવળ ઉપરથીજ ખાદી પહેરી ઉજળા થયે ન બને. હૃદય પણ તેવું શુદ્ધ ઉજળું બનાવવું જોઇએ.

ગાંધીભક્ત—ભાઇ, હૃદય ઉજળું શી રીતે બને?

કૃષ્ણભક્ત—જીવના અનેક દોષો દૂર થાય ત્યારે;

ગાંધીભક્ત—જીવના દોષો દૂર ક્યારે થાય?

કૃષ્ણભક્ત—બ્રહ્મસંબંધ લેઇ તેનો ભાવ સમજી સત્સંગદ્વારા તે પ્રમાણે વર્તન થાય ત્યારે;

ગાંધીભક્ત—બ્રહ્મસંબંધ કોણ આપતું હશે!

કૃષ્ણભક્ત—જીવને બ્રહ્મ સાથે સંબંધ કરાવી સદાચારનિષ્ઠ કરવો એ કાર્ય આચાર્યોનું છે જેથી શ્રીમદ્ ગોસ્વામી મહારાજો એટલે શ્રીગુસાઇજીના વંશનાજ બ્રહ્મસંબંધ કરાવી શકે;

ગાંધીભક્ત—શ્રીગુસાઇજી કોણ હશે? અને તેમનું નામ શું તે જરા કૃપા કરી સમજાવશો?

કૃષ્ણભક્ત—જી, હા, સાંભળો! શ્રીપરબ્રહ્માપરાવતાર અખંડભૂમંડલાચાર્યવર્ય જગદ્ગુરુ શ્રીમદ્-વલ્લભાચાર્યજી મહારાજ કે જેઓએ ૨૮ દિવસ સુધી શ્રીકૃષ્ણદેવ રાજાની સભામાં શાસ્ત્રાર્થ કરી પોતાનો ભક્તિમાર્ગ સ્થાપન કર્યો છે તેમના પુત્ર થાય અને તેમનું નામ શ્રીવિઠ્ઠલનાથજી મહારાજ.

ગાંધીભક્ત—ભાઇ શ્રીવિઠ્ઠલનાથજી નામ કેમ પડ્યું હશે?

કૃષ્ણભક્ત—સાંભળો, એ નામમાંજ એવું રહસ્ય રહેલું છે કે–વિદા જ્ઞાનેન ઠાન્ શૂન્યાન્ લાતીતિ વિઠ્ઠલઃ ॥ જ્ઞાનથી રહિત જીવોને સ્વીકારે અર્થાત્ ભગવત્પ્રાપ્તિ કરાવે તેનુંજ નામ શ્રીવિઠ્ઠલનાથજી છે, " ભાઇ, ચાલો આજેજ તેમની જયંતી છે અને તે સંબંધી આપ આવશો તો આપને આજે વધુ જાણવાનું મળશે. તેમજ સાચું સ્વરાજ્ય શું છે તે પણ આપને સમજાશે.

ગાંધીભક્ત—અહો કૃષ્ણભક્ત! આવો સ્વદેશી વસ્તુઓનો અને કારીગરીઓનો પોષક ધર્મરક્ષક આ ઉજ્જ્વલ સંપ્રદાય છે તે તો મેં આજેજ જાણ્યું, પરંતુ હવે સાચું સ્વરાજ શું છે તે જાણવાની હજુ જીજ્ઞાસા રહેલી છે. માટે ચાલો આપની સાથેજ આવું છું, જેથી શાસ્ત્રીજીના વ્યાખ્યાનથી તે પણ સમજાશે, આજે આપે મારી ઉપર મહાન્ ઉપકાર કર્યો કે મને વર્ણાશ્રમધર્મથી ભ્રષ્ટ થતાં બચાવ્યો અને સાચું સ્વરાજ્ય શું છે! તે સમજાવવા યત્ન કર્યો!

લો ચાલો! જયશ્રીકૃષ્ણ.

---

## રાધા–રમેશ.

*( ઢાળ: અમ્મા! વીરાને જાઉં વારણે રે લોલ. )*

રાધા–રમેશ રેલે રાસડા રે લોલ<br>
ચમકતી ચાંદનીની માંહ્ય જો;<br>
રાધા–રમેશ રેલે રાસડા રે લોલ,<br>
સૃષ્ટિ મધુરી આજે ભાસતી રે લોલ,<br>
હૃદયે–હૃદયે રેલાય રાસ જો;<br>
રાધા–રમેશ રેલે રાસડા રે લોલ.<br>
પ્રણયનો પરાગ પ્રાણ–પૂરમાં રે લોલ,<br>
પ્રસરે ત્યારે પ્રણયમય જો;<br>
રાધા–રમેશ રેલે રાસડા રે લોલ.<br>
પ્રણયની પુણ્યજ્યોત ત્યાં જળે રે લોલ,<br>
કરે તિમિર કેરા ધ્વંસ જો;<br>
રાધા–રમેશ રેલે રાસડા રે લોલ.<br>
આત્માને દાન દીધું યુગલે રે લોલ,<br>
અમે પ્રભુનાં પરિચારક જો;<br>
રાધા–રમેશ રેલે રાસડારે લોલ.<br>
અંતરની ઉત્સુકતા શમાવતાં રે લોલ,<br>
બોલો રાધા–રમેશ કેરી જય જો;<br>
રાધા–રમેશ રેલે રાસડા રે લોલ.

મૂળજીભાઇ પીતામ્બરદાસ શાહ.

# हालोलमां—हर्ष आनंदनी अभिवृद्धि.

સં. ૧૯૮૭ ના જ્યેષ્ઠ શુક્લ દ્વિતીયા મંગલવારે સવારમા તૃતીયપીઠાધીશ્વર ગોસ્વામી શ્રી ૬ શ્રીવ્રજભૂષણલાલજી મહારાજ મુબઈથી પધારવાના હોવાથી ગામની ભાગોળે લગભગ એક હજાર વૈષ્ણવની મેદની મળી હતી. તે સમયનુ દશ્ય અપૂર્વ હતુ. ઘનચાતકની માફક દર્શનાતુર વૈષ્ણવ જનસમૂહ દશ્યમાન થતો હતો, શ્રીમાનની સ્વારી લગભગ નવ વાગ્યે મોટરમા પધારતા જયધ્વનિ સાથે સર્વત્ર આનદ પ્રસરી રહ્યો, અને વાજીંત્રો વાગવા લાગ્યા. બાદ સ્વયસેવકોના બદોબસ્ત સાથે આગળ સુન્દર બેન્ડ તે પછી વૈષ્ણવો અને રસિક કીર્તનીયા મડળી કીર્તન કરતી રસમગ્ન બની ચાલતી હતી અને તેની પાછળ શ્રીમાન્ છત્રચામર સાથે મોટરમા બિરાજ્યા હતા અને પછવાડે ભાવુક સ્ત્રી વર્ગ સુશોભિત કળશો લેઈ આનદમગ્ન બની સુસ્વરે ગાતા ચાલતા હતા. બજારમા થઈ સ્વારી મંદીરે જતા ફોટો લેવાયા બાદ શ્રીમાન્ નવા મદિરે પધાર્યા હતા ત્યા ચરણસ્પર્શ થયા બાદ વૈષ્ણવ વર્ગ વેરાયો હતો, અને સ્ત્રીવર્ગ કળશ લઈ ગાતાં હતા

જ્યેષ્ઠ શુક્લ તૃતીય બુધવારે—સવારમા ૭ વાગે શ્રીમાનની સ્વારી પરીખ નવનીતલાલને ત્યા (જુના મદિરે) પધારી અને શ્રીને પાલખીમા પધરાવી છત્ર ચમર સાથે આનંદમંગળના જયનાદપૂર્વક વાજતે ગાજતે શ્રીને આઠ વાગે નવા મદિરમા પધરાવ્યા હતા, (મદિર આગળ ફોટો લેવાયો હતો) આ સમયનુ દશ્ય આબેહુબ ગોકુળના નજભક્તોનુ અનુકરણ કરતું હતું, પ્રત્યેક વૈષ્ણવ આનંદમા તરબોળ થઈ ગયા હતા, રસિક કીર્તનીયા મડળી અને ભાવુક સ્ત્રી વર્ગ ગાવામાં દેહાનુંસધાન ભુલી ગયા હોય તેવુ દશ્ય જણાતું હતુ લગભગ એક વાગતા સુધી વૈષ્ણવો આનદમા તરબોળ થઈ ગયાં હતા. પનનાના દર્શન સમે નદરાયજીના ગૃહનુ સ્મરણ થતું હતું હાલોલના રસમગ્ન વૈષ્ણવો લગભગ બે વાગે વેરાયા હતા

બાદ સાજના પાચ વાગે હાલોલનું મહાજન અને કઠીબધ સમસ્ત વૈષ્ણવ તેમજ બહારથી આવેલો વૈષ્ણવ વર્ગ તમામ મદિર ફળીયાના વિશાળ ચોગાનમા મહાપ્રસાદ લેવા બેઠો હતો, ગામમા સર્વત્ર આજે આખો દિવસ આનદ છવાઈ રહ્યો હતો જ્યેષ્ઠ શુક્લ ૪ ગુરુવારે સાજના પાચ વાગે મદિર ફળીયાના વિશાળ ચોગાનમા "શ્રીદ્વારિકેશ પાઠશાળા—હાલોલ" તરફથી મહોત્સવ સમારભ ઉજવવામા આવ્યો હતો, પાઠશાળાના કાર્યવાહકો શેઠ મગનલાલ મૂળજીભાઈ વિગેરેએ મહારાજશ્રીને માટે મધ્યમા સુન્દર ભવ્ય અને સુશોભિત મડપ શણગારી સભાની બિછાયત કરી હતી, મહારાજશ્રી પાઠશાળાના સેક્રેટરી શેઠ ઓચ્છવલાલ વિગેરેની વિનતિથી પોણા ૭ વાગે સભામા પધારતા જયધ્વનિના નાદપૂર્વક સભાનુ કામકાજ શરૂ થયુ હતું, પ્રથમ શરૂઆતમા પાઠશાળાના કાર્યવાહક નટવરલાલ પુરુષોત્તમદાસે આ પાઠશાળાના સંસ્થાપક અને ગુરુવર્ય પૂજ્યપાદ મહારાજશ્રીને પ્રમુખસ્થાન સ્વીકારી કાર્ય કરવા વિનતિ કરવાથી તુરતજ કાર્ય સમારભ થયો હતો. પ્રથમ પાઠશાળાના છોકરાઓએ પ્રાર્થના, સ્તુતિ કર્યા બાદ કન્યાઓએ પ્રાર્થના સુમનોહર રાગમા ગાઈ હતી, તે પછી બે બાળાઓએ "કૃપાળુ મોહમયીથી હાલોલ આજે પધારીયા મહારાજ" એ સ્વાગત ગીત સુલલિત સ્વરે ગાઈને પુષ્પમાળા સમર્પી હતી, ત્યાર બાદ છોકરાઓએ "ધ્રુવ અને નારદજી" નો તથા "વિવેક" વિષે સવાદો ભજવ્યા હતા, બાદ બાળાઓએ "સખીયો દિનકર દીસે આજ અતિ સોહામણો રે" એ ગરબો સુમધુર સ્વરે ગાયો હતો, તે પછી નાની કન્યાઓએ "સનાતન હિન્દુ ધર્મ" વિશે સવાદ ભજવ્યો હતો, બાદ બે નાની બાળાઓએ "ક્યારે ગયોરે ક્યારે ગયો" એ ગીત

સુલાલત રાગે ગાઇ જનસમાજને આકર્ષ્યો હતો, ત્યાર બાદ પાઠશાળાના શાસ્ત્રી વાસુદેવ શર્માએ પાઠશાળા સંબંધી ચાલું નિવેદન કરીને વધુ પ્રથમના ત્રણ વર્ષનું નિવેદન હાલના પેટલાદ-શુદ્ધાદ્વૈત પાઠશાળાનાં અધ્યાપક અને અત્રેની શ્રીદ્વારિકેશ પાઠશાળાના માજી અધ્યાપક શાસ્ત્રી જયેશરામ હરિજીવન જોશીને નિવેદન કરવાનું સુચવતાં શાસ્ત્રીજીએ ત્રણ વર્ષનો સંક્ષિપ્ત રિપોર્ટ નિવેદન કરી જનસમાજને કર્તવ્યપરાયણ થવા સુમનોહર દ્રષ્ટાંત આપી વ્યાખ્યાન દ્વારા અસરકારક વિવેચન કર્યું હતું, ત્યારબાદ શાસ્ત્રી જયાશંકર તથા શાસ્ત્રીજી જટાશંકરભાઇ અને શુદ્ધાદ્વૈતના તંત્રી શાસ્ત્રીજી વસંતરામભાઈ વિગેરે વિદ્વાનોએ ભાવપૂર્ણ વ્યાખ્યાનો દ્વારા શ્રોતાઓને રસમય બનાવ્યા હતા, તેમજ હાલોલના વૈષ્ણવોને ગોકુળની ઉપમા આપી ગોકુળ અને હાલોલનું સાદ્રશ્ય દર્શાવ્યું હતું. તે પછી બાળાઓએ 'હાલોલ હરખે ભર્યું રે" એ ગરબો ગાઇને જનસમૂહને આનંદમગ્ન કર્યો હતા. બાદ પ્રમુખ મહારાજશ્રીએ સ્વવ્યાખ્યાનદ્વારા સુધારસનું સિંચન કરી પાઠશાળાના કાર્યથી સ્વસંતોષ પ્રદર્શિત કરી શુભાશીષ આપી હતી તે પછી હાલોલના મહાજન તરફથી નટવરલાલ પુરૂષોત્તમદાસ શાહે શાસ્ત્રીજી જયેશરામ હરિજીવન જોશીએ કરેલા ત્રણ વર્ષના કાર્યથી તેમજ હાલમાં અત્રે આવી પાઠશાળા મહોત્સવ સંબંધી કરેલા કાર્યક્રમથી સંતોષ પામી આભાર પ્રદર્શિત કરી મહારાજશ્રીના હસ્તે સત્કાર કરી પૂજ્યપાદ મહારાજશ્રીનો વિદ્વાનોનો અને બહારથી આવેલા વૈષ્ણવ વર્ગનો આભાર માની જયધ્વનિપૂર્વક નવ વાગે સભા વિસર્જન કરી હતી. સમય થઇ જવાથી ઇનામની વહેંચણીનું કામ શાસ્ત્રીજીને સોંપ્યું હતું. આ સમયે બહારથી આવેલા વૈષ્ણવોએ ભોજનાદિકની વ્યવસ્થાપૂર્વક ઘણી સારી સેવા બજાવી હતી, આ ત્રણ દિવસનો હાલોલનો હર્ષ અને આનંદની અભિવૃદ્ધિ અવર્ણનીય હતી.

ઇતિશમ્.

---

## "श्रीद्वारकेश पाठशाला—हालोल" महोत्सव समारंभ समये गवायेला गरवाओ.

### સ્વાગત-ગીત.

કૃપાળુ [1]મોહમયીથી, હાલોલ આજે પધારીયા મહારાજ ?
ઉરે અતિ ભાવીયા મહારાજ ?
વ્હાલા કરી અમ ઉપર અમી વરસાવીયા મહારાજ ?
ઉરે અતિ ભાવીયા મહારાજ ?

(સાખી) હાલોલમાં તવ પુનિતપદ પુણ્યવંતે ગેમાન ?
દર્શન વૈષ્ણવ દુઃખ હરણુ શું કરીએ સન્માન ?
દયાળુ દિવ્યદર્શનથી અમ હૃદયો હરખાવીયાં મહારાજ ?
ઉરે અતિ ભાવીયા મહારાજ ?
કૃપાળુ મુંબઇ નગરથી આજે નગર અમ આવીયા મહારાજ ?
ઉરે અતિ ભાવીયા મહારાજ ?

(સાખી) કાકરોલીના વાસી છો તૃતીયપીઠાધીશ ?
શ્રીવ્રજભૂષણલાલજી વૈષ્ણવના છો ઈશ ?
દયાળુ દયા કરીને પાઠશાળામા પધારીયા મહારાજ ?
ઉરે અતિ ભાવીયા મહારાજ ?
શ્રીવિઠ્ઠલનાથજીને નવ લાવીયા મહારાજ ?
ઉરે અતિ ભાવીયા મહારાજ ?

નથી દિવ્ય સામગ્રી કઇ પ્રભુ આપને સત્કારવા,
નથી રત્નની માળા અરે ! તવ કંઠમાં પધરાવવા;
પાઠશાળાની બાળિકા શુ કરીયે સ્વાગત આપનું;
કરીયે સ્વાગત પુષ્પથી પણ છે હૃદયના ભાવનું
હૃદય કમળના ભાવથી બની પુષ્પની આ માળ,
તવ કંઠમા અર્પણ કરૂં પાઠશાળાની હું માળ,

પ્રભુશ્રી સ્નેહ ભર્યો સત્કાર સદૈવ સ્વીકારજો મહારાજ ?
આશિષ શુભ આપજો મહારાજ ?
દયાળુ આજે પધાર્યા તેમ સમયે પધારજો મહારાજ ?
પાઠશાળા સુહાવજો મહારાજ ?
નમીએ વારંવાર દયાળુ દયા દર્શાવજો મહારાજ !
" જ્યેષ્ઠારામ " ની વિનતિ સ્વીકારજો મહારાજ ?
કૃપાળુ ગોહમયીથી " હાલોલ " આજે પધારીયા મહારાજ !
ઉરે અતિ ભાવીયા મહારાજ ?

## ગરબો.

(૪)

( મેંદી રંગ લાગ્યોરે—એ રાગ. )

હાલોલ દીસે સોહામણું, ધન્ય આજની તિથિ અને વારરે-હાલોલ હરખે ભર્યું રે. ૧
ઓગણીસે સીત્તાશીની સાલને, ધન્ય જયેષ્ઠ નામે શુભ માસરે હાલોલ૦ ૨
શુકલ પક્ષ દ્વિતીયા ભૌમ વાસરે, કૃપા કરી પધાર્યા મહારાજરે. હાલોલ૦ ૩
મુંબઇ નગર સોહામણું, ત્યાથી પધાર્યા હાલોલ ગામરે. હાલોલ૦ ૪
નવું મંદિર રળીયામણું, જેની શોભા છે અપરંપારરે હાલોલ૦ ૫
જયેષ્ઠ શુકલ તૃતીયા બુધવાસરે, શ્રીને પધરાવવા થઈ પેરરે. હાલોલ૦ ૬
કાંકરોલીના વાસી છો, અને તૃતીય પીઠાધીશરે. હાલોલ૦ ૭
ગોસ્વામી વ્રજભૂષણલાલજી નવ પધાર્યાં વિઠ્ઠલનાથરે. હાલોલ૦ ૮
આઠ વાગે શ્રી...ને પધરાવીયા, અને વર્ત્યો જય જયકારરે. હાલોલ૦ ૯
ગામે ગામથી વૈષ્ણવ આવીયા અને આનંદનો નહિ પારરે. હાલોલ૦ ૧૦
વૈષ્ણવ જન સૌ હરખીયા વરખીયા કુસુમ સમૂહરે હાલોલ૦ ૧૧
" દ્વારિકેશ વિદ્યાલય " સ્થાપીને આપે દીધુ અમને વિદ્યાદાનરે. હાલોલ૦ ૧૨
પાઠશાળાની અમે બાળિકાઓ નમીએ વારંવારરે. હાલોલ૦ ૧૩
વિદ્યા થકી શુભ જ્ઞાન ધરીને રહીયે નીતિ પરાયણ નિત્યરે. હાલોલ૦ ૧૪
આશિષ માગીયે એટલી અમે કરીયે પ્રભુની નિત્ય સેવરે. હાલોલ૦ ૧૫
" જ્યેષ્ઠારામ " ની વિનતિ એજ છે પ્રભુ દેજો અંતરની આશિષરે. હાલોલ હરખે ભર્યુંરે. ૧૬

સખીયા દિનકર દીસ આજ અતિ સોહામણોરે,
પ્રેમે પુષ્પ વધાવે વૈષ્ણવજન સૌ આજ
વ્હાલા શ્રીવ્રજભૂષણજીની થાય આજે પધરામણીરે
નિરખે પ્રેમ ધરીને વૈષ્ણવ જન સૌ આજ
થાયે શ્રીવ્રજભૂષણજીની હાલોલમાં પધરામણીરે.
સાખી—ઓગણીસેં સીત્તાશીનો, જ્યેષ્ઠમાસ શુભ આ
શુકલ પક્ષ તૃતીય બુધે, શ્રી...પધરાવ્યા મહારા
વૈષ્ણવજન સૌ આજે હાલોલના અતિ હરખીયારે
સાથે પધારીયા નવ વિઠ્ઠલનાથજી મહારાજ
એવા શ્રી વ્રજભૂષણજી હાલોલ માંહે પધારીયારે
પધારીયા 'શ્રી દ્વારકેશ વિદ્યાલય' માંહ,
પ્રેમે પુષ્પ થકી સૌ બાળજને વધાવીયારે
સાખી—વલ્લભકુળભૂષણ મણિ, શ્રીવ્રજભૂષણજી મહારાજ;
દૈવી જીવ ઉદ્ધારવા, કૃપા કરી વ્રજરાજ.
નમીએ ચરણકમળમાં આશિષ અમને આપજોરે
"જ્યેષ્ઠારામ" કહે છે વર્તો જય જય કાર
સખીયો દિનકર દીસે તેથી અતિ સોહામણોરે.

---

## વાતોંની લ્હેર.

એક વાર બીરબલ અને મોગલ સમ્રાટ અકબર એકાંતમાં બેઠા હતા, બીરબલ તરતજ થોડી મુદત પહેલાં અકબરના દરબારમાં દાખલ થયો હતો, આ વખતે અકબરને હિંદુ ધર્મનું લાંબુ જ્ઞાન નહોતું. અકબરનું સામ્રાજ્ય દીપ્યું, તે પ્રદાન ગણાયો, તેનું કારણજ તેનો ઉદાર ધર્મ-નિષ્ઠ, ભક્તિમાન અને તદ્દન ન્યાયી વૈષ્ણવી રાજ્ય કારભારીઓનો સમૂહ હતો. બીરબલ, તાનસેન, માનસિંહ, ભગવાનદાસ, રાજા સુરજન, ટોડરમલ, ઇત્યાદિક વૈષ્ણવ ધર્મનિષ્ઠ સરદારોના ઉત્તમ કાર્યભારે અકબર દીપ્યો, એટલુંજ નહિ, પણ તાજબાઇ અને જોધબાઇ જેવી ભક્તિમતી હિંદવાણીઓએ અકબરના પ્રેમને પોષ્યો, તે એટલાં સુધી કે અકબરને વૈષ્ણવી તિલકથી સજ્જ કરી હાથમાં માળા લઇ પ્રભુ ભક્તિનાં દાન કર્યાં. પરધર્મી અને ખ્રિસ્તિ ઇતિહાસકાર માર્ડન સાહેબને પણ ઇતિહાસમાં અકબરને તિલક કરાવી હાથમાં માળા ધરાવી અષ્ટાક્ષરના જપ કરતો બેસાડવો પડયો છે. આ સ્થિતિ પહેલાં અકબરને હિંદુ ધર્મ મશ્કરી જેવો લાગતો. એકવાર બીરબલની સમક્ષ અકબરે હિંદુ ધર્મની મશ્કરી કરી. અકબરે બીરબલને એકાંતમાં કહ્યું કે બીરબલ, હિંદુઓ મૂર્ખ છે, બુદ્ધિ વગરના છે. મૂર્તિઓ પૂજે છે. પત્થરની, ધાતુની, રજની ઇત્યાદિકની મૂર્તિ પૂજવાથી શો લાભ? ખપ વગરની એ માથાકુટ છે. બીરબલે કહ્યું કે નહિ સરકાર, હિંદુઓ બહુ ચતુર છે, તેઓજ મૂર્તિપૂજક છે. થોડા વેપારે વધારે નફો મેળવવાની હિંદુઓની એ કળા છે. આપ જહાંપનાહને સમય આવ્યે હું સમજાવી કબુલ કરાવીશ. અકબરે વિચાર્યું કે બીરબલ હિંદુ છે માટે બચાવ કરે છે. આમ વિચારી વાત વિસારે મૂકી.

બીરબલે આ વાત અકબરને અનુભવપૂર્વક સમજાવવાનો નિશ્ચય કર્યો. તેણે એક મુસલમાન ડોસીને શોધી કાઢી તે ઘણી ગરીબ હતી. તેને રહેવાને રસ્તાપર એક મકાન રાખી આપ્યું, અને એ મકાનમાં અકબરની છબી તૈયાર કરાવી તેની પૂજા કરવાની આજ્ઞા બીરબલે પેલી ડોસીને કરી. બીરબલે ડોસીને સમજાવી મૂકી કે અકબર બાદશાહને તેડીને હું જમે ત્યારે પણ અચાનક તારે ઘેર આવીશ, બાદશાહ તને પૂછશે કે તું આ મારી છબીની પૂજા શા માટે કરે છે, એમ પૂછતાં તું તેમને એવો જવાબ આપજે કે સરકાર આપ બાદશાહ છો ! આપ ખુદાનો અંશ છો, ખુદાની કે ખુદાના અંશની સેવા કરવી એ ઇસ્લામનો આદેશ છે. હવે આપ તો મોટા બાદશાહ રહ્યા એટલે ખુદાના અંશ રૂપ આપની સેવા સાક્ષાત તો મારા જેવી ગરીબને ન મળી શકે. આથી હું આપ જહાંપનાહની છબી પધરાવી તેની સેવા કરી આપની સેવાનો સંતોષ માનું છુ. બાદશાહની સમય આવ્યે રસ્તાપરથી નજર પડે એટલા માટે ડોસીને રસ્તા પર મકાન રાખી આપ્યું હતું. થોડી મુદત પછી એક દિવસ ડોસી અકબરની છબીને ફુલની માળા વગેરે પહેરાવી પગે પડતી હતી ને પ્રાર્થના કરતી હતી. આ વખતે અકબરને બીરબલ સાથે પગે ચાલીને તે રસ્તે જતા હતા રસ્તામાથી બારી દ્વારા બીરબલે બાદશાહની નજર પેલી અકબરની છબીપર નંખાવી; બીરબલે કહ્યું કે સરકાર, આ શું કૌતુક ! ! આ વૃદ્ધ ઇસ્લામ બાઇનો તમારી પર કેટલો બધો પ્રેમ છે કે તમારી સેવા કરે છે. ચાલો પૂછીએ તો ખરા કે એ શા હેતુથી જહાંપનાહની છબીની સેવા કરે છે. બાદશાહ અને બીરબલ તે ડોસીના ઘરમાં ગયા અને ડોસીને બાદશાહ અકબરની છબી પૂજવાનું કારણ પૂછ્યું, ડોસીએ કહ્યું કે સરકાર, આપ બાદશાહ છો, એટલે આપ ખુદાનો અંશ છો, ખુદાની કે ખુદાના અંશની સેવા કરવી એ જીવધર્મ છે. એ ઇસ્લામનો આદેશ છે. હવે આપ તો મોટા બાદશાહ રહ્યા એટલે ખુદાના અંશરૂપ આપની સાક્ષાત્ સેવા તો મારા જેવી ગરીબને ન મળી શકે, આથી હું આપ જહાંપનાહની છબીની સેવા કરી તેને સાક્ષાત્ ગણી સંતોષ માનું છું. અકબર આ સાંભળી ખૂબ પ્રસન્ન થઇ ગયો, અને ડોસીને ઇનામ અને જાગીર લખી આપી. બીરબલ આ વખતે તો કંઇ બોલ્યો નહિ, પણ ઘેર આવી અકબરને કહ્યું કે સરકાર આપે ભારે મૂર્ખાઈ કરી. બાદશાહે કહ્યું કે, મને ખબર નથી કે મેં શી મૂર્ખાઇ કરી છે ? બીરબલે કહ્યું કે પેલી ડોસીને આપે ઇનામ અને જાગીર શા માટે આપી ! બાદશાહે કહ્યું કે મારાપર એનો કેટલો બધો પ્રેમ છે કે તે મારી છબીની સેવા કરે છે. આ વખતે બીરબલે કહ્યું કે સરકાર આપ તો એક ગમે તેવા મોટા છો, પણ માણસ છો. ખુદા તો નથી, જ્યારે આપ જેવા એક માણસની છબી પૂજતાં ડોસીને ઇનામ અને જાગીર મળ્યાં તો જે પ્રભુ અનંત બ્રહ્માંડનો રાજા છે જેના સામર્થ્યનો પાર નથી, જેની દયાનો પાર નથી એવા પ્રભુની મૂર્તિ કે છબી પૂજવાથી શું પ્રભુઅલ્લા કંઈ પણ ફળ આપે ! શું એક માણસ જેટલો પણ પ્રભુ કદરદાન નથી કે પોતાની છબી પૂજનારને આપ જેવા માણસ ફળ આપે છે, ને પ્રભુ પોતાની છબી કે મૂર્તિ પૂજનારને ફળ ન આપે ! અકબર આ સાંભળી ચુપ થઇ ગયો, ને પોતેજ બંધાઈ ગયો, અને બોલ્યો કે હિંદુઓ મૂર્તિ પૂજે છે એ યોગ્ય છે. આ બનાવ પછી અકબરનું ચિત્ત હિંદુધર્મ તરફ દોરાયું અને તેણે વૈષ્ણવી દીક્ષા લીધી.

જે લોકો ફોટા કે છબીઓ પડાવે છે તે બધા મૂર્તિપૂજક કહેવાય. દુનીઆ આખી મૂર્તિપૂજક છે. નિરાકાર બ્રહ્મને માનનારા પણ સાકાર બ્રહ્મને માને છે. ભલે તેના રસ્તા જુદા હોય, તેમની માન્યતા નિયમિત નથી હોતી. ગુરુની કે બીજા ઉચ્ચ દશાના સાધુપુરુષોની છબીઓ કે ચિત્રો તેઓ પોતાના ઘરમાં રાખે છે એ મૂર્તિપૂજાની માન્યતાનો અંશ નથી તો બીજું શું છે ? દુનીઆમા એવો કોઇ ધર્મ નથી કે જે એક કે બીજી રીતે મૂર્તિપૂજામાં માનનારો ન હોય, માત્ર

પોતાની માન્યતાજ ખરીને બીજાની ખોટી એવા મતાંતરે ખોટા ઝઘડા છે. અસહનશીલતાનાજ એ ઝઘડા છે. પ્રેમપૂર્વક પ્રભુના સ્વરૂપની કે ચિત્રજીની સેવા કરવાથી તેમાંથી આત્માનાં ને ઇંદ્રિયોનાં ઈશ્વરી પોષણ છે. એથીજ આર્યગૃહ સંસારમાં અલૌકિકતા છે. ઉપાસકનાં સર્વ પ્રકારનાં પોષણ તેમાંથીજ છે.

ગ રવિશંકર.

## સર્વાત્મભાવ.

( લેખકઃ વેલજીભાઈ નથુભાઈ, રાજકોટ. )

રસો વૈ સઃ શ્રુતિ, સ્તુતિ નિત્ય ગાયછેરે લોલ,
પૂરણ પ્રેમભક્તિ, વિરહથી પમાય છેરે લોલ. ॥૧॥

લીલા કારણ દિવ્ય દેહ, સમ્પાદાય છેરે લોલ,
તેના પ્રાણ રૂપ, પ્રભુ પોતે થાય છેરે લોલ. ॥૨॥

મનોમય પ્રાણમય, અને વિજ્ઞાનથીરે લોલ,
અતિ વિરહે સંગમ થાય, સુધાપાનથીરે લોલ. ॥૩॥

પ્રેમ વિગાડે જો નાથ નજર, નાવતારે લોલ,
નહી રુચે અન્ય શ્રવણ, કર્ણ લાવતારે લોલ. ॥૪॥

પ્રેમ આર્દ્ર સુકુમાર, નંદલાલમાંરે લોલ,
મન્મથ રૂપે મન હરખે, ઘણા વહાલમાંરે લોલ. ॥૫॥

કોઇક પ્રચુર ભાવ, સંગમ જેહને થાય છેરે લોલ,
સ્વરૂપ સંગે સર્વ, અંગથી મ્હલાય છેરે લોલ. ॥૬॥

યો સર્વભૂમા નિત્ય, સુખરૂપ છેરે લોલ,
નિજ ભકત ભાવી, અસુર દુઃખરૂપ છેરે લોલ. ॥૭॥

સંગમ જોગી રસ ભોગી, ભક્ત ભાવીયારે લોલ,
અવર જ્ઞાન યોગ તપે, મન નાવિયારે લોલ. ॥૮॥

સમ સ્થાન પાન, પ્રેમી ભકત શું કરેરે લોલ,
દ્વાદશ અંગ રમણ, અંગી અંગ જઈ મળેરે લોલ. ॥૯॥

આત્મ રતિ આત્મક્રીડન, મતિ છે અતિરે લોલ,
રસિક ભોગ ચતુર પ્રતિ, રતિ એ અતિરે લોલ. ॥૧૦॥

આવા દુર્લભ દર્શાવ્યા, વિરલ ભક્તનેરે લોલ,
સંગમસુખ હારય સુખ, પ્રેમભક્તનેરે લોલ. ॥૧૧॥

જેહનુ જીવન સુધા સંબંધ, વ્યવહારનુંરે લોલ,
ત્રિસર ત્રિલોકની આનંદ અપારનું રે લોલ ॥૧૨॥

પ્રાણનાથ વિના અલ્પ કલ્પને લહેરે લોલ,
તેરે પ્રેમપ્રભુ કામ ભોગમાં ગ્રહેરે લોલ. ॥૧૩॥

સર્વ ભાવે જ્યારે ઇચ્છા, થાએ આપનીરે લોલ,
કરે લીલારસ દાન, વિના માપનીરે લોલ. ॥૧૪॥

આતે ગૂઢ આશય ઉત્તમ ભક્તિભાવનોરે લોલ,
મથન કરજો મળી, રંગી રસ ભાવનોરે લોલ. ॥૧૫॥

ઉત્તમ પાન અધિકારી જન એ કરેરે લોલ,
પાપી તણાં હૃદય પાપ દ્રષ્ટિએ વળેરે લોલ. ॥૧૬॥

તુજ અશુદ્ધ મનુમતિ; હીનદીન જાણજોરે લોલ,
જેવો તેવો દ્વારિકેશ, તમે સંભાળજોરે લોલ. ॥૧૭॥

---

છે. આ યંત્ર બાળકને આસ્તિક બનાવે એવું છે. સુખસંચારક કંપની મથુરાથી મળે છે તે આ સાથેના વધારાથી જણાઇ આવશે.

**તકલીફ મટી**—મુકટવાળા નારણદાસ કાશીદાસે પોતાનું કાર્યાલય ખૂબ વધારી દીધું. કમળ, કેવડા, ચંપેલી જૂઇ, ગુલાબ, ખસ, વગેરે અત્તરો ઘણી ઉંચી જાતનાં મંગાવ્યાં છે. બરાસનું અત્તર તથા ગુલાબજળ સામગ્રીને માટે સુંદર છે. આજ સુધી નોકરો હાથે કામ હતું તેથી તકલીફ પડતી. હવે કામ તેમણે જાતે સંભાળી લીધું છે એટલે બહાર ગામના તથા રાજનગરના ભગવદીઓને ઘણી સરળતા થઇ ગઇ છે.

**જરાક**—આપણું ધાર્યું કશું નથી થતું. આથી જ પુષ્ટિમાર્ગીય ભગવદીયોએ ભૂતકાળને ભૂલી જવો, ભવિષ્ય કાળ આપણા હાથમાં નથી એટલે તેનો વિચાર ન કરવો, માત્ર વર્તમાનકાળ સાચવવો કે જે આપણા હાથમાં છે. આમ અમે વારવાર નિયમિતતા માટે લખ્યા કરીએ છીએ, પણ આર્તિના આ માર્ગમાં નિયમિતાને જોગ સ્થાન ન હોય એમ જણાય છે. દર્શનમાં ધાર્યા કરતાં ઉત્સવમાં કલાક બે કલાક મોડું થાય તો કેવી તીવ્ર આર્તિ પ્રકટે છે ! મજા એમાં છે. આથી અમે અમારો બચાવ કરવા નથી માંગતા, પણ ચૈત્ર ને વૈશાખ દરેક મોડા મોડા નીકળ્યા ને જેઠનો અંક નીકળતા પહેલાં અધિક અસાડ આવ્યો એટલે ગોરાગામ ઉત્સવ ઉજવવા જવાનું થયું અને સુંદર રીતે શરૂ થએલો આખો અધિક માસ સત્સંગના આનંદમાંજ ગયો. ક્ષમા યાચવી એ ગુનેગારનો ધર્મ છે. અનિયમિતતા માટે અમે ગુનેગાર છીએ, તો મહોદાર ચારિત્રવાન શ્રીવલ્લભાધીશના શરણાંગત ભાગ્યવાન ભગવદીયો ક્ષમા આપશે એવી આશા છે. અધિક માસનો મોટો અંક તૈયાર થાય છે, તે અંક જેમના લવાજમ બાકી છે તેમને વી. પી. કરવામાં આવશે. લવાજમ મોકલી આપનારને તે જલદી મળી જશે. વી. પી. કરાવનારને મળતાં વાર થશે, કારણ વી. પી. અમુક સંખ્યામાંજ રોજ પોસ્ટ લે. શ્રાવણથી નિયમિતતા થાય એમ છે.

**આપણું માસિક**—આ માસિક કેવળ શ્રીકૃષ્ણનીજ ભક્તિની વૃદ્ધિ માટે પ્રકટ થાય છે. આથી તે શ્રીકૃષ્ણના અનન્ય પ્રેમીઓનેજ પસંદ પડે. સામાન્ય ધાર્મિક માસિકોમાં જુદા જુદા બધા દેવ દેવીઓની ભક્તિ સંબંધી હકીકત હોય એટલે ગમે તે તેના ગ્રાહક થઇ શકે. જુદા જુદા લેખો એવી રીતે પસંદ કરવામાં આવે કે સર્વ ધર્મના માણસોને થોડું થોડું મળે એટલે દરેક ધર્મના માણસો તેના ગ્રાહક બને. એકમાં શ્રીકૃષ્ણની અનન્ય ભક્તિ સમજાવી હોય તો બીજાના લેખમાં વળી બીજા દેવનીજ અનન્ય ભક્તિ દર્શાવી હોય. આથી જુદા જુદા દેવને આરાધનારા સર્વ તેને પસંદ કરે. આ આપણું માસિક તો માત્ર શુદ્ધાદ્વૈતનાજ સિદ્ધાંતોના પ્રચાર માટે પ્રકટ થાય છે, એટલે પુષ્ટિમાર્ગીય વૈષ્ણવો સિવાય બીજા તેના ગ્રાહક ઓછાજ હોય. આથી વૈષ્ણવ બંધુઓ ધારે તોજ ગ્રાહકની વૃદ્ધિનું કાર્ય થાય. આપણને તો ધાર્મિક વાચનનો શોખજ નથી. હું ફલાણાનું માસિક લાવી વાંચી લઉં છું એટલે જરૂર નથી. એના પોતાનામાં ઘરનાં છોરાં છોકરાં બધુંજ આવી ગયું. આવી સ્વાર્થી સ્થિતિ આપણી છે.

**લવાજમની પહોંચ**—મગનલાલ ઘેલાભાઈ, નરશીરામ કરસન પટેલ, છોટાલાલ રણછોડદાસ, ચંદુલાલ હીરાચંદ, અંબાલાલ વલ્લભદાસ સોની, હિમતરામ મનસુખરામ, મહારાજા શ્રીભગવતસિંહજી, હીરાલાલ માણેકલાલ, લાલજી અમરશી, અંબાલાલ છગનલાલ, મણીલાલ માણેકલાલ, જશાભાઇ જીજીભાઇ દેસાઇ, સાર્વજનિક લાયબ્રેરી સાવલી; વકીલ ગોરધનદાસ માધવજી, પ્રાગજી લવજી, ગોકુળદાસ નાનજી, બાઇશ્રીમાજીરાજબા, અ. સૌ. બાપુબા સાહેબ; અ. સૌ. પ્રાણકુંવરબા સાહેબ, ગોપાલદાસ હરીભાઇ; લાલજી સુંદરજી, મોહનલાલ જગજીવન, પ્રેમજી નથુભાઇ, ઓધવજી વીરજી, શેઠ નરવલદાસ મોરારજી, ગોકુળદાસ ભગવાનજી, કમળશી ત્રિકમજી, રણછોડ ધારસી, વ્રજકીશોર ભીવારતવ; વીરચંદ પુરશોતમ, ભગવાનદાસ ચુનીલાલ; ઠા. બાલમુકુંદભાઈ, ગંગાબેન રામદાસ રણછોડદાસ, હરીલાલ અમથાશા ભગવતી, ગોવિંદદાસ ભાણજી, શ્યામદાસ ગોવિંદજી, ત્રીભુવન નથુ, સુખરાય દુલેરાય, કાનજી ગોરધન, વિઠ્ઠલદાસ પુરશોત્તમદાસ, રામજી છજા, ઉકાભાઇ નથુભાઇ; વિઠ્ઠલદાસ હરિદાસ. મંજુલાલ રણછોડદાસ, પરશોત્તમ રૂપચંદ, નરસીલાલ માણેકલાલ, કુમારશ્રી ભગવતસિંહજી, નંદદાસ હેમરાજ; કારી નાથચંદ, છગનલાલ કાનજી, હરિલાલ પરમાનંદ, છગનલાલ કાળીદાસ, ઉકાલાલ નથુભાઇ, સોની રાયજી લવજી, મણીલાલ ભગવાનભાઇ પ્રાણજીવનદાસ આનંદજી, ગંગાબેન રામદાસ રણછોડદાસ, મહેતા સાકળચંદ સખારામ, સોની મોહનલાલ જગજીવન, ધરમશી ગોકુળદાસ, કલ્યાણજી કેશવજી. વૈશાખ વદિ ૦)) સુધીમાં આવેલું તેનાંજ નામ આ છે.

**ઉપકારની નોંધ**—ભગવદીય ભાઈ નારણદાસ પરમાનંદદાસે દય........ તથા તથા દિવ્ય અક્ષર દેહની આ માસિકના ગ્રાહકોને મારેજ એને બદલે રૂ. ૧ાા તથા દયારામ કાવ્ય મણિમાલા ભા. ૧ લાની રૂ. ૧) ને બદલે ૦ાા રૂપીઆ કિંમત રાખી છે તે બદલ ઉપકાર માનીએ છીએ. ગ્રાહક બંધુઓ તેનો લાભ અવશ્ય લેશે શુદ્ધાદ્વૈતની આ સંસ્થામાંથી પણ ભાઈ નારણદાસ તરફથી બહાર પડેલા બધા ગ્રંથો મળી શકશે.

## શ્રીશુદ્ધાદ્વૈત કાર્યાલયમાંથી મળતાં સુંદર ચિત્રજી. સુંદર રંગિન અને સાદાં ચિત્રજીની તૈયારી મોટા પ્રમાણમાં થઇ રહી છે, હાલ મળતાં ચિત્રજી.

૧. શ્રીનાથજીનું મોટું રંગિન ચિત્રજી મજબુત આર્ટ કાગળ ૦-૨-૦ (૨) બંસીધારી ગૌચારી શ્રીકૃષ્ણ રંગિન, ૦-૧-૦ (૩) બાલમુકુંદ ભગવાન સુંદર વટવૃક્ષના પત્રપર રંગિન ૦-૧-૦ (૪) શ્રીમહાપ્રભુજીને શ્રીનાથજીનું શ્રાવણ સુ. ૧૧ નું પવિત્રા એકાદશીનું ચિત્રજી રંગિન, ૦-૧-૦ (૫) ઉપરનુંજ સાદું, ૦-૦-૬ (૬) શ્રીનટવરપ્રભુ, ૦-૦-૬ (૭) શ્રીયમુનાજીના તટપર યુગલ સ્વરૂપની મંત્રણાનું ચિત્રજીરંગિન, ૦-૧-૦ (૮) શ્રીમહાપ્રભુજી શ્રીસુબોધિનીકાર રંગિન, ૦-૧-૦ (૯) શ્રીગુસાંઇજી યુવાવસ્થા, ૦-૦-૬ (૧૦) શ્રીગુસાંઇજી રંગિન, ૦-૧-૦ (૧૧) બડે શ્રીગિરિધરજી શ્રીહસ્તાક્ષર સહિત, ૦-૦-૬ (૧૨) શ્રીગોકુલેશ ઘોડેસ્વાર, ૦-૦-૬ (૧૩) શ્રીગોકુલેશ વિવાહવેશ શ્રીપાર્વતી વહુજી સહિત, ૦-૦-૬ (૧૪) શ્રીગોકુલેશ કાશ્મીરનો વિજય, ૦-૦-૬ (૧૫) શ્રીગોકુલેશ ગ્રંથ વાચન, ૦-૦-૬ (૧૬) શ્રીલક્ષ્મણલાલજી મહારાજ શ્રીગોકુલ ૦-૦-૬ (૧૭) બિરાજમાન ચતુર્થ પંચમપીઠાધીશ્વર શ્રીવલ્લભપ્રભુ, શ્રીકનૈયાપ્રભુ, શ્રીગોકુલેશ સાથે ચારે ચિત્રજીનું એક મોટું બોર્ડ ૦-૨-૦ (૧૮) શ્રીદામોદરલાલજી મહારાજ શ્રીનાથદ્વારા રંગિન, ૦-૧-૦ (૧૯) શ્રીકનૈયાપ્રભુ શ્રીગોકુલ, ૦-૦-૬ (૨૦) શ્રીહરિરાયજી, ૦-૦-૬ (૨૧) શ્રીગોપેશ્વરજી, ૦-૦-૬ (૨૨) શ્રીગોવિંદપ્રભુ (કામવન) ૦-૦-૬ (૨૩) શ્રીવલ્લભજી મહારાજ શ્રીચંદ્રમાજીમાં આસક્ત ૦-૦-૬ (૨૪) શ્રીવ્રજરાયજી મહારાજ (રાજનગર), ૦-૦-૬ (૨૫) શ્રીવ્રજરાયજી મહારાજના બે લાલજી શ્રીબાળકૃષ્ણલાલજીને શ્રીરઘુનાથજી ૦-૧-૦ (૨૬) શ્રીમધુસૂદનલાલજી મહારાજ (રાજનગર) ૦-૦-૬ (૨૭) શ્રીરણછોડલાલજી મહારાજ (રાજનગર), ૦-૦-૬ (૨૮) શ્રીગિરિધરજી મહારાજ (કોટા), ૦-૦-૬ (૨૯) શ્રીવાગીશલાલજી મહારાજના બે લાલજી શ્રીપુરુષોત્તમલાલજી તથા શ્રીવિઠ્ઠલનાથજી, ૦-૧-૦ (૩૦) શ્રીવલ્લભાચાર્યજી મહારાજ (શ્રીગોકુલ અને કામવન), ૦-૦-૬ (૩૧) કાંકરોલીસ્થ શ્રીવ્રજભૂષણલાલજી તથા શ્રીવિઠ્ઠલનાથજી, ૦-૧-૦ (૩૨) ઉપરનાંજ સ્વરૂપ રંગિન, ૦-૨-૦ (૩૩) શ્રીબાલકૃષ્ણલાલજી મહારાજ કાંકરોલી રંગિન, ૦-૧-૦ (૩૪) શ્રીરમણલાલજી મહારાજ (મથુરા), ૦-૦-૬ (૩૫) જુનાગઢવાળા શ્રીપુરુષોત્તમલાલજી તથા શ્રીવ્રજભૂષણલાલજી, ૦-૧-૦ (૩૬) શ્રીગોકુલાધીશજી મહારાજ રંગિન (જુનાગઢ), ૦-૧-૦ (૩૭) શ્રીગોપેશ્વરલાલજી મહારાજ શ્રીજીદ્વારા, ૦-૦-૬ (૩૮) શ્રીદેવકીનંદનાચાર્યજી (કામવન) ૦-૦-૬ (૩૯) શ્રીગોપાલલાલજીમહારાજ (મથુરા) ૦-૦-૬ દશદિગંત વિજયી શ્રીપુરુષોત્તમજી રંગિન ૦-૧-૦. ચિત્રો મંગાવનારાઓએ એકી ઘણાં મંગાવવા અથવા પુસ્તકો સાથે મંગાવવાં જેથી સહિસલામત મળી જાય.

---

## પંચાવન પાઠનો ગુટકો.

પહેલી આવૃત્તિ ખપી જવાથી બીજી આવૃત્તિ મોટા સુધારા વધારા સાથે છપાવી છે. માગણી ઘણી હોવાથી આ સાઇઝ મોટું છે. મૂલ્ય ત્રણ આના, ટપાલ ખર્ચ એક આનો.

ઠે૦ ૧૭૪૮, રાજામહેતાની પોળ—અમદાવાદ.

॥ श्रीत्रिभुवनानलाचार्यचरणौ विजयन्तान्तमाम् ॥

વિશ્વના તારણહાર શ્રીમહાપ્રભુજીના વિશ્વોદ્ધારક સિદ્ધાંતોનો
પ્રચાર કરતું સચિત્ર માસિક

# શુદ્ધાદ્વૈત-ભક્તિમાર્તંડ.

પુસ્તક ૬ ઠ્ઠું ] અધિક આષાઢ—આષાઢ, સં. ૧૯૮૭. [ અંક ૪.

## અધિક આષાઢ-આષાઢનો
## ખાસ અંક.

દુહા—ઉત્તમ જનકે સંગસેં, સહેજે વરણ ફિરાય;
જેસે કડવી તુંબડી, વીણા નાદ કહાય.

ભાવાર્થ:—ઉત્તમજન એટલે ભગવદ્દેસિકના સંગથી આપોઆપ વરણ એટલે સ્વભાવ ફરી જાય છે, જેવી રીતે તુંબડી કડવી છતાં (ઉત્તમ કારીગરના હાથમાં આવતાં તેની વીણા બનતાં) તે વીણા નાદનો ઉચ્ચાર કરે છે.

એક મલયકે સંગતે સબ ચંદન વે જાય,
અધિકી સંગાતિ સંતકી સબહી સંત કહાય.

ભાવાર્થ:—મલયાગરના ચંદનના સ્પર્શથી તેની આજુબાજુના વૃક્ષોને પણ ચંદન થઇ જાય છે તેમ જો સંતની, હૃદયપૂર્વક પ્રેમભાવે સંગતિ કરવામાં આવે તો તેવી રીતે સંગ કરનારા બધાજ સંત બની જાય છે.—એમ કહેવાય છે કે મલયાગરના ચંદનમાં બહુ સુગંધ હોવાથી આજુબાજુ સુગંધરસિક મોટા મોટા ભોરિંગો વીંટાયલા રહે છે, આથી તે ચંદન લેવાનું મુશ્કેલ થઇ પડે છે. પણ આ મલયાગરના વૃક્ષને સ્પર્શ કરીને જે પવન આજુબાજુ જાય છે, તે પવનમાં એટલી બધી સુગંધી પ્રવેશી જાય છે, કે જે વૃક્ષોને તે પવન સ્પર્શ કરે છે, તે બધાં ચંદન જેવી સુગંધિવાળાં બને છે. આજ ચંદન અત્રે બહાર ચંદન વગેરે વપરાય છે. આમ સંત પુરુષના સમાગમથી તેનાં અંગોને વાણીના સ્પર્શથી અન્ય પણ સંત બની જાય છે એમ આ મહાનુભાવો કહે છે.

નં. ૧૭૪૮, રાજામહેતાની પોળ,
અમદાવાદ.

તંત્રી અને પ્રકાશક:
વસંતરામ હરિકૃષ્ણ શાસ્ત્રી.
સહાયક તંત્રી-દીનકિંકર.

વાર્ષિક લવાજમ બે રૂપીઆ. (ટપાલ ખર્ચ સાથે.)

# ખાસ આ અંક માટે કંઇક

અધિક માસનો અંક અપાતો નથી, પણ અમે અધિક માસ સાથે આ મોટો અંક ભગવદીયોનાં હાથમાં મુકીએ છીએ, એથી ફુલ નહિ તો ફુલની પાંખડીથી ભગવદીયો સંતોષ માનશે એવી આશા છે. આમ કહેવાનું કારણ એ છે કે ચિત્રો તૈયાર છતાં જળગામનો હેવાલ તૈયાર ન હોવાથી તે આ અંકમાં આપી શક્યા નથી, હેવાલના સંબંધ સિવાય ચિત્રો નજ દીપે, એટલે તે હેવાલ સાથે દીવાળીના કે એવા અંકમાં આવશે. આ અંકમાં પ્રથમ જુનાગઢની અધિક માસની સભાઓમાંની એકનું ચિત્ર છે. તેમાં પ્રમુખસ્થાને બિરાજેલા બે શ્રી. ગોસ્વામી બાળકોની અને કાઠીઆવાડના ભાવિક અને શ્રદ્ધાળુ ભગવદીયોની વિરાટ સભાની ઝાંખી કરી સંતોષ માનવો પડશે. આ અંકમાંના લેખોમાં પ્રથમ ઉત્તમોત્તમ શ્રીવલ્લભકુળને નમસ્કાર છે. પ્રેમનાં ચશ્મા પહેરીને ન્યાયપુરઃસર સાત્વીભાવે વાંચનાર તે નમસ્કારનું સત્યત્વ અનુભવશે. બીજું 'નયનની શોધ' નું ભાવવાહી ભૈરવી રાગનું કાવ્ય છે, તેની પહેલી લીટી તો ધૂન જેવી સુંદર છે. ત્રીજું રાજનગરસ્થ પૂજ્યપાદ ગો. શ્રી ૬ શ્રીરણછોડલાલજી મહારાજને ત્યાં શ્રીલાલબાવાના પ્રાકટ્યનાં વધાઈનાં ધોળ છે. ભાવુકોને તે ઘણાં ગમશે. પ્રેમીભક્તો બાળપણથીજ શ્રીવલ્લભકુળમાં આનંદ અનુભવે છે. નિર્ગુણપ્રેમે એ વસ્તુ સમજાવે. તેમાં વંશાવળિનાં ધોળ પણ છે. કલા એ પ્રભુનું સ્વરૂપ છે, એ વાંચવાથી પુષ્ટિમાર્ગનું શ્રેષ્ઠત્વ સમજાશે. પછી ચતુર્થપંચમપીઠાધીશ્વર શ્રીવલ્લભાચાર્યજી મહારાજશ્રી કપડવણજ ગત વૈશાખમાં પધારેલા ત્યારે સમર્પેલી કુસુમાંજલિ ભાષાન્તર સાથે છે, ત્યાર પછી બાવન બહારની બારમાસની ભાવવાહી ગરબી છે. કલામીમાંસાનો વિદ્વત્તાભર્યો લેખ વાચકોને ઘણો ગમશે. ભાષાસૌષ્ઠવ હોઇ ગોઠવણ ઘણી સરસ છે. ભાઇ સુંદરલાલ આવો લાભ આપણને વારંવાર આપશે, એવી આશા છે. વૈષ્ણવોના નિત્યચિંતનની નોંધ પણ સરસ છે. પચીસ સૂત્રો વારંવાર મનન કરવા જેવાં છે. નવિનતાની વાત તો એ છે કે મારા બે સહાધ્યાયી બંધુઓ પણ મદદ કરવા તત્પર થયા છે. ભાવનાસૃષ્ટિના લેખક ભાઇ નારણભાઇ છે. કવિવર રવીન્દ્રનાથ ટાગોરનાં કાવ્યોના અનુવાદક ભાઇશ્રી કરુણાશંકર જીવણભાઇ ...



**जूनागढ हवेलीमें पुरुषोत्तममासका प्रवचन.**

श्रीमान् गो. श्रीपुरुषोत्तमलालजी तथा श्रीव्रजभूषणलालजी के अध्यक्षतामें:
पण्डित पुरुषोत्तमशर्मा चतुर्वेदी, "साहित्याचार्य" भाषण दे रहे हैं.

श्रीवाक्पतिपादा विजयन्तान्तमाम् ॥

# શુદ્ધાદ્વૈત-ભક્તિમાર્તંડ

વર્ષ ૬.] અધિક આષાઢ, શ્રીવલ્લભાબ્દ ૪૫૩. [અંક ૪.

## "એ દિવ્ય શ્રીવલ્લભકુળને મારાં કોટાનકોટિ નમન છે."

"જે શ્રીવલ્લભકુળ દિવ્યતાથી કેમ જીવન ગાળવું તે પોતે દિવ્યજીવન ગાળી વિશ્વને દર્શાવી રહ્યું છે, તેવા દિવ્ય શ્રીવલ્લભકુળને મારાં કોટાનકોટિ નમન છે."

"જે શ્રીવલ્લભકુળ રૂપી કલ્પવૃક્ષની છાંયડીમાં દૈવીસૃષ્ટિ પ્રભુ સાથે નૃત્ય કરી રહેલી છે, એવા સર્વેચ્છાપુરક દિવ્ય શ્રીવલ્લભકુળને મારાં કોટાનકોટિ નમન છે."

"જે શ્રીવલ્લભકુળ સત્યયુગની માફક વેદાદિકની સર્વ આજ્ઞાઓનું પ્રત્યક્ષ પાલન કરી રહ્યું છે એવા ઇશ્વરની વાણી સ્વરૂપ વેદાજ્ઞાપાલક વલ્લભકુળને મારાં કોટાનકોટિ નમન છે."

"જે શ્રીવલ્લભકુળમાં ગર્ભાધાનથી માંડીને અગ્નિ સંસ્કાર સુધીના સર્વ વેદાદિક સંસ્કારો સ્વરૂપાત્મક આચારમાં દૃષ્ટિગોચર થાય છે, એવા અલૌકિક સંસ્કારી શ્રીવલ્લભકુળને મારાં કોટાનકોટિ નમન છે."

"જે શ્રીવલ્લભકુળ પ્રભુનેજ પોતાનું જીવન અને સર્વધન ગણે છે, એવા પ્રભુજીવન વલ્લભકુળને મારાં કોટાનકોટિ નમન છે."

"પ્રભુને જેમ સારાં નરસાં પ્રાણી માત્ર સમાન છે, તેમ જે વલ્લભકુળને ઢોર ચોર અને અન્ય સર્વ સમાન છે, તેવા શ્રીપ્રભુસમાન દૃષ્ટિવાળા મહોદાર-ચરિત્ર સર્વાત્મભાવી વલ્લભકુળને મારાં કોટાનકોટિ નમન છે."

"જે શ્રીવલ્લભકુળમાં નજરથી માંડીને સર્વ અંગો અંગમાં ભગવદ્રસામૃત ભરેલાં છે, એવા ભગવદ્રસામૃતના સાગર સમાન શ્રીવલ્લભકુળને મારાં કોટાનકોટિ નમન છે."

"જે શ્રીવલ્લભકુળમાં ઉંચામાં ઉંચું તત્ત્વજ્ઞાનનું સર્વ શ્રેષ્ઠ સાહિત્ય રચનાર ત્રીસ ત્રીસ સમર્થ વિદ્વાન મહા પુરૂષો થઇ ગયા છે, એવા વિશ્વને દિવ્યજ્ઞાનના દાતા વિશ્વમાં અજોડ એવા દિવ્ય તત્ત્વજ્ઞાની શ્રીવલ્લભકુળને મારાં કોટાનકોટિ નમન છે."

"જે શ્રીવલ્લભકુળ સર્વાંગે આનંદસાગરયુક્ત હોવાથી વિશ્વમાં આનંદની લહરીઓ સાગરનાં મોજાંની માફક ઉછળાવી રહ્યું છે, એવા દિવ્યાનંદી શ્રીવલ્લભકુળને મારાં કોટાનકોટિ નમન છે."

"જે શ્રીવલ્લભકુળ અને તેની શરણાગત સૃષ્ટિ આનંદ સાગરમાં સદા તરબોળ રહેવાથી તે આનંદને ન સહન કરનારા દ્વેષીઓ તરફ અને વગર અગ્નિએ બળી રહેલા કુલાંગારો તરફ ઈશ્વરની માફક ઉપેક્ષા કરી રહ્યું છે, એવા સાગર સમા વિશાળ હૃદયી પરમદયાળુ શ્રીવલ્લભકુળને મારાં કોટાનકોટિ નમન છે."

"જે શ્રીવલ્લભકુળનાં સર્વ બાળકો અત્યંત સુંદર અને રૂપના સાગર સમાન છે, એવા સર્વાંગસુંદર શ્રી શ્રીવલ્લભકુળને મારાં કોટાનકોટિ નમનછે."

"જે શ્રીવલ્લભકુળ સ્વકૃપાપાત્રને પોતાનાં ચમત્કારી સ્વરૂપોનો અનુભવ આપી પ્રભુમાં નિરોધ કરાવે છે, અને આસુરીને આસુર વ્યામોહ અથવા વિપરીત લીલાઓ દર્શાવી પ્રભુથી દૂર રાખે છે એવા દિવ્ય દૃષ્ટિવાળા દૈવી આસુરી વસ્તુમાત્રના પરીક્ષક શ્રીવલ્લભકુળને મારાં કોટાનકોટિ નમન છે."

"જે શ્રીવલ્લભકુળમાં લગભગ નવસોને પીસ્તાળીસ પુરૂષો એકજ વિચારના એકજ ધ્યેયના અને એકજ દેશી એક હૃદયી પ્રકટ થયા છે, એવા વિશ્વમાં એક હૃદયી સર્વ શ્રેષ્ઠ શ્રીવલ્લભકુળને મારાં કોટાનકોટિ નમન છે."

"જે શ્રીવલ્લભકુળ સૌન્દર્યકળાનું, સંગીતકળાનું, ગૂંથણકળાનું, શીવણકળાનું, ચિત્રકળાનું, પાકશાસ્ત્રનીકળાનું, અને અન્ય સર્વ કળાઓ સાથે પ્રભુની પ્રેમકળાનું, સર્વ રીતે પોષક છે, એવી એવી વિશ્વની સર્વ કળાઓના પોષક કલાનિધિ વિશ્વોપકારક દિવ્ય શ્રીવલ્લભકુળને મારાં કોટાનકોટિ નમન છે"

"માયાવીઓએ જગતને અસત્ય એટલે ઈશ્વર વિહોણું કહી મોરની કળાની સમાન પ્રભુની કલારૂપ આ વિશ્વમાં અનહદ અન્યાય કર્યો હતો, તેવા પ્રભુદ્રોહી માયાવીઓના મતને તિરસ્કારી વિશ્વને પ્રભુરૂપ અનુભવી અનુભવાવી ચખાડીને સત્યત્વ દર્શાવ્યું છે એવા બ્રહ્મવાદી બ્રહ્મકુળ શ્રીવલ્લભકુળને મારાં કોટાનકોટિ નમન છે."

"સર્વગુણ સંપન્ન છતાં તદ્દન નિર્ગુણ અને નિષ્કામ એવા સર્વ શ્રેષ્ઠ મહાન અને સર્વાતીત શ્રીવલ્લભકુળને મારાં કોટાનકોટિ નમન છે."

"જે શ્રીવલ્લભકુળ ગુણસાગર હોવાને લીધે અવર્ણનીય વા અનિર્વચનીય છે તેવા વલ્લભકુળના ગુણોની ગણના કરનાર અને એ રીતે મિતમાહાત્મ્યી દર્શાવવાનો ગુનો કરનાર મારા જેવા પામરને ક્ષમા કરવા સમર્થ એવા અનહદ ક્ષમાશીલ શ્રીવલ્લભકુળને મારાં કોટાનકોટિ નમન છે.

"જે શ્રીવલ્લભકુળે પ્રકટ થઇ આ વિશ્વમાં અનહદ ઉપકારો કરી એ પરોપકારના બોજા નીચે સમસ્ત જગતને દાબી દીધું છે, એવા વિશ્વપૂજ્ય વા સર્વપૂજ્ય મહાપરોપકારી શ્રીવલ્લભકુળને મારાં કોટાનકોટિ નમન છે."

"ઉંડામાં ઉંડા ગંભીર સાગર સમાન શું પૂર્ણ પ્રેમરસથી ભરેલા, પ્રભુ, વિહારી, અનહદ દિવ્ય શક્તિઓ ભરેલી છતાં તે શક્તિઓ પ્રસન્ન રાખી વિશ્વમાં વિચરનાર, મારા જેવા પામરને શરણે લેનાર, મહાદાની, સ્મિત હાસ્યયુક્તવદની, દષ્ટિદાની, મારા ગુરુદેવ ચતુર્થપંચમ પીઠાધીશ્વર શ્રીવલ્લભપ્રભુને મારાં કોટાનકોટિ નમન છે."

દીનકિંકર.

---

## નયનોંની શોધ.

નયન તને શોધે નન્દકિશોર! છુપાયો ક્યાં તું ચિત્તના ચોર!—<br>
વદન સુધાકર દર્શન હિર્ણું આ વ્યાકુળ ચિત્ત ચકોર,<br>
તલસે ત્રાસ ભર્યું મનમોહન? ત્યજીદે મિથ્યા તોર— નયન૦<br>
ક્યાં કરી કેકારવ તેં કેશવ? જણાવ્યું ગ્રીષ્મ જોર,<br>
ક્યાં મંજુલ નર્તન આરંભ્યાં, કહેરે મનહર મોર— નયન૦<br>
શ્રવણ પીયૂષ સમા મુરલીના હજુ સઘળે છે શોર,<br>
સ્મરી સૂણી આતુર આ ઉર ઉછળે સ્થિર ના રહે કોઈ ઠોર—નયન૦<br>
વ્રજજીવન? તેં વિશ્વ કર્યું વશ વિવશ બન્યું અકજોર,<br>
તુજ સૌન્દર્ય તણા સૌરભથી જડ જંગમ તરબોળ— નયન૦<br>
રસના રટે તુજ નામ રસિકવર? તું શે ત્યજતો કોલ,<br>
તારાને અપનાવ મધુર? તું ના થા નાથ? નઠોર— નયન૦<br>
પ્રિયતમ? તું સર્વસ્વ અમારૂં તોય ન ભૂલ્યો ડોળ,<br>
આડંબર અળગો કરી કાના રહે રમણ! સમતોલ— નયન૦<br>
કરૂણામય! શરણાગત વત્સલ! શ્રીધર નવલકિશોર,<br>
એક કટાક્ષ કરી રસ સાગર! દે ઠંડક ઠાકોર— નયન૦

[illegible]

## "વધાઇઓનાં ધોળ."

પૂજ્યપાદ શ્રીમદ્ ગો. શ્રી. ૧૦૮ શ્રી. રણછોડલાલજી મહારાજશ્રીના ત્યાં રાજનગરમાં લાલબાવાશ્રીનું આશ્વિન વદિ ૧૦ (ગર્જ કાર્તિક વદિ ૧૦) ના રોજ પ્રાકટ્ય થયું તે સમયે ગવાયેલાં વધાઇઓનાં ધોળ.

આમાં ત્રીજું ધોળ વંશાવલિનું છે, તેમાં શ્રી. મહાપ્રભુજીથી અત્યાર સુધીના શ્રીરાજનગરસ્થ બાલકોની વંશાવલિ છે. શ્રીરણછોડલાલજી મહારાજશ્રી સમક્ષ આ ધોળ ગવાયેલાં છે.

(લેખકઃ—વેલજી કેશવજી.)

શ્રીનટવરમૂર્તિર્વિજયતે.

### ધોળ—ચિ. શ્રી. લાલબાવાના પ્રાકટ્યનાં.

(રાગ—મારૂં શ્રી ગોકુલીયું રળિઆમણું રે.)

ગુજરાત માંહે ગોકુલીયુંરે, બીરાજે શ્રીવલ્લભ બાલરે. શ્રી રાજનગર રળિઆમણુંરે.૧
દોસીવાડાની પોળમાંરે, શ્રીનટવરલાલજીનું રાજરે. શ્રી રાજનગર. ૨
શ્યામ સદા સુખધામ છે રે, વૈષ્ણવને આનંદ દાન રે. શ્રી રાજનગર. ૩
શ્રીચંદ્રમાજી મહા દયાનિધિ રે, શ્રીનવનીતલાલ રસાલ રે. શ્રી રાજનગર. ૪
શ્રીગોપાલલાલજી સોહામણારે, શ્રીગોવર્ધનલાલજી કૃપાલ રે. શ્રી રાજનગર. ૫
શ્રીમહાપ્રભુજી શ્રીગુંસાઇજીરે, શ્રીગોકુલનાથજી દયાલ રે. શ્રી રાજનગર. ૬
ઓગણીસે છયાસીની સાલમાં રે, આસો મહીનામાં આનંદ રે. શ્રી રાજનગર. ૭
વદિ દશમ ને ભૃગુવાર છે રે, દશધા ભક્તિનું કરવા દાન રે. શ્રી રાજનગર. ૮
શ્રીમધુસૂદનલાલજી હરખ્યા ઘણુંરે, મહારાણીજીને આનંદ અપારરે. શ્રીરાજનગર.૯
ગુણકળાનું, ચિત્રકળાનું, રૂપારે, શ્રીરણછોડલાલજીના લાલ રે. શ્રી રાજનગર. ૧૦
પ્રભુની પ્રેમકળાનું, સર્વ રીતે પ્ર શરદ પૂનેમના ચંદ રે. શ્રી રાજનગર. ૧૧
ઓના પોષક કલાનિધિ વિશ્વોપકારક દિવ્ય ... દર્પ લાવણ્ય રે. શ્રી રાજનગર. ૧૨

વ્હાલો કોટિ કંદર્પ લાવણ્ય રે, ભક્તશિરોમણિ આનંદ કંદ રે,
શ્રીરાજનગર રળિઆમણું રે, વહાલો વૈષ્ણવને દે છે આનંદ રે. વ્રજનો તે રાજા.
કરૂણા કટાક્ષની હું શું કહું રે, વેલ સિંચે તે લીલી થાય રે,
શ્રીવલ્લભ લેજો મારી વિનતિ રે, રાખો ચરણ કમલની છાંય રે. વ્રજનો તે રાજા.

ધોળ.

(રાગ—હરખે શ્રીવલ્લભનંદન ગાઈજી.)

રાજનગરમાં આનંદ થાયજી, શરદ પુનેમનો ચંદ દેખાયજી.
વદિ એ દસમ ને ભૃગુવારજી, આસો મહીનામાં શુભ સારજી
વહાલો મારો પ્રકટયાં આનંદ દેવાજી, નિજજનનાં ચિતડાં હરી લેવાજી.
વ્રજનો એ રાજા પ્રકટયો જાણોજી, એ વહાલાને સરવે મળીને વખાણોજી.
શ્રીમધુસુદનલાલજી એહુના તાતજી, મહારાણી વહુજીનાં ભાગ્ય વિખ્યાતજી.
પ્રભુ પ્રકટયા છે ઘણો આન દજી, વહાલો મારો પુષ્ટિ આનંદ રસકંદજી.
પ્રકટયા એ વ્રજપ્રિયા વહુજીની કુખેજી, અતંરંગ દાસ દાસીને સુખેજી.
શ્રીરણછોડલાલજીના એ લાલજી, વહાલો મારો નિજજનને કરવા ન્યાલજી.
ભૂતલ ફરીને પ્રાકટય લીધુંજી, નિજજનનું કારજ સરવે સીધ્યુંજી.
આપતણાં છે રે જે જનજી, પ્રકટયા છે તે રસનું કરવા જતનજી.
વહાલો મારો આનંદ દાતા કહેવાયજી, દાસનો દાસ બલીહારી જાયજી.
વારી વારી વિનતિ એહ કરાયજી, ચરણ એ કમલની રાખજો છાંયજી.

વંશાવલિનું ધોળ,

(ચાલો શ્રીધનજનાનાં મુખ લઈએ રે.—એ રાગ.)

પ્રથમ શ્રીવલ્લભમહાપ્રભુજીને જાણું રે,
એહુનાં ચરણકમલ ચિત્ત આણું રે,
શ્રીગુરુદેવની ગાદી વખાણું—ચાલો શ્રીવ્રજરાયનાં ગુણ ગાઈએરે.
શ્રીવલ્લભના શ્રીવિઠ્ઠલનાથ ગાઈએ રે,
તેના શ્રીગિરિધરજી ગુણવંત થાયે રે,
તેના શ્રીદામોદરલાલ કહેવાયે. ચાલો શ્રી.
શ્રીદામોદરલાલના શ્રીવિઠ્ઠલેશજી કહીએ રે,
કાકા વલ્લભજી ચિત્ત લહીએ રે,
તેના લાલ શ્રીગિરિધરજી ગાઈએ. ચાલો શ્રી.
શ્રીગિરિધરલાલજીના શ્રીવિઠ્ઠલેશજી જાણોરે,
તેના શ્રીદ્વારિકાનાથજી વખાણો રે,
શ્રીદામોદરજી હૃદયે આણો. ચાલો શ્રી.
શ્રીવ્રજરમણજી તેના બાલ રે,
શ્રીવ્રજરાયજી તેમના લાલરે,
વહાલે આપ્યાં લીલા રસ દાનરે. ચાલો શ્રી

શ્રીમધુસૂદનલાલજી રાજનગર વસીયા રે,
તેના શ્રીરણછોડલાલજી રસીયા રે;
મારા હૃદય-કમલમાંહે વસીયા. ચાલો શ્રી.
દાસના દાસની વિનંતિ ઉર ધરજો રે,
વહાલા દીન ઉપર દયા કરજો રે;
ચરણકમલ મારે હૃદે ધરજો. ચાલો શ્રી.
રાજનગર પ્રકટયા શ્રીવ્રજરાય રે,
નિજજનને આનંદ થાય રે;
રાખો ચરણ કમલની છાંય. ચાલો શ્રી.

## વંશાવલિનું ધોળ.

શ્રીવલ્લભ પ્રભુજીના લાલ, છો અતિ લટકાળા,
વૈષ્ણવના પ્રાણ આધાર. શ્રીવિઠ્ઠલનાથ વહાલા.
શ્રીગિરધરજી ગુણવંત, વહાલા લાગો છો,
શ્રીદામોદરલાલ દયાલ, દુઃખડાં ભાગો છો.
શ્રીવિઠ્ઠલેશજી મહારાજ, આનંદ દાતા છો,
કાકા શ્રીવલ્લભરાજ, જગત વિખ્યાતા છો.
શ્રીગિરિધરજી મહારાજ, એહુના લાલ કહીએ,
શ્રીવિઠ્ઠલેશજી મહારાજ, વહાલાનાં સુખ લઇએ.
શ્રીદ્વારિકાનાથ દયાલ, વહાલાને વખાણો,
શ્રીદામોદરજી મહારાજ, એહુના લાલ જાણો.
શ્રીવ્રજરમણજી મહારાજે, સહુ સુખ દીધાં છે,
શ્રીવ્રજરાયજી મહારાજે, શરણે લીધાં છે.
શ્રીમધુસૂદનલાલજી મહારાજ, મહા દયાળુ છે,
શ્રીરણછોડલાલજી રસીલા સદા કૃપાળુ છે.
ચીરંજીવો સદા શ્રીવ્રજરાય આનંદકારી રે,
વેલો દાસના દાસનો દાસ જાય બલિહારી રે.

## ધોળ.

શ્રીવ્રજરાયજી લાગે છો પ્યારા અમને આનંદ સુખ દીધાં,
હા અમને આનંદ સુખ દીધાં, મારે પ્યારે અમને સુખ દીધાં.—શ્રીવ્રજરાયજી.
ફરીને વહાલો ભૂતલ પ્રકટયા દૈવીનાં-કામ કીધાં,
રાજનગર શ્રીગોકુલ કીધું વૈષ્ણવને સુખ દીધાં.— શ્રીવ્રજરાયજી.
પરદેશ પધારી વહાલે વલ્લભી વધારી અદેય દાન તો દીધાં,
દાન સમર્પણ આપી કરીને શરણમંત્ર દીધાં. શ્રીવ્રજરાયજી.

પરમ કૃપાલુ વહાલો દૈવી ઉધારણુ પોતાનાં જાણી લીધાં,
શરણે રાખી પુષ્ટિમાર્ગ જણાવ્યો અધરામૃત તો દીધાં. શ્રીવ્રજરાયજી.
સંસાર સાગરમાંથી ખેંચી કરીને ચિતડાં ચોરી લીધાં,
દાસના દાસ પર કૃપા કરીને અતિ આનંદ દાન દીધાં. શ્રીવ્રજરાયજી.
શ્રીવ્રજરાયજી લાગો છો પ્યારા અમને આનંદ સુખ દીધાં,
અમને આનંદ સુખ દીધાં, મારે પ્યારે અમને આનંદ સુખ દીધાં. શ્રીવ્રજરાયજી.

## વિનંતિનું ધોળ.

વ્રજના જીવન કરૂં વિનતિ, વહાલા વ્રજસુખ આપો વહાલા વ્રજસુખ આપો.
દીનદયાલ કૃપાનિધિ, ભવના બંધન કાપો. વ્રજના. ૧
ભવનાં બંધન કાપો, વ્રજના જીવન કરૂં વિનતિ.
કમલ ચોરાસી પત્રનાં, રસ પુરણ ભરીયાં (૨)*
જલ સ્થલ પરમ સોહામણાં પ્રોતે પ્રભુવરીયા (૨) વ્રજના. ૨
શ્રીગોવર્ધનગિરિ શોભતા, રત્ન ખચિત ને બારી (૨)
બહાર ભીતર રસ રૂપ છે, અનુભવ અધિકારી (૨) વ્રજના. ૩
શ્રીવલ્લભ પ્રભુની કૃપા થકી, દૈવી રસ માણે (૨)
અખંડ લીલા પ્રભુજી તણી, વ્રજ વલ્લભ જાણે (૨) વ્રજના. ૪
શ્રીયમુના જલ તરંગમાં, વિલસે બડભાગી (૨)
જન્મ સફલ તેનો જાણવો, તેહ શું હડે લાગી (૨) વ્રજના. ૫
વ્રજ રજમાં લોટ્યો નહિ, ન નહાયો શ્રીમહારાણી (૨)
વૃંદાવન નિરખ્યું નહિ, પાપી તે પ્રાણી. (૨) વ્રજના. ૬
શ્રીવલ્લભવર સમર્યા નહિ, વૈષ્ણવ પદ પામીઃ (૨)
ધિક ધિક જીવવું તે જન તણું, તે છે નિમકહરામી. (૨) વ્રજના. ૭
કલિજુગના જીવ ઉદ્ધારવા, શ્રીવલ્લભવર આવ્યા; (૨)
શ્રીવિઠ્ઠલ પ્રભુ નિજ આવીયા, વંશ તેજ સોહાયા. (૨) વ્રજના. ૭
દૈવીતણાં દુઃખ ટાળવા, લીલારસ પ્રગટાવી; (૨)
નંદનંદને કરૂણા કરી, દ્વિજ કુલમાં આવી. (૨) વ્રજના. ૯
પોતે પ્રાકટ્ય પોતાતણું, જશ જગત ઉચ્ચારે;
નામ સમર્પણ આપીને, ભવ પાર ઉતારે. (૨) વ્રજના. ૧૦
પુષ્ટિમાર્ગ લીલા તણો, તેનો મરમ જણાવ્યો; (૨)
લીલાના અધિકારી જીવને, પુરુષોત્તમ ભાવ્યા. (૨) વ્રજના. ૧૧
સેવા હરિ સ્મરણ ભાવના, પ્રભુ કરીને કરાવ્યાં;
તે સુખ આપ્યાં નિજ દાસને, હૈયે હેત જણાવ્યાં. (૨) વ્રજના. ૧૨

(*આ ધોળમા (૨) આંકડો કર્યો છે ત્યા બે વાર બોલવાનું છે.)

શ્રીવલ્લભ વંશ સોહામણો, શ્રીગોવર્ધનધારી;
માર્ગ નિર્મલ વ્રજતણો, દેખાડયો નર નારી. (૨) વ્રજના. ૧૩
શ્રીકૃષ્ણ મંત્ર ઉપદેશનો, ગુરુ ભેદ જણાવ્યો; (૨)
બ્રહ્મસંબંધ પ્રતાપથી, ભવ દોષ નસાવ્યો (૨) વ્રજના. ૧૪
વેદવચન ગીતા તણાં, પ્રભુ પુરણ કીધાં; (૨)
આચાર્યશ્રી હરિ અનુસરી, સેવક સુખ દીધાં. (૨) વ્રજના. ૧૫
શોભા શિરોમણિ વંશની, પિતા પુત્ર થઈ કીધી; (૨)
આ અવસર આવશે નહિ, દુર્લભ નિધિ લીધી. (૨) વ્રજના. ૧૬
મન દૃઢ કરી નિજજન રહે, આશ્રય એક દૃઢાવે; (૨)
શ્રીગોવર્ધનધર નિરખે સદા, વ્રજ લીલાશું ભાવે. (૨) વ્રજના. ૧૭
પરમ તત્ત્વ પંથ પ્રકટીઓ, પ્રભુ પ્રકટ જણાવી, (૨)
સારસ્વત લીલા શ્રીજી તણી, નિજજનને ભણાવી. (૨) વ્રજના. ૧૮
અસુરીને અલગા કર્યા, નાથ નિકટ ન આવ્યાં; (૨)
દરશ પરશ સુખ દૈવીને, તે લીલા પદ પામ્યાં. (૨) વ્રજના. ૧૯
નિર્મલ પંથ શ્રીવલ્લભ તણો, સૌ નિર્મલ જશ બોલે, (૨)
નિર્મલ દાન હરિ વંશનુ, રસમાંહે સૈ. ડોલે. (૨) વ્રજના. ૨૦
એ પદ પૂજ્ય અતિ પામીએ, દુર્લભ દેવતાને, (૨)
ભગવદી સંગ પ્રતાપથી, સેવક સેવતા તેને. (૨) વ્રજના. ૨૧
અખંડ લીલા વ્રજવાસની, અધિકારીઓ માણે; (૨)
એ સુખ શ્રીવલ્લભ કૃપા વિના, જન કોઈ ન જાણે. (૨) વ્રજના. ૨૨
શ્રીહરિ શ્રીવલ્લભ પ્રભુ, શ્રીવિઠ્ઠલ પુરૂષોતમ; (૨)
વંશ સકલ તેમ જાણવો, નિત્યલીલા નિત્ય નૈતમ. (૨) વ્રજના. ૨૪
એમનાં વચન પ્રીતે પાળીએ, સ્મરણ સુખ લઈએ; (૨)
. સેવા જો કરીએ સ્નેહ શું, અધરનું અમૃત પીએ. વ્રજના. ૨૫
ભગવદીય ભગવત અંગ છે, તેનું ચિંતન કરીએ; (૨)
એ રસ પ્રગટ બતાવશે, મન દૃઢ અનુસરીએ. (૨). વ્રજના. ૨૬
શ્રીવલ્લભ વલ્લભી વૈષ્ણવતણી, આશા પુરણ કરશે. (૨)
આશા અનેક જન્મ તણી, એક પલકમાં હરશે. (૨) વ્રજના. ૨૭
શ્રીવલ્લભ પ્રભુની કૃપા થકી, માર્ગમાં દૃઢ થાશે; (૨)
દીનતા ભાવ છે દાસમાં, તેથી લહેરમાં ગાલે. (૨) વ્રજના. ૨૮
પુરુષોત્તમ ગુરુ પોતે થયા, સેવક દૈવીને કીધા; (૨)
તાણી લીધાં જન આપનાં, તેનાં કારજ સીધ્યાં. (૨) વ્રજના. ૨૯
પત્થર હતા તે પડતા મુકયા, હીરા હરી લીધા, (૨)
અવળું ટાળી સવળું કરી, મંત્ર શ્રવણમાં દીધા. (૨) વ્રજના. ૩૦

. આજ્ઞાકારી ઉપદેશમાં, નિજરૂપ જણાવ્યું; (૨)
અન્ય પરસ પ્રતિબંધ છૂટીને લીલા પદ પામે. (૨) વ્રજના. ૩૧
કેટલુંક વર્ણન હું કરૂં, શ્રુતિ પાર ન પામે; (૨)
જે જે ઉપજે ઈચ્છા થકી, એમ કહી દુઃખ વામે. (૨) વ્રજના. ૩૨
હું નિજ દાસનો-દાસ છું, પ્રભુ કાંઇ ન જાણું; (૨)
કાઢોને ભવમાંથી કર ગ્રહી, નિજ રૂપ વખાણું; (૨) વ્રજના. ૩૩

## ખ્યાલ.

( રાગ—હાંરે લટકાળો શ્રીગિરિવરધારી. )

શ્રીવ્રજરાય તમે કાંઇ કીધું, હાંરે મારૂં ચિત્તવિત્ત ચોરી લીધું રે. વ્રજરાય.
દયાનિધિએ દર્શન દીધાં, હાંરે નિજજનનાં કારજ સાધ્યાં રે. વ્રજરાય.
હાંરે વહાલા છો આનંદના દાતા, પુષ્ટિરસ પરમ વિખ્યાતા રે. વ્રજરાય.
વહાલો કરશે રંગની રેલી, વિધવિધ પુષ્ટિરસ કેલિ રે. વ્રજરાય.
રાજનગર શ્રીગોકુલ કીધું, વૈષ્ણવને સર્વે સુખ દીધુ રે. વ્રજરાય.
વહાલાના વેલણ સદા યશ ગાયે, રાખો ચરણ કમલની છાંયે રે. વ્રજરાય.

## ધોળ.

( રાગ—આજ આનંદ નંદજીને દ્વારરે. )

આજ આનંદ શ્રીવલ્લભને ઘેરરે, રાજનગરમાં લીલા લહેરરે. ૧
આસો વદિ દશમને ભૃગુવારરે, ઓગણીસેં છયાસીની શુભ સાલરે. ૨
વહાલે ઇચ્છાએ પ્રાકટય ધરિયાંરે, સેવકજનનાં કારજ સરિયાંરે. ૩
વહાલા પુર્વ જનમની પ્રીતરે, નિજજનનાં ચોર્યાં છે ચિત્તરે. ૪
ધન્ય ધન્ય વ્રજપ્રિયાજીની કુખરે, રત્ન પ્રકટયું વૈષ્ણવને સુખરે. ૫
શ્રીમધુસૂદનજીને આનંદ ન માયરે, હરિ પ્રકટયા ને મંગળ ગવાયરે. ૬
વહાલો શ્રીરણછોડલાલજીના લાલરે, નિજજનના પરમ કૃપાલરે. ૭
નામ ધરાવ્યાં શ્રીવ્રજરાયરે, આપનો ચકલા વેલણ બલ જાયરે. ૮

## ધોળ.

( રાગ—મોરા આલોને શ્રીનાથજી સોહાસણારે. )

વહેલા પધારો શ્રીરણછોડ રસીલા તમેરે, વાટુ જોઇ રહ્યાં છીએ વહાલા અમેરે. વહેલા.
તમારી ચટકતી ચાલ સોહામણીરે, પધારોને તાલાવેલી લાગી ઘણીરે. વહેલા. ૨
અસાર સંસાર સર્વે દુઃખરૂપ છેરે, વહાલા પૂર્ણાનંદ આપનું સ્વરૂપ છેરે. વહેલા. ૩
વહાલા આપ વિના મારે બીજું કોઇ નથી રે, લાગે વચનામૃત આપના
સુંદર અતિરે. વહેલા. ૪
વહાલા વેગે પધારી આનંદ આપશોરે, નિજજનના સંતાપ સર્વે કાપશોરે. વહેલા. ૫
વહાલા હવે વિલંબ ઝાઝો નહિ નાખશોરે, ચકલા વેલણને ચરણમાં રાખશોરે;
વહેલા પધારો શ્રીરણછોડ રસીલા તમેરે. ૬

## વંશાવલિની ધમાર.

શ્રી લક્ષ્મણ કુલ ગાઇએ શ્રીવલ્લભસુવન સુજાણ—લાલ મનમોહનાં હો.
શ્રીવલ્લભ ગુણ ગાઇએ, શ્રીવિઠ્ઠલનાથ દયાલ— લાલ મનમોહનાં હો.
શ્રીગિરિધરજી ગુણવંત છે, શ્રીદામોદરલાલ દયાળ;
શ્રીવિઠ્ઠલેશજીને પ્રણમું, કાકા શ્રીવલ્લભજી કૃપાલ— લાલ મનમોહના હો.
શ્રીગિરિધરજી ગાઇએ, શ્રીવિઠ્ઠલેશજી સુજાણ,
શ્રીદ્વારકાનાથજી દયાનિધિ, શ્રીદામોદરજી હૃદયે આણ— લાલ મનમોહના હો.
વંદુ શ્રીવ્રજરમણજી, શ્રીવ્રજરાયજી તેના બાલ,
દાન દીધાં દયા કરી, નિજજનને કીધાં ન્યાલ— લાલ મનમોહના હો.
શ્રીમધુસૂદનજી પધારીઆ, શ્રીમથુરાથી વહાલો આપ;
શ્રીરણછોડ રસિકરાયજી, સેવકના ટાળ્યા સંતાપ— લાલ મનમોહના હો.
શ્રીવ્રજરાયજી શું વરણવું, એ છે રસની રાસ;
શ્રીવલ્લભ વંશ સોહામણો, બલિહારી દાસનો દાસ— લાલ મનમોહના હો.

## વધાઈ.

( રાગ—નવમી કે દિન નોબત વાજે સુત અંકાજી જાયો હો. )

દશમ કે દિન દશધા દેવા, પ્રગટે શ્રીવ્રજરાયજી હો.
પુષ્ટિ સૃષ્ટિ અતિ આનંદિત, હરખી દેત વધાયજી હો દશમ કે દિન.
વ્રજપ્રિયા કુખે રત્ન પ્રકટયા, શ્રીરણછોડલાલજીના લાલ હો;
શ્રીમધુસૂદનજીના પૌત્ર કહીએ, નિજજનને કર્યા છે ન્યાલ દશમ કે દિન
પુષ્ટિ રસનું દાન કરવા, ફેર ભૂતલ પ્રકટયા એ હો;
વેલણને પ્રભુ સદાયે રાખો, ચરણ કમલની છાયે હો—
દશમ કે દિન દશધા દેવા પ્રકટયા શ્રી વ્રજરાયે હો.

---

## બોલો.

શ્રીમદ્ વલ્લભ વલ્લભ બોલો............(૨)
વલ્લભ વલ્લભ બોલી બોલી, પ્રેમ સાગરે ડોલો—શ્રીમદ્વલ્લભ ટેક.
શ્રીવલ્લભગુરૂ દેવ દયાળુ માર્ગ નથી એ પોલો;
જીવમાત્રને શરણે લીધા, લેવા આપ્યો ખોલો—શ્રીમદ્વલ્લભ ૧
વલ્લભવિણ જગ શૂન્ય જણાશે, વલ્લભગુરુને ખોળો,
શ્રીવલ્લભ શ્રીવલ્લભ કહીને, વલ્લભમા મન બોળો—શ્રીમદ્વલ્લભ ૨
નિસાધનપક્ષ વલ્લભ કેરો, અન્યસમો નહીં મોળો;
વિઠ્ઠલના ગુરુ એજ પ્રભુજી, સુરતા ત્યાંજ ઝમોળો—શ્રીમદ્વલ્લભ ૩
વિઠ્ઠલદાસ લાલદાસ રેહાબાળાના શ્રીવલ્લભ.

## " उत्तम कला ए प्रभुनुं स्वरूप छे. "

नमामि हृदये शेषे लीलाक्षीराब्धिशायिनम् ।
लक्ष्मीसहस्रलीलाभिः सेव्यमानं कलानिधिम् ॥

श्रीमहाप्रभुजी.

આ શ્લોકમાં શ્રીવલ્લભાધીશ શ્રીઠાકોરજીને "કલાનિધિ" શબ્દે સંબોધે છે, કારણ કે પ્રભુજ કલાનિધિ એટલે કલાના ભંડાર અથવા કલાના સાગર રૂપ છે. સાગરમાં જેટલા જળકણ છે તેના કરતાં પણ અનંત ઘણી કલાઓ પ્રભુમાં છે. મતલબ કે વિશ્વમાં નિરખાતી તેની કલાઓ આપણે નિરખી શકીએ છીએ, જ્યારે અનંત બ્રહ્માંડોમાં તે કલાબાજ પ્રભુની કેટલીએ કળાઓ પ્રકાશી કે ખીલી રહી હશે તેની આપણને શી ખબર?

આ ઉપરથી એટલું તો સ્પષ્ટ થાય છે કે કલા માત્રનું મૂળ પ્રભુ છે. પ્રભુમાંથી જે વસ્તુ ઉત્પન્ન થાય તે પ્રભુ સમાનજ હોય, એટલે કલા એ પ્રભુનું સ્વરૂપ છે, એમ કહેવું સત્ય છે. આ આખું વિશ્વ પણ પ્રભુની કલાનો નજરે નિરખાતો નમુનો છે. મોર જેમ કલા કરે છે, ને એ કલા વડે તે નાચે છે ને રમે છે, તેમ આ જગત્ એ પ્રભુ રૂપી મોરની કલાનું સ્વરૂપ છે, અને તે જગત્ રૂપ કલા કરી નૃત્ય કરે છે, માટે શ્રીનટવર કહેવાય છે. જેમ મોર અને મોરનાં પીછાં તેમ મોરની કલા, એ ત્રણે જુદાં નથી, પણ મોરજ છે, તેમજ વિશ્વકલાકાર પ્રભુ, તેની કલા અને તે વિશ્વની દૃશ્ય વસ્તુઓ પ્રભુથી જુદી નથી. આજ પુષ્ટિમાર્ગનો સિદ્ધાંત અને તેવા અનુભવ માટેજ શ્રીમહાપ્રભુજીએ આ દિવ્ય માર્ગ પ્રકટ કર્યો છે એજ શુદ્ધાદ્વૈત બ્રહ્મવાદ.

વળી જેમ મોર પોતે કલા કરી નાનેથી મોટો બની આનંદ લે છે, અને આપે છે, તેમ પ્રભુ જગત્ રૂપ કલા કરી પોતે આનંદ લે છે, અને કલાને આનંદ આપે છે. કલામાં પીછાં હલાવવાં વગેરે સર્વ ક્રિયાઓ જેમ મોર કરે છે, તેમ આ વિશ્વની વસ્તુ રૂપ પ્રભુની કલાનાં સર્વ હલનચલન પણ પ્રભુજ કરે છે. આથી જ ભગવતી શ્રુતિ કહે છે, કે "एकोऽहं बहु स्याम्॥ स एकाकी न रमते" ઇત્યાદિ શ્રુતિઓ જગતને પ્રભુના રમણ માટે પ્રભુજ બહુરૂપે બન્યાનું સ્પષ્ટ કહે છે. આનો પ્રકટ અનુભવ લેવાનો માર્ગ તેજ પુષ્ટિમાર્ગ. પ્રભુએ રમવા માટે જગત્ સરજ્યું, તે રમનાર, રમાડનાર અને રમવું એ ત્રણે આનંદ સ્વરૂપ છે, એ પ્રકટ પુષ્ટિમાર્ગમાં જણાય છે. આથીજ પુષ્ટિમાર્ગી શુદ્ધ સેવાભાવી પ્રેમી ભક્ત, તેની સેવા ભાવે કરાતી સર્વ ક્રિયાઓ અને તેના સંબંધવાળી સર્વ વસ્તુઓ કેવળ આનંદમાંજ ડુબી ગએલી દેખાય છે. અહંતામમતાએ આ વસ્તુઓમાં રહેલો આનંદ તિરોભૂત કર્યો છે. બ્રહ્મસંબંધદ્વારા તેની અહંતા મમતાઓ ત્યજવી તેમાં ઇશ્વરની માલીકીનું આરોપણ કરવું એજ બ્રહ્મસંબંધ અથવા આત્મનિવેદન છે. બ્રહ્મસંબંધના મંત્રનું રહસ્ય પણ એજ છે. જગત્ પ્રભુના સંબંધે આનંદ સ્વરૂપ છતાં વસ્તુઓ પર માલીકી સ્થાપન કર-

નારાઓએ અહંતા મમતાને લીધે નિરાનંદ બનાવ્યું છે, એજ માયા છે, અને જગત્ સર્વ રીતે આનંદ સ્વરૂપ છતાં જેણે તે જગતને અસત્ય અને જુઠું કહી ત્યજવાની કે દૂર રહેવાની ઘોષણા કરી તે માયાવાદી ગણાય છે. માત્ર વસ્તુ પરની અહંતા મમતા ત્યજવી જોઈએ તેને બદલે જગતજ અસત્ય કહી તેને ત્યજવાનો ઊપદેશ કરી ભયંકર દ્રોહ અને ધૃષ્ટતા તે માયાવાદીઓએ કર્યો, છતાં તેઓ પોતે કોઇ દિવસ જગતને છોડી ક્યાંય ગયા નથી, ઊલટું ત્યજવાનું કહેતાં જેમ બાલકને પેટીમાં ન જોવાની શિક્ષા આપી બહાર જતાં તે તરતજ પેટીમાં જુએ છે, તેમ ઉલટું જગત વધારે વધારે મનમાં પેસી જાય છે. જગતને ઇશ્વરનું કલારૂપ સમજાવી આ અન્યાય દૂર શ્રીવલ્લભાધીશે કર્યો.

આ પ્રમાણે પુષ્ટિભક્તિમાર્ગી જીવ અહંતા મમતાનો ત્યાગ કરી પ્રભુનાં સંબંધમાં આનંદે તરબોળ રહે છે. આનંદ સાગર અથવા રસ સાગરમાં ડુબેલો રહે છે, તે નહિ સહન કરનારા પામરો રાત દિવસ પેટ કુટયા જ કરે છે. તેમનો આનંદ આવા દિવ્યમાર્ગની સામે પેટ કુટવામાં છે તો ભલે તેઓ હમેશાં પેટ કુટયા જ કરે, આક્ષેપો કર્યાજ કરે, પણ આપણાં મંદિરો અને તેમાં બિરાજેલા પ્રકટ પ્રભુજ આનંદના દાતા છે, એટલે મંદિરો તો દર્શનાદિકમાં ઉભરાવાનાં જ છે. મનોરથાદિકમાં વધુ વિશાળતાથી આનંદ લૂંટવાની ક્રિયાઓમાં પામરો પોતાની દૃષ્ટિએ એટલે અહંતા મમતાની દૃષ્ટિએ ભલે દોષારોપણો કર્યા કરે, પણ તેમની ઉપેક્ષા કરી દયા ખાઇને આપણે તો પ્રભુના સંબંધે ઉત્સવાદિક કરી આનંદમાં તરબોળજ રહેવાના.

કોઇ કહેશે કે જગતમાં આટલું બધું દુઃખ છે, ને તમે આનંદ કરો છો; તો તેનો જવાબ એ છે કે દુઃખ અહંતા મમતાને લીધેજ છે. વળી સુખ દુઃખનો આધાર મન પર છે. પદ્મનાભદાસજી, સંતદાસજી, નારણદાસ બ્રહ્મચારી, નરસિંહ મહેતા, સંત તુકારામ આદિ ભક્તજનો પાસે બાહ્ય સાધનો, ધનાદિક કંઈજ ન હોવા છતાં તેઓએ સદાજ પ્રભુના આનંદસાગરમાં ભક્તિ ભાવે લહેરજ કરી છે તેમનો આનંદ કદી ગમે તેવી દશામાં ખૂટયોજ નથી, ઊલટો સંકટમાં અને સંકોચમાં વધ્યાજ કર્યો છે, એટલે સુખ દુઃખની બાબતમાં આપણી માન્યતાએ વિશ્વને જોઇએ છીએ તેમાંજ ભયંકર ભૂલ થાય છે. સર્વ જગત આનંદ રૂપ છતાં અનાવડતને લીધે અથવા પ્રભુની કલા ન સમજવાથી આપણે દુઃખી થઇએ છીએ. મારાપણું જગતમાંથી નીકળી ઈશ્વરમાં સુકાઇ જાય એટલે આનંદનો પાર નહિ. પછી તો गतासूनगतासूंश्च नानुशोचंति पंडिताः ॥ આજ દશા નિત્ય રહેતાં શોકને કે દુઃખને સ્થાનજ નથી. અહીં પંડિત એટલે વિદ્વાન કે ભણેલો નહિ, પણ સર્વાત્મ ભાવી, પ્રેમી ભકત સમજવો. જગતમાં પંડિત ગણાતા વિદ્વાનો તો અહંતા મમતા ને વાદવિવાદની મારામારીમાંથી જરાય નવરા નથી થતા. ઉલટું "साक्षरा विपरीता राक्षसा भवन्ति જેવી દશા થાય છે. આથીજ બુદ્ધિમાન અનુભવી ભક્તોને પ્રભુ ક્યાં છે એમ પૂછતાં તેઓ કહે છે કે પ્રભુ—

તીત કે ઇંદ્રિયાતીત દશામાં પ્રાકૃત ધર્મોનો પણ એટલો વખત પ્રભુમાંજ વિલય છે. ભૂખ, તરસ નિદ્રાદિક પણ બાધ નથી કરતાં. શ્રીગોકુલેશ જેવા ને શ્રીહરિરાયજી જેવા આચાર્યશ્રીઓની ભગવદ્વાર્તાઓમાં છ છ દિવસ ને છ છ રાતો એકજ સ્થિતિએ જતાં ખબર નથી પડતી, એ વસ્તુસ્થિતિ અન્યત્ર ક્યાં જડે ? એવા કલાબાજ મહારસિક વકતા અને એ દિવ્ય કલાને ચાખનારા પરમ રસિક શ્રોતા પણ ક્યાં જડે ? એવાં તાનમાં કોઇ વાર વકતા દેહનું અનુસંધાન પણ ભૂલે છે, ને બેભાન થઇ આનંદમાં, અનુભવમાં, તલ્લીન થઇ ઢળી પડે છે, કોઇ વાર શ્રોતાઓનો પ્રેમપ્રવાહ અશ્રુદ્વારા વહન કરે છે. રોમાંચ પર રોમાંચ થાય છે. આવા અનુભવ આ દિવ્ય ભકિત માર્ગ વગર ક્યાં શોધ્યા જડે ? સ્વાનુભવ વગર આવી વાતો સમજવી પણ કઠણ પડે. ઉલટું કેટલીક વાર આવી સ્થિતિ ન સમજનાર નિંદા કરી કાર્યમાં વિઘ્ન નાખે છે. શ્રીહરિરાયજીને આવી સ્થિતિ જાણવાથી એઓશ્રીના પિતાશ્રી ,શ્રીકલ્યાણરાયજી એજ કોટડીમાં પુરી રાખ્યા હતા[1] ત્યાં પામર જીવો ન સમજે એ વાત તો સ્પષ્ટજ છે. પ્રભુની પુરી દયા વગર કે કૃપા વગર આવી વાતો સમજાવી અને અનુભવાવી કઠણ છે. મહાનુભાવી પદ્મનાભદાસજી રાજા પાસે મહાભારત સંભળાવે છે. ભીષ્મ પર્વ આવતાં શ્રોતા ક્ષત્રીઓ પાસેથી હથિઆર લઇ લે છે. ભીષ્મ પર્વની કથા પદ્મનાભદાસજીની વાણીમાં શૂરાતન રૂપે એવી તો ઉતરી કે શ્રોતાઓને શૂરાતન ચઢવાથી ધક્કા મૂક્કી કરી લડવા લાગ્યા જો હથિઆર ન લઇ લીધાં હોત તો કદાચ રૂધિરની છોળો ઉડત. આ વકતૃત્વની કલાની ખીલાવટ છે. રાજા પ્રસન્ન થઈ માગવાનું કહે છે તો પોતાને માથે દેવું છે, તે લેણદારને બારોબાર દેવું આપી દેવાની સૂચના કરે છે. તેમને પોતાને માટે માગવાનું કહેતાં તદ્દન ના પાડે છે. પોતે શ્રી મથુરાનાથજી શ્રીઠાકોરજીને ચણાનાં છાલાં ધરે છે, પણ રાજ્ય દ્રવ્યનો ઉપયોગ નથી કરતા. આ ત્યાગની કલા પણ ક્યાં જડે ?

ભરત, શીવણ અને ગૂંથણની કલા પણ આજ ભક્તિમાર્ગમાં પૂર્ણ છે. કઈ ઋતુમાં કયાં વાઘા વસ્ત્રોને આભૂષણો પ્રભુને સોહાય તેજ પ્રમાણેની અહીં બધી ભાવપૂર્વક તૈયારી રહે છે. આ ફૂલ મંડળીના મનોરથો, હિંડોરાની દિવ્યતા, પલનાની *લહેર, શ્યામ ઘટામાં, ગુલાબી ઘટામાં પ્રભુનું તેજ શૃંગાર ધરી બિરાજવું,* આ નાવના મનોરથ, આવા હોરીના ડોલના આનંદનો તનમનાટ અને જમાવટ કરનારા મનોરથો, આરોગ્યની દૃષ્ટિએ પણ તેની સુંદર ગોઠવણો, ઋતુ પ્રમાણે અનુકૂળ કીર્તનની રચનાઓ, ઉષ્ણકાળમાં શીતળ શાંતિમાં સમાવી દે એવી લહેરીઓ, શીતકાળમાં ઉષ્ણ કાળનો અનુભવ આપે એવી ગોઠવણો, એ ફોરી રહેલા રસની માફક ચારો તરફ ઉડતા હૃદયને હીમ જેવું કરે એવા ફુવારા, જળજાત્રાદિકના નાવના મનોરથો ઋતુ અનુસારી પ્રભુને સોહાય તેવાં ઉત્તમ સુગંધીદાર અત્તરો અને

---

૧. જુઓ આ સંસ્થા તરફથી પ્રકટ થએલું શ્રીહરિરાયજીનું જીવનચરિત્ર તેમા આ અને આવા બીજા પ્રસંગો સવિસ્તર છે.

ગુલાબજળનાં છાંટણુ, આ સર્વ અનુભવ લેવાની પૂર્ણ કલા પુષ્ટિભક્તિમાર્ગમાં છે. પુષ્ટિમાર્ગ એટલે સર્વ કલાઓનું પ્રભુના સંબંધપૂર્વક એકીકરણ અથવા પ્રદર્શન.

આપણાથી આ વસ્તુઓનો કલાઓનો અનુભવ લેવાય ન લેવાય એ વાત જુદી છે, પણ માર્ગનું શ્રેષ્ઠત્વ સર્વ રીતે અહીં પ્રતીત થાય છે. વળી આ માર્ગ કેવળ સ્વતંત્ર છે, ઇશ્વર સિવાય અન્ય તેમાં નિયામક નથી, આથી શુદ્ધાદ્વૈત દૃષ્ટિ કેળવવાની પૂર્ણ કલા અહીં છે. ઇશ્વર સિવાય અન્ય વસ્તુ જોવાનીજ જ્યાં ફુરસદ નથી, ત્યાં દોષાદિક જોવાને સ્થાનજ નથી. વ્યવહાર શુદ્ધિની કલા પણ આજ માર્ગમાં છે. પ્રભુના સંબંધે સર્વ કાર્ય હોવાથી તેમાં નિઃસ્વાર્થપણાને લીધે તદ્દન શુદ્ધિજ છે. પરિશ્રમે આત્માના ઉલ્લાસે પ્રાપ્ત કરેલુંજ પ્રભુ અંગીકાર કરે છે, એટલે કોઇનું વગર હકે લેવાનું કે લાગણી દુઃખવીને લેવાનું બનતું નથી. જેટલા આનંદથી અને જેટલી શુદ્ધિથી વસ્તુ આવે છે, તેટલાજ આનંદથી પ્રેમપૂર્વક પ્રભુ વસ્તુનો અંગીકાર કરે છે.

શુદ્ધિની વૈદિક રીતિની પૂર્ણતા અહિં છે. શુદ્ધિ અશુદ્ધિનો પૂર્ણ વિવેક આ માર્ગના જેવો ક્યાંય ન હોય. ગમે તેવી સ્થિતિમાં સંકટ સહન કરવાની કલા પણ આ માર્ગનો અનુયાયી જાણે છે. ગમે તેવા સંકટમાં પણ મન સ્થિર રાખી પ્રભુના આશ્રયે સંકટને જાણે જાણતાજ નથી એવી રીતે પ્રભુની સેવામાં તત્પર રહેનાર ભક્તિયોગીઓનો જ આ માર્ગ છે. બાહ્યસાધને ભક્તનો આનંદ નથી. ઇશ્વરના સંબંધેજ આનંદ છે. એ વસ્તુતત્ત્વનો પૂર્ણ અનુભવ અહીં પુષ્ટિમાર્ગીય રચનામાં જણાય છે.

છેવટે સર્વ કલાના નિધિરૂપ શ્રીવલ્લભાધીશને અનંતવાર સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરી આ કલાનો લેખ પૂર્ણ કરૂં છું. દીનકિંકર.

---

॥ श्रीमद्गोकुलेशो विजयते ॥

कपडवंजस्थपरीखअंबालालवल्लभदासतनयाभानुमतीविवाहप्रसंगे विराजितश्रीवल्लभाचार्यचरणयोः

## स्तुतिकुसुमाञ्जलिः

श्री गोकुलेशपदपङ्कजदानदक्षं श्रीगोकुलेन्दुचरणे विनिबद्धलक्ष्यम्

श्रीदेवकीसुततनोः प्रकटस्वरूपं श्रीवल्लभार्यचरणं शरण व्रजामः

श्रीकृष्णसेवनपथिप्रकटात्मभावं प्रेम्णः प्रतिकृतिमहो व्रजगोपिकानाम् ।

सिद्धान्तमर्मविदमप्यखिलश्रुतीनां श्रीवल्लभार्यचरण शरणं व्रजामः

ऐश्वर्यपूर्णमथ वीर्यगुणैरनन्यमोजस्विनं कुपथखण्डनबुद्धिधन्यम्

श्री सेविताग्निमपि पूर्णविरक्तभावं श्रीवल्लभार्यचरणं शरणं व्रजामः

व्याप्तं कठोरनियमैः करुणैकसिन्धु पाखण्डशत्रुमपि दैवजनैः शरण्यम्

त्यक्तान्यदेवभजनं विबुधाश्रयंतं श्रीवल्लभार्यचरण शरणं व्रजामः

वैश्वानरावतरणं तदपि प्रशान्तमुग्रप्रतापमपि चन्दनतुल्यचित्तम् ।
कृष्णावतारमपिशुद्धयशः प्रकाशं श्रीवल्लभार्यचरणं शरणं व्रजामः
श्रीलक्ष्मणार्यकुलकौस्तुभरूपदेहं चन्द्रावलेः परिचितास्य सरोजकान्तिम्
गोविन्दलाललसदङ्कमनोहरं तं श्रीवल्लभार्यचरणं शरणं व्रजामः
भानुमतीपरिणये कृपयैवपूर्णः आगत्ययः कपडवञ्जपुरे कृपालुम्ः
सौख्यं स्वदर्शनजमत्रनिजानन्ददन्तं श्रीवल्लभार्यचरणं शरणं व्रजामः
आनन्दमूर्तिमपि कृष्णवियोगतप्तं शुद्धप्रकाशचरितं हरिभावगुप्तम्
तं पूर्णकाममपिकामवने वसन्तं श्रीवल्लभार्यचरणं शरणं व्रजामः
अन्यं यदंघ्रिकमलाश्रयतः कलौ न निःसाधनस्य हरिसेवनसाधनं हि
तं मंगलं "नरमणे" मनसो विलासं श्रीवल्लभार्यचरणं शरणं व्रजाम

---

# समश्लोकी भाषान्तर.

ગોકુલેશચરણે ધરવા સમર્થ, છે શુદ્ધ લક્ષ્ય વિભુ ગોકુલચન્દ્રમાર્થ,
છે પ્રકાશતનુ દેવકીનન્દનાર્થે, શ્રીવલ્લભાર્યચરણે શરણે જવાયે. ૧.
કૃષ્ણ ભક્તિ પથને કરવા પ્રકાશ, છે પ્રેમમૂર્તિ વ્રજગોપવધુની ખાસ,
સિદ્ધાંત મર્મ સમજે સહુ વેદ મધ્યે, શ્રીવલ્લભાર્યચરણે શરણે રહીયે. ૨.
ઐશ્વર્ય પૂર્ણ શુભ વીર્ય ગુણે અનન્ય, તેજસ્વિતા કુપથ ખંડન બુદ્ધિ ધન્ય,
લક્ષ્મી રહી ચરણુ પૂર્ણ વિરક્ત ભાવ, શ્રીવલ્લભાર્યચરણે શરણે સ્વભાવ. ૩.
પોતે કઠોર નિયમે કરૂણાણુ સિન્ધુ, પાખંડ શત્રુ પણુ દૈન્યતણા સ્વબન્ધુ,
રાખ્યું ન દ્વેષ ભજને વિમુખોની પાસ, શ્રીવલ્લભાર્યચરણે શરણે સ્વઆશ. ૪
છે અગ્નિરૂપ અવતાર સદાય શાન્ત, ઊગ્રપ્રતાપ પણ ચન્દન તુલ્ય ચિત્ત,
કૃષ્ણાવતાર અતિશુદ્ધ યશઃ પ્રકાશ, શ્રીવલ્લભાર્યચરણે શરણે સ્વઆશ. ૫
શ્રીલક્ષ્મણ પ્રભુકુલે મણિ રૂપ જે છે ચન્દ્રાવલિ પ્રિયા કાન્તિ મુખે રહે છે
ગોવિન્દરાય સુખદાયક અંક મધ્યે, શ્રીવલ્લભાર્યચરણે શરણે રહું એ, ૬
ભાનુમતીશુભવિવાહ વિષે પધારી, પોતે કૃપા કપડવંજ પુરે વધારી,
આપ્યું સ્વદર્શન તણું સુખ વૈષ્ણવોને શ્રીવલ્લભાર્યચરણે શરણે રહોને. ૭
આનન્દમૂર્તિ પણ કૃષ્ણવિયોગ તપ્ત, શુદ્ધ પ્રકાશ ચરિત પ્રભુભાવગુપ્ત,
છે પૂર્ણકામ પણ કામવને નિવાસ, શ્રીવલ્લભાર્યચરણે શરણે સ્વઆશ. ૮
ના અન્ય પાદકમલાશ્રયથી કલિમાં, નિઃસાધનોની હરિ સેવન સિદ્ધિ ભૂમાં,
એ મંગલે "નરમણિ" પ્રભુ પાદપાસ, શ્રીવલ્લભાર્યચરણે શરણે સ્વઆશ. ૯

## बावन बहारनी बारमासी.

કારતકમાં કંઇ કામણ કીધું કૃષ્ણજી, કમલ નયનનાં વાગ્યા બાણ જો;
ત્રણ ગુણ ઘુંગટ ખોલીને પલ એકમાં, સુરતા ચાલી લેવા અદકી લ્હાણ જો–કારતકમાં.
માગશર માસે મનગમતા સુજને મળ્યા, માત્રાતીત એ માધવ મારા નાથ જો;
મનમોહનને ચરણે મસ્તક મેં ધર્યું, માયાપતિએ માથે મૂકયો હાથ જો–કારતકમાં.
પોષે પરખ્યો પુરુષોત્તમનો પામતાં, પ્રણુવ મુકુરમાં મુખડું દીઠું સ્પષ્ટ જો;
શાસ્ત્ર ગુરુને આત્મપ્રતીતિ ત્યાં મળી, નાશ થયા સહુ ગર્ભવાસનાં કષ્ટ જો–કારતકમાં.
માઘે મારી વૃત્તિ મોહનમાં વળી, સાગરમાં જ્યમ સરિતા સમરસ થાય જો;
સરિતા સાગર સંગમ થાતાં સ્હેજમાં, સુરતા સીધી શયન મંદિરે જાય જો–કારતકમાં.
ફાગણમાં ફટકયા વિણ મન મારૂં ઠર્યું, ફોગટ ફાંફાં મારે જગના લોક જો;
ફ્રરરર ફ્રરરર ફરકે ઉંચે આભમાં, ધ્વજવંદનથી શમીયા સર્વે શોક જો–કારતકમાં.
ચઇતરમાં તો ચક્ર સુદર્શન હાથમાં, લઇને ઉભા સામા આવી શ્યામ જો;
શંખ ગદા ને પદ્મ સહિત શોભી રહ્યા, જીવ તરે છે લેતાં જેનું નામ જો–કારતકમાં,
વૈશાખે વાસંતિક લ્હાણું વાય છે, વાસુદેવનો ઉદય થયો ઘટમાંહ્ય જો;
તિમિર ટળીને જ્યોતલડીઓ ઝગમગી, સાધક થઇ સહુ દર્શન લેવા જાય જો–કારતકમાં.
જેઠ માસમાં જગનું બંધન છે નહીં, બંધનથી તો મોક્ષતણી શી વાત જો;
બંધમોક્ષથી "પ્રેમલક્ષણા" પાર છે, એ જાણે કોઇ વીરલા સાધક ભ્રાત જો–કારતકમાં.
અષાઢમાં આધ્યાત્મિક આનંદ ઉછળ્યો, 'ચન્દ્રામૃત' કંઇ વરસે મુશળધાર જો;
ચકોર હોય તો ચાંચ ઉઘાડી રાખતાં, ચાખે એ રસ રહીને પ્રણવ પાર જો–કારતકમાં.
શ્રાવણમાં સુરતા રસબસ થઇને રહી, "રાધામાધવ" સંગમ સુખના કોડ જો;
સુરતા રાધામાધવમાં લપતી છતી, વારે વારે કરતી દોડા દોડ જો–કારતકમાં.
ભાદરવામાં ભાન થયું નિજ રૂપનું, ભાન થતામાં ભેટયા એ 'ભગવાન' જો;
ભવની ભાવટ ભાંગી દીધી ભૂધરે, 'ભ્રમરગુફા'માં સંતાયું અભિમાન જો–કારતકમાં.
આસો માસે અંત વિરહનો આવતાં, હૃદયે પ્રકટયો શરદ પુન્યમનો 'ચન્દ્ર' જો;
"રાસ" રમાડી "રાતલડી"માં રીઝવે, સમજો, સમજો, શાણા 'સાધક' વૃંદજો–કારતકમાં.
બાર માસીઆ ગાવા 'બાવન બહાર'ની, વિઠ્ઠલ મનમાં સ્ફૂર્યો જે "સંકેત" જો;
"કૃષ્ણ કૃપા"એ પરિપૂરણ તે થઈ ગયો, ગાનારાનું ગુરુચરણે હો હેત જો.

કારતકમાં કંઇ કામણ કીધું કૃષ્ણજી.

॥ श्री कृष्णार्पणमस्तु ॥

### (૮) આદિ સંકલ્પના બે કલાત્મક સ્વરૂપો.

કલા એ કલન જેનો સ્વભાવ છે તેવા જીવના સંકલ્પનું વ્યક્ત સ્વરૂપ છે.

કુદરત એ ખંડણુ જેનો સ્વભાવ છે તેવા બ્રહ્મના સંકલ્પનું વ્યક્ત સ્વરૂપ છે.

કલા અને કુદરત એ એકજ સંકલ્પનાં સૂક્ષ્મ અને વિરાટ સ્વરૂપો છે.

કલા–વ્યષ્ટિબ્રહ્મ જીવદ્વારા સૂક્ષ્મ રૂપે પ્રકટ થાય છે. કુદરત સમષ્ટિ–બ્રહ્મ ઇશ્વર દ્વારા વિરાટ રૂપે ભાસે છે.

તત્ત્વતઃ જીવ અને ઇશ્વર એ પણ એક સ્વયં પ્રેરણાત્મક પ્રબળ આદિ–સંકલ્પનાં બે કલાત્મક સ્વરૂપો છે.

### (૯) કલાનું તાત્ત્વિક સ્વરૂપ.

કલાનો અનુભવ જ્ઞાનેંદ્રિયો દ્વારા અંતઃકરણને થાય છે.

અંતઃકરણ શબ્દના માધુર્યને કાન દ્વારા, સ્પર્શના સુખને ત્વચાથી, રૂપના મોહને નેત્રદ્વારા, ગંધના આલ્હાદને નાસિકાથી અને રસના આસ્વાદને જીહ્વા વડે ભોગવે છે.

કલાના કોઇ સ્વરૂપમાં શબ્દ, કોઇમાં સ્પર્શ, કોઇમા રૂપ, કોઇમાં રસ અને કોઇનાં ગંધજ આત્મારૂપ બની રહી મુખ્ય સ્થાન ભોગવે છે.

કલાના કોઇ સ્વરૂપમાં ઇંદ્રિયોના એ પાંચે ગુણ એક સાથે કે ઓછા વત્તા પ્રમાણમાં મિશ્રિત સ્વરૂપમા પ્રકટ થાય છે.

તાત્ત્વિક દૃષ્ટિએ કલા એટલે અંત:કરણને આલ્હાદ ઉપજાવે તેવા રૂપમા અને પ્રમાણમાં શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, કે ગંધની તન્માત્રાઓની એકે એક, કે પરસ્પર સંયોગથી નીપજેલી પ્રકટ સ્થિતિ.

### (૧૦) કલાનું સ્થૂલ સ્વરૂપ.

સ્થૂલ દૃષ્ટિએ કલા અને કુદરત ભિન્ન ભાસે છે.

આ દૃષ્ટિએ કલા કૃત્રિમ છે. મનુષ્ય જન્ય છે–કુદરત નૈસર્ગિક છે, ઈશ્વરસૃષ્ટ છે.

કુદરત જ્યાંથી અટકે છે ત્યાંથી કલા શરૂ થાય છે. કલા એ કુદરતનો ન્યૂનતા–પૂરક અંશ બની રહે છે.

**સ્થૂળ જગતમાં માનવ કલ્પનાનું કલા એ વિહાર સ્થાન છે.**

કલામાં માનવ રાચે છે, પોતાનાં સુખ દુઃખ ભૂલે છે, પ્રાકૃત આનંદ અનુભવે છે.

તાત્ત્વિક દૃષ્ટિએ કુદરત એ પણ વિશ્વની આદિ શક્તિની મહાકલા છે. કલાધર માનવ પણ તેની જ એક પ્રકટ કલા છે.

### (૧૧) સૌન્દર્ય.

સૌન્દર્યનો ખ્યાલ વ્યક્તિગત છે.

અની માનસિક સ્થિતિને જે સુંદર લાગે તે બની મનોદશાને બેડોળ ભાસે.

અં અને બની ભાવનામાં આટલો ફેરફાર હોવાનું કારણ તેમની સૌંદર્ય દૃષ્ટિની ભિન્નતા છે. સૌંદર્ય દૃષ્ટિ સાપેક્ષ છે.

સૌદર્ય દૃષ્ટિ, દેશકાળ અને સ્થિતિને અંગે પડેલા સંસ્કારોથી અને મળેલા જ્ઞાનથી મર્યાદિત હોય છે.

કલા અને સૌંદર્યના વિવેચનોમાં મતભેદો ઘણું ખરૂં આવા કારણોને લીધે ચિરંજીવ રહે છે.

**આમ છતાં વિશ્વદૃષ્ટિથી જોનાર સૌંદર્યના શુદ્ધ સ્વરૂપને જ્યાં જ્યાં જુએ છે,** ત્યાં ત્યાં પૂજે છે, આવા ઉપાસકોનાં મન પૂર્વ ગ્રહણથી મુક્ત હોય છે.

### (૧૨) કલા અને કૃત્રિમ સૌંદર્ય.

સૌંદર્યના પ્રસાધન માટે કલા છે ખરી; પરંતુ તે સૌંદર્યને કૃત્રિમ ઓપ અર્પે છે.

અલંકાર અને ટાપટીપમાં કૃત્રિમ સાધનોથી તો સૌંદર્યાભાસ સૃજી શકાય છે. બાકી શુદ્ધ સૌંદર્યની પ્રતિમા રૂપ શકુંતલાને આભૂષણોની ક્યારે જરૂર હોય છે !

નૈસર્ગિક સૌંદર્યને કૃત્રિમ સાધનોથી મઢો તોય શું ન મઢો તોય શું !

મૃગનાં નયનમાં કાજળ આંજવા અથવા મોરની ટીલડીમાં રંગ પૂરવાની જરાએ જરૂર છે !

### (૧૩) કલા અને સૌંદર્ય વચ્ચે તાત્વિક ભેદ.

કલા જ્યારે પાંચે જ્ઞાનેન્દ્રિયોનો વિષય છે, ત્યારે સૌંદર્ય માત્ર ચક્ષુરિન્દ્રિયનો વિષય છે.

સૌંદર્યની પ્રકટ સ્થિતિ રૂપ તન્માત્રાના પ્રધાનપણા ઉપર અવલંબે છે.

એક પુષ્પ સુંદર હોઈ શકે: પછી ભલે તે નિર્ગંધ હોય.

ઉનાળાની સ્પર્શ સુખમયી પવનની લ્હેર, ત્વચાને તૃપ્ત કરે; પણ સૌંદર્યમયી તો નજ કહેવાય.

અંધારામાં પીધેલું શર્કરાયુક્ત સ્વચ્છ જળ (મિસરીનો પનો) રસનાને તૃપ્ત કરે, સૌંદર્યયુક્ત ન મનાય.

વીણાનો મધુર અવાજ કર્ણને તૃપ્તિ આપે, રૂઢ પ્રયોગમાં "કેવો સુંદર અવાજ!" એમ બોલાય, પણ સૌંદર્યનો ખ્યાલ ભાગ્યેજ આપે !

### (૧૪) કલાની માનવ હૃદય પર અસર.

ઉત્કૃષ્ટ કલા કોઈપણ ભાવ કે પદાર્થને હૃદયંગમ બનાવે છે. કલામય વસ્તુની છાપ માનવ હૃદયમાં ચિરંજીવ રહે છે.

વસ્તુ જેમ આકર્ષક, જેમ મનોહર, જેમ મોહક, તેમ હૃદય તેના તરફ વહેલું ખેંચાય છે અને તે મોડું ભૂલે છે.

કલાનું આ તત્ત્વ વ્યાપારમા જાહેર ખબરો દ્વારા વારંવાર યોજાય છે.

જ્યાં જ્યાં સાચી કલાનો સ્પર્શ થાય છે, ત્યાં ત્યાં સૌંદર્ય પ્રકટી નીકળે છે, ભાવો ઉભરાય છે, રસનાં પૂર વહ્યાં જાય છે, રસ પાન કરતો માનવ, મત્ત બને છે એને રસબસ થતો આત્મા રસ મસ્તીમાં, મહાસુખ માણતો આનંદે છે.

### (૧૫) કલાકાર અને કલાવિધાન.

કલાવિચાર રૂપે મનમાં સ્ફુરે છે, ભાવના રૂપે નામ રૂપાત્મક બને છે. પ્રતિમા રૂપે યોજાય છે. પછી કલાની યોજના સૂક્ષ્મ હોય કે સ્થૂળ હોય.

કલાના શ્રેષ્ઠ સર્જનમા ધ્યાન–Concentration–એકાગ્રતા; ધારણ–Visualisation મૂર્તિકરણ; સમાધિ–Realisation સાક્ષાત્કાર અને અંતે તદ્રૂપતા–Identity–અભેદ–એ ચારેય વૃત્તિઓ સાચા કલાકારને ઉત્તરોત્તર વધુ ને વધુ અનુભવવી પડે છે.

કલાકાર એ ભાવયોગી છે.

કલાત્મક પરમતત્ત્વમા કલાની ભાવના કરતો તે લીન બને છે.

કલાવિદ્વાનને અંગે ઉત્કૃષ્ટ કલાવિધાયક સ્વત્વ ભૂલે છે, વિશ્વની પરવા કર્યા સિવાય પોતાનુંજ નવું વિશ્વ સૃજે છે, વિશ્વકર્મા પદ પ્રાપ્ત કરે છે.

### (૧૬) કલાવિધાયક અને પ્રજા.

કલાકાર પ્રજાની વૃત્તિઓનો ગુલામ નથી, પરંતુ પ્રજા તેના દ્વારા પોતાની રસવૃત્તિને પોષે છે. કલાવિધાયકનું કામ સ્વતંત્ર કલામય પ્રતિમા સર્વ સમક્ષ ખડી કરવાનું છે. પછી સ્વાગત કે ઉપેક્ષા એ તો પ્રજાની રસજ્ઞતા ઉપર અવલંબે છે.

(૧૭) કલા અને સંસ્કારિતા.

આંતર પ્રેરણાની સુંદરતા અને શુદ્ધિમાં, સંસ્કાર, પ્રથમ સ્થાન ભોગવે છે.

**આંતર પ્રેરણાને અંગે તો જેવા સંસ્કાર, જેવી પ્રેરણા તેવો સંકલ્પ, જેવો સંકલ્પ તેવી ભાવના અને તેથી તેવું તેવું મૂર્ત સ્વરૂપ, આથી કલાને અંગે સંસ્કારિતા પ્રથમ પદ ભોગવે છે.**

(૧૮) કલા અને નીતિ.

સંસ્કાર સર્વના શુદ્ધ નથી હોતા. પૂર્વજન્મનાં સંચિત કર્મફળ અને આ જન્મની દેશ, કાળ અને સ્થિતિ પરત્વે બંધાએલી વૃત્તિ ઉપર સંસ્કારની શુદ્ધિ ઓછી વત્તી હોવાનો સંભવ છે. આથી કલાવિધાનમાં નીતિની મર્યાદા સંસ્કારિતા ઉપર અવલંબે છે.

કલાવિધાનમાં નીતિની મર્યાદા હોતી નથી એમ કહેવું ભૂલ ભરેલું છે. નીતિની મર્યાદાનું ઉલ્લંઘન એ કલાવિધાનમાં એક મહાન અને અક્ષમ્ય દોષ છે.

(૧૯) ઉન્નત સાહિત્ય.

**ઉત્કૃષ્ટ સાહિત્યસર્જનમાં કલાના શુદ્ધ સ્વરૂપનું દર્શન થાય છે.**

આ પ્રકારનું સાહિત્ય જ પ્રજોદ્ધારક બની શકે છે–પ્રજાની જીવન કક્ષાને ઉન્નત બનાવી શકે છે.

પ્રજાની ઉન્નતિ તેના ઉન્નત સાહિત્ય ઉપર અવલંબે છે.

ઉન્નત સાહિત્ય એ પ્રજાના ઉન્નત જીવનની કસોટી છે.

ઓજસ્વી અને નીતિમાન સાહિત્ય જ ઉન્નત સાહિત્યની કક્ષામાં આવી શકે છે.

આત્માની અધોગતિ કરે તે સાહિત્ય ઉન્નત નહિ.

આથીજ કલાના અનીતિમાન સ્વરૂપમાં સાચા સાહિત્ય સેવકો રસિકતા નથી. અનીતિમાન સાહિત્ય શિષ્ટ સાહિત્ય મનાતું પણ નથી.

શિષ્ટ સાહિત્યમાં શ્રેષ્ઠ પદવી નીતિમાન સાહિત્ય સર્જકને અપાય છે.

સાચો સાહિત્યોપાસક પ્રજાને ભવ્ય આદર્શો અર્પે છે, નીતિનાં ઉચ્ચાં ધોરણો બાંધે છે, આત્મામાં ઉન્નત ઉર્મિઓ પ્રેરે છે.

કામદેવને ભસ્મ કર્યા બાદ સૌંદર્યાવતાર પાર્વતી સાથે શંકરનાં લગ્ન થયાં. કાલિદાસે આ વસ્તુદ્વારા પ્રજા સમક્ષ લગ્નનો કેવો વિશુદ્ધ આદર્શ ખડો કર્યો છે ? આથી જ કુમાર સંભવ મહાકાવ્ય છે, કાલિદાસ મહાકવિ છે !

રઘુવંશમાંના આદર્શો પણ શું ઓછાં પ્રગલ્ભ છે–ઓછાં પ્રૌઢ છે ? વિશ્વજીત યજ્ઞ કરીને યતિકંચન બનેલો મહારાજા રઘુ, કુબેરની અલકા સામે ધનુષ્ટંકાર કરવાનું સામર્થ્ય ધરાવે છે, અને દાનને માટે કોટિ મહોરો એકજ ક્ષણમાં વરસાવે છે. છતાં આટલું સામર્થ્ય ધરાવનાર સાર્વભૌમ રાજા, ભોજન કરે છે માટીના પાત્રમાં !

પ્રજાને નરી વિલાસને અર્થે ધન ભેગું કરવામાં રઘુના વંશજોએ પણ મહત્તા નથી માની. પ્રાતઃસ્મરણીય રામચંદ્ર એજ રઘુકુળના શિરોમણિ છે ! કુલાચારની પરંપરા જાળવી "રઘુવીર"નું બિરદ પ્રાપ્ત કરનાર આવો ભવ્ય આદર્શ આદિ-કવિ વાલ્મિકિએ પણ વિસ્તાર્યો છે ! રામાયણ એથીજ રાષ્ટ્રગ્રંથ છે !

ભવ્ય આદર્શો રજુ કરનાર મહાકવિ કાલિદાસ તેથીજ રાષ્ટ્રકવિ છે.

ઉન્નત આદર્શો પ્રૌઢ શૈલિથી રજુ કરવાની તેની ભવ્ય કલાએ કાલિદાસને સમસ્ત ભારત વર્ષનો કલાધર બનાવ્યો અને યુગ યુગનાં નરનારીઓએ તેને પ્રેરણા રૂપે પૂજ્યો.

## (૨૦) ગુજરાતી સાહિત્ય.

સંસ્કૃત-સાહિત્યની શિષ્ટતાની છાપ ગુજરાતી સાહિત્ય ઉપર થોડી ઘણી ચાલી આવી છે. ગુજરાતનો મહાકવિ પ્રેમાનંદ પોતાનું મહાકવિ પદ પ્રજા સમક્ષ પોતે રજુ કરેલા આદર્શોની શુદ્ધતાદ્વારા સાર્થક કરે છે.

મહાકવિ પ્રેમાનંદની કૃતિઓમાં સૌંદર્ય ઉભરાય છે, કલા નીતરે છે, છતા નીતિનું સ્થાન ગૌણ નથી.

જેમણે જેમણે નીતિની મર્યાદા ઉલંઘી છે, તેમની કૃતિઓ ભલે ચમત્કૃતિમય અને મોહક હોય, છતાં તેમને સાહિત્ય શિરોમણિ પદ શિષ્ટ જનોએ નથી આપ્યું.

દરેક સાહિત્યમાં જાણ્યે અજાણ્યે આ શિષ્ટાચાર ચાલતો જ આવ્યો છે.

કલાની આ દૃષ્ટિ આધુનિક સાહિત્યમા ઓછી જળવાય છે. હાલનો પ્રવાહ નિરંકુશ બન્યો છે. કલામાં નીતિને સ્થાન હોવુંજ જોઈએ એમ માનનારાઓની સંખ્યા ઘટતીજ જાય છે, પાશ્ચાત્ય વિષનું આ પરિણામ છે.

આજે તો વિચાર-સંકરતાનો યુગ છે. અભારતીય દૃષ્ટિબિંદુને ભારતીય વિશિષ્ટતા ગુમાવ્યા સિવાય પચવીને ભારતીય આદર્શોને અનુકૂળ શ્રેણીમા મુકાય તે સર્વ પ્રકારે ઇષ્ટ જ છે. પરંતુ જ્યારે પારકી સંસ્કૃતિનાં પડ જેમનાં તેમ આપણી સંસ્કૃતિ પર ચડાવી સંસ્કારિતાને નષ્ટ કરી નાખવા સુધીના પ્રયાસો કરી નાખવામાં આવે ત્યારે તો વિદ્વાન વિવેચકોએ ઉલતરણ થવું જરૂરી ભાસે છે.

સ્વ. મણિલાલ નભુભાઇ દ્વિવેદી પછી ગુજરાતી ભાષામાં તેવા વિવેચકો કેટલા થયા છે?

## (૨૧) કલાની ભયંકરતા,

કલા જેટલી સુંદર-તેટલી-ભયંકર છે. કલામા હૃદયને વશ કરવાની મહાશક્તિ હોવાથી વશીકરણની અસર નીચે પ્રજા ઉન્નત કે અવનત બને છે.

આથીજ અનીતિમય કલા, વિશુદ્ધ પ્રજા જીવનને ભસ્મીભૂત કરવા હલાહલ વિષની ગરજ સારે છે.

## (૨૨) કલામય સાહિત્ય.

કાવ્ય ઇત્યાદિ કલામય સાહિત્યમાં પ્રેરણાનો પ્રવાહ પ્રબળ હોય છે. આવા સાહિત્યનો સંદેશ હૃદયમાં સાંસરો પેસી જાય છે, ચિત્તમા ચોટી જાય છે, રગેરગે વ્યાપી જાય છે, જીવનમાં નવીન જ્યોતિ જગવે છે.

ધર્માચાર્યો, વક્તાઓ, પેગંબરો અને પ્રજાનેતાઓ પ્રેરણાત્મક સાહિત્યનો ઉપયોગ વિશેષ કરે છે.

## (૨૩) શાસ્ત્ર કે વિદ્યા અને કલા.

પદ્ધતિસરનું જ્ઞાન-શાસ્ત્રીયજ્ઞાન તે તે વિદ્યા. ક્રિયામાં મુકાએલી વિદ્યા તે કલા.

સર્વ વિદ્યા ક્રિયાત્મક નથી. પરંતુ સર્વ કલા વિદ્યા મૂલક છે.

કલા એ કેવલ અકસ્માત્ નથી. કલા એ પદ્ધતિસર જ્ઞાનનું મૂર્ત સ્વરૂપ છે.

## (૨૪) લલિતકલા ત્રિપુટી.

સંગીત, કાવ્ય અને ચિત્ર એ લલિતકલા તરીકે ઓળખાય છે.

કાવ્ય રસ પ્રસાધન છે, ચિત્ર ભાવપ્રધાન છે. સંગીત ગેયતાપ્રધાન છે.

ત્રણેયનું અંતિમધ્યેય આનંદ છે. ચિત્ર ઇંદ્રિયગ્રમ્ય પ્રતિકો આલેખે છે, જ્યારે કાવ્ય અતીંદ્રિય પ્રદેશોમાં પણ ઉડ્ડયન કરી શકે છે. સંગીતમય કાવ્ય ગેયતાદ્વારા ઉર્મિઓ જગવે છે, રસ પ્રકટાવે છે.

આ લલિતકલા ત્રિપુટી માનવભાવોને કોમળ બનાવે છે, રસવૃત્તિને જગવી માનવ જીવનને રસમય કરે છે.

કલા તરીકે સંગીત અને ચિત્રનો મુખ્ય ઉદ્દેશ આનંદ ઉપજાવવાનો છે. કાવ્ય, સંગીત અને ચિત્ર કરતા પણ આગળ વધે છે.

તે ' સત્ ' વસ્તુનું જ્ઞાન કરાવે છે, ' ચિત્ ' ના વિકાસદ્વારા માનવ હૃદયને જ્ઞાનનો રસ ચખાવે છે, ' આનંદ ' નું ભાન કરાવી ' સચ્ચિદાનંદ ' નો અનુભવ કરાવે છે. દિવ્ય પ્રેરણાત્મક કાવ્યોમા જ આ સામર્થ્ય હોય છે.

## (૨૫) સાહિત્ય અને શિલ્પ.

સર્જનનું સ્થૂલ રૂપ તે શિલ્પ સૂક્ષ્મ રૂપ તે સાહિત્ય.

શિલ્પ માત્ર ઇંદ્રિયગમ્ય પ્રતીકો આ લેખે છે. સાહિત્ય અતીંદ્રિય પ્રદેશોમા પણ ઉડ્ડયન કરી શકે છે.

સાહિત્યમા મનોભાવની ગૂંથણી કરવાના વિશાળ સાધનો છે. શિલ્પમા તો માત્ર મનોવિકારની પ્રકટ છાયાને જ સ્ફુટ કરવાનું સામર્થ્ય છે. મનોમંથનની વિવિધ કોટિઓની પરિસ્થિતિઓને વ્યક્ત કરવાની શક્તિ શિલ્પની નથી, જ્યારે સાહિત્યમા માનવ સ્વભાવ અને માનસનાં સૂક્ષ્મ ચિત્રો આલેખવાના પ્રથમ સાધન છે.

## (૨૬) શિલ્પ અને ચત્રકલા.

શિલ્પની તુલનામા ચિત્રકલા વધુ લલિત અને કોમળ ભાવોને પ્રકટ કરી શકે છે.

ચિત્રકલામા માનવ ભાવોને વ્યક્ત કરવાની અમૂલ્ય તક સ્વલ્પ પ્રયાસે અને અલ્પ વ્યયથી મળી શકે છે. નૈસર્ગિક સૌંદર્ય આલેખવાની ખૂબી ચિત્રકલામા સંપૂર્ણ રીતે ખીલી ઉઠે છે.

ચિત્રકારની પીંછી વિવિધ રંગો વડે ચિત્રપટ ઉપર જેટલી ઝડપથી, જેટલા ઓછા શ્રમે, અને જેટલી સુંદરતાથી ભાવોની સૂક્ષ્મતા અને પ્રાકૃતિક સૌંદર્ય ઉતારી શકે છે, તેટલીજ સુગમ-તાથી તેટલીજ સંપૂર્ણતાથી તેટલીજ ઝડપથી, શિલ્પના ટાંકણા તેવા ભાવો અને તેવું સૌંદર્ય વ્યક્ત કરી શકતા નથી.

આમ છતા, ચિત્ર કરતા શિલ્પની એક વસ્તુમા વિશિષ્ટતા છે. ચિત્રને જ્યારે ભાવ પ્રકટ કરવા માત્ર રેખાચિત્રોમા રંગ પૂરીનેજ સંતોષ માનવો પડે છે, ત્યારે શિલ્પ આબેહુબ અને સજીવનસમ ( Life-life ) પ્રતિમા દ્વારા સૌંદર્યની પ્રતિકૃતિ માનવ જગતને ચિરકાળને માટે અર્પી શકે છે. વસ્તુતઃ ચિત્ર પણ શિલ્પજ છે !

## (૨૭) પૌરાણિક ભાવ પ્રતિમાઓ.

આપણા શિલ્પની કલ્પનાને પુરાણોએ સારો વેગ આપ્યો છે. આપણું ચિત્ર સાહિત્ય પુરાણોથીજ સમૃદ્ધ બન્યું છે. ચિત્રકાર શિરોમણિ રાજા રવિવર્મા અને મહારાષ્ટ્રીય ચિત્રકાર ધુરંધરે એ મહાપૌરાણિક ભાવપ્રતિમાઓનું બહુજ રમણીય પ્રકટીકરણ કર્યું છે.

આપણા સ્થાપત્ય, શિલ્પ અને ચિત્રમા ધાર્મિક ભાવના અગ્રસ્થાન ભોગવે છે. ભારતીય કલાકારનું હૃદયજ ઉન્નત ભાવનાઓથી ઉભરાતું આવ્યું છે.

તંત્રકાળના શિલ્પમા, ચિત્ર સાહિત્યમાં અને સ્થાપત્યમા અશ્લીલ તત્ત્વ દાખલ થવા પામ્યું છે, છતાં શિષ્ટ જનોએ સમજીનેજ તેની ઉપેક્ષા કરી છે.

આપણું શિલ્પ સાહિત્ય-ચિત્ર સાહિત્ય દેવ દેવીઓની મૂર્ત કલ્પનાથી ઉભરાય છે.

એ કલાવિધાનમા ધર્મપ્રેરણાનો પાયો છે.

પુરાણા કાળથી " ધારણા " ( Visuation ) ને ધાર્મિક દૃષ્ટિએ મહત્ત્વનું સ્થાન અપાતું આવ્યું છે. ધારણાના સાધનને માટેજ પુરાણોએ ઉભી કરેલી અનેક દેવ દેવીઓની ભાવ પ્રતિમા આજે પણ સેંકડો હિંદુઓ અનેક વિધ રૂપે સેવે છે. દેવ મંદિરમાં દર્શન કર્યા બાદ મંદિરનેજ ઓટલે બેસી પવિત્ર મૂર્તિનું ધ્યાન કરી અંતરમાં તે મૂર્તિને ખડી કરવાનો-"ધારણા" બાંધવાનો ઇષ્ટ પ્રયાસ આજે પણ અનેક ભક્તો આદરે છે. પુરાણોની ભાવપ્રતિમાઓથી મૂર્ત થએલી અનેકવિધ પ્રતિમાઓએ કેટલાંએ માનવને "ધારણા"નો કઠિન વિષય સરળ કરી આપ્યો છે.

બ્રાહ્મણો સંધ્યોપાસનામા અક્ષરસૂત્ર અને કંડલુ જેના હસ્તમાં છે એવી, હંસ ઉપર વિરાજતી, સૂર્ય મંડળમાંથી ઉતરી આવતી, ભગવતી ગાયત્રીનું ધ્યાન આજે પણ પ્રતિદિન કરતા આવે છે.

આ દરેક મૂર્ત કલ્પનામાં રહસ્ય છે. સગુણ ધ્યાનને અંગે એ કલા ઉપયોગી છે. ધાર્મિક ભાવનાને તે દૃઢ કરે છે. ચિત્તવૃત્તિનો એક દેશમાં નિરોધ કરે છે અને એ રીતે આત્મ સાક્ષાત્કારનો માર્ગ સહેલો બનાવે છે.

ટુંકામાં ધારણા માટે સૂઝેલી આ પૌરાણિક ભાવપ્રતિમાઓએ આપણા શિલ્પીઓ અને ચિત્રકારોને પુષ્કળ ખોરાક પૂરો પાડ્યો છે.

શિલ્પસાહિત્ય અને ચિત્રસાહિત્યની વધુ ચર્ચામાં ન ઉતરતા માત્ર એટલુંજ કહેવું બસ થશે કે એ બંને સાહિત્યમાં આત્માને ઉન્નત બનાવનારાં કલામય તત્ત્વોને જ વધુ પોષવામા આવ્યાં છે.

પુરાણોએ મૂર્ત કરેલાં શ્રી અને સરસ્વતીના સ્વરૂપ કેવા મોહક છે! બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વરનાં સ્વરૂપ કેવાં અદ્‌ભુત કલ્પ્યાં છે! આ કલ્પનામાં ગૂઢ વિચારની સાથે સંપૂર્ણ કલાનાં તત્ત્વો નીતરતાં નથી શું?

## (૨૮) સાહિત્ય અને કલાનાં વિવેચન.

સાહિત્ય અને કલાનાં વિવેચન ગુજરાતી ભાષામા પદ્ધતિસર થતાં ઘણાં ઓછાં જોવામાં આવે છે.

આના અનેક કારણો છે. વિવેચકો સાહિત્ય અને કલાની શાસ્ત્રીય દૃષ્ટિના કાતો પૂરતા અભ્યાસી નથી હોતા અથવા તેવા અભ્યાસથી તદ્દન વિમુખ હોય છે.

ઉપક્રમ, ઉપપત્તી, અપૂર્વતા અને ફલની દૃષ્ટિએ ( उपक्रमोपसंहारावभ्यासोऽपूर्वता फलम्। अर्थवादोपपत्ती च लिङ्गं तात्पर्य निर्णये ॥ ) સાહિત્ય વા કલાની ચર્ચા થોડીજ થાય છે.

વર્તમાનપત્ર કે માસિકોના તંત્રી મહાશયોની પાસે સમાલોચના માટે વિવિધ પ્રકારનું સાહિત્ય આવે છે. આ સાહિત્યને સમજીને વાંચે અને તેની શાસ્ત્રીય સમાલોચના કરી શકે તેવા બહુ શ્રુત તેમજ વિદ્વાન સમાલોચકોની આજકાલ ખોટ હોવાથી તેમજ કેટલાક દાખલાઓમાં ખુદ તંત્રી મહાશય જ મર્યાદિત શક્તિઓવાળા હોવાને સબબે ગ્રંથોની સમાલોચના યદ્વાતદ્વા લખી નાખે છે! આથી ગ્રંથની યોગ્યતાની તુલનાનું કામ અધુરૂંજ રહે છે. અને ગ્રંથકારને પુરસ્કારમાં અયોગ્ય ટીકા દ્વારા હડહડતો અન્યાય મળે છે. ગ્રંથની અયોગ્ય ટીકા સમજહીન સમાલોચનાને લીધે ગ્રંથકારને જાહેર દૃષ્ટિએ અનેક વિધ હાડમારીઓ ઉભી થાય છે.

સાહિત્ય તેમજ કલાને અંગે વિવેચનની ખામી આટલેથી અટકતી નથી. સાહિત્ય અને કલાના ગ્રંથો ઉપર લાંબા લાંબાં વિવેચનો પ્રકટ કરનાર તંત્રી મહાશયોનાં સામયિક પ્રકાશનોજ અનેક ખામીઓથી ભરપૂર હોય છે.

માસિકોમાં ચિત્રો કાંતો ઉછીનાં આણેલાં અથવા કોઇ અણઘડ ચિત્રકાર કે જે દેશ, કાળ અને સ્થિતિની મર્યાદા ચિત્રરેખામાં પદેપદે ચૂકી જતો હોય, તેના દ્વારા ચિત્રો તૈયાર કરાવી પ્રકટ થાય છે.

રાજા રવિવર્મા ને ધુરંધર, ગુજરાતી ચિત્રકારો નથી. ગુજરાતમાં ચિત્ર સાહિત્યની હજી તો ઉષા છે. હાલના આશાભર્યા ચિત્રકારો હજી દર્યોટી કેળવશે ત્યારે કેળવશે, હાલ તો ગુજરાતમાં ચિત્રકલાના સિદ્ધહસ્ત કલાધરની ભારે ખામી છે.

ગુજરાતનું શિલ્પ પણ દયાજનક સ્થતિમાં છે. અનેકવિધ લક્કડ અને પત્થરમાં થતું કોતરકામ, પુરાણોની કલ્પનામાંથી સરજાએલી ભાવમૂર્તિઓનું પ્રતિમાલેખન, મીનાકારી અને વસ્ત્રોપરની વિવિધ ભાત એ સર્વ હવે લુપ્તપ્રાય દશામાં છે.

સંગ્રહસ્થાનોમાં કે પુરાણી આલીશાન ઇમારતોમાં રહ્યું સહ્યું જે જોવામાં આવે છે તે ઉપરથી કલાને ખાતર કલાનો અભ્યાસ કરી સૂક્ષ્મ અવલોકનો દ્વારા વિવેચનનાં ધોરણો બાંધી કલાની ચર્ચા કરવાનું કામ કયા વિદ્વાને હાથમાં લીધું છે?

એવું પણ બને કે સારા સારા વિદ્વાનો ન ચાલ્યેજ અમુક અમુક સારા ગ્રંથોનાં વિવેચન હાથપર લે છે. વિદ્વાનોનો પણ વાડો બંધાયો છે. આ વાડાની બહારના ગ્રંથકારને તેવા વિદ્વાનો તરફથી વિવેચન માટે સમાલોચના માટે મોકલેલા સારા ગ્રંથના પુરસ્કારમાં ઉપેક્ષાનીજ આશા રાખવી પડે છે. આવી દશામાં વિવેચન સાહિત્ય કયાંથી ખીલે!

આપણી રંગભૂમિની તો કાંઇ વાતજ કરવાની નથી. નાટયશાળાના સંચાલકની સૂચનાને અવલંબી પ્રજાની નીચ વૃત્તિઓને પોષક એવી અનેક વસ્તુઓ નાટયની વસ્તુ ગૂંથણીમાં, નાટયના સંગીતમાં કે નાટયના અભિનયમાં નાટકશાળાના કહેવાતા "કવિ"ઓને દાખલ કરવી પડે છે. નાટયકલાનું આ રીતે અધઃપતન થઇ રહ્યું છે. આવાં નાટકોની કે તેવાં નાટકો લખનાર વા ભજવનારની નીતિનાં લક્ષણધોરણોએ જાહેરમાં કડક ચર્ચા ભાગ્યેજ થવા પામે છે. આથી નાટયકલા અને અભિનયકલાનું આ મહત્વનું ક્ષેત્ર નિરંકુશ બનતું જાય છે અને પ્રજાની નીતિનું વિનાશકતત્ત્વ સ્વચ્છંદે-પ્રચાર પામ્યાંજ કરે છે. "સીનેમા" સંબંધે પણ બીજું શું કહેવાનું હોય?

## (૨૯) સ્થાપત્યકલા અને સાહિત્ય.

વસ્તુતઃ સ્થાપત્ય એ, શિલ્પનું એક અંગ છે.
સ્થાપત્યનો મુખ્ય હેતુ, શરીરને સુખ આપવાનો છે;
સાહિત્યનો મુખ્ય હેતુ, શ્રોત્રદ્વારા આનંદ આપવાનો છે.

સ્થાપત્યમાં સાહિત્યની માફક અતીંદ્રિય ભાવોનું પ્રકટીકરણ નથી હોતું. છતાં સ્થળની રમણીયતા અને રચનાની ખૂબીને લીધે સ્થાપત્યમાં વિવિધ યંત્રો માનવહૃદય ઉપર ભવ્યતાની, શાન્તીની, પવિત્રતાની, સૌંદર્યની કે ચમત્કારની અવર્નવી છાપ પડે છે.

## (૩૦) સ્થાપત્ય અને સ્થપતિઓ.

સ્થાપત્યનો મુખ્ય ઉદ્દેશ સુખના સાધન સૃજવાનો છે.

માનવના માર્ગમાં કુદરતે ઉભી કરેલી મુશ્કેલીઓને દૂર કરવાની, વિચારણાથી સ્થાપત્યકલાની શરૂઆત થાય છે.

પ્રથમ ટાઢ, તડકો અને વરસાદથી બચવા માનવે-ગુહાઓ, સગવડતાથી રહેવાય તેવી બનાવી. આમાંથી ક્રમેક્રમે સ્થાપત્યકલાનો વિકાસ થતાં માનવકલ્પનાએ ભવ્ય પ્રસાદો રચ્યા.

આ સમયે સ્થપતિઓના જુદા જુદા વર્ગ બંધાયા અને કામની વહેંચણી થઈ.

સુથારે લાકડાં ઉપર કલા અજમાવી, સલાટે પત્થર ઉપર કલાપીઠ આરોપી, ચિત્રકારે રેખાચિત્રો અને રંગે દ્વારા કલ્પનાવિહાર શરૂ કર્યો. ધીમે ધીમે વિવિધ ધાતુકામના જાણકાર શિલ્પીઓએ સ્થપતિઓને યોગ્ય મદદ આપી.

સ્થપતિએ ચક્ષુરિન્દ્રિયના રૂપ વિષયની તૃપ્તિ અર્થે શિલ્પ અને ચિત્રનો ઉપયોગ કરી ચમત્કૃતિમય કોતરકામ અને મીનાકારીદ્વારા પ્રસાદની શોભા વધારી.

સ્પર્શેન્દ્રિયના સુખને માટે જલયંત્રોમાંથી ઉડતી અને પોતાની શીકરથી વાયુલહરીને શીતળ બનાવતી જલધારાની યોજના કરી. સાથે સાથે શીતળ અને સુગંધિ વાયુ સતત ચાલુ રહે તે માટે ઉદ્યાનોની રચના કરી.

શબ્દ સુખને તૃપ્ત કરવા મેના પોપટના પીંજર લટકાવ્યાં. નાનાં ઝરણાંઓ ખળખળ વહી શકે તેવી કૃત્રિમ ખડકોવાળી ઉચ્ચનીચ ભૂમિકાઓ સુજાવી.

રસેન્દ્રિયને પોષવા માટે ભોજન પકાવવાનાં વિવિધ સાધનો અને ધાતુનાં વાસણો નિર્માણ કર્યાં.

તોયે સ્થપતિ થાક્યો નહિ ! હજીયે તેને તો વિશ્વકર્માપદ પ્રાપ્ત કરવું છે ! આથી સ્થાપત્ય-કલા હજુયે વિકસતી જાય છે !

### (૩૧). અનેકવિધ કલાઓ.

માનવ જીવનને સુખી બનાવવાં અને માનવમાનસને સંતોષવા અનેક કલાઓ માનવ-કલ્પનાએ સૃજી છે. તેવી અસંખ્યેય કલાઓથી ચોસઠ કલાઓનાં નામ પુરાણકાળથી ભારત-વર્ષમાં પ્રિય થઇ પડયાં છે. આપણા પ્રસ્તુત વિષયને અંગે એ સર્વની વિષયવાર ચર્ચામાં ઉતરવું ઇષ્ટ નથી.

### (૩૨) વાર્તા અને કથાસાહિત્ય.

કથાવાર્તાનું સાહિત્ય કલાનું એક અણમોલું અંગ છે. આ અંગ ગુજરાતીમાં સુંદર રીતે ખીલેલું છે.

વાર્તાવિસ્તારમાં શબ્દ–ચાતુરી અને અભિનય વડે રસની જમાવટ કરી, મોહક રીતે વાર્તાઓ લલકારી, શ્રોતાવર્ગને ચિત્રવત કરી દેનાર કુશળ ભાટ અને વિદ્વાન ચારણો હજી ઘણાએ મોજુદ છે.

કોઇ કુશળ ચારણની વાર્તામાં ઘોડાના પગના ડાબલા વાગતા કાને સંભળાય, યુદ્ધની ઝપાઝપી અને શસ્ત્રોનો ખણખણાટ તાદૃશ્ય ખડો થાય, ઊંટ કે સર્પની ગતિનું આબેહુબ વર્ણન થાય, નવેસરની જમાવટ ઉત્તરોત્તર વધતી અને ક્રિયા તથા વસ્તુના ગુંફનમાં શ્રોતાઓ દેહનું ભાન ભૂલી જાય ! રસઘુંટડા પીવામાં પીરસ્યાં ભોજન ઠંડા થતાં હોય અને ઠકરાણાં ડેલીએ 'બાપુ' ને બોલાવવા મોકલે, પણ ચારણની ચાલતી વાર્તામાંથી 'બાપુ' ન હાલે કે ચાલે !

ધાર્મિક ઉપદેશોને અંગે કથાસાહિત્ય કાંઇ ઓછું રસપાયી નથી. ઝર્રીદિઆ' ડાવે ચહેરીને, ભરબજારે માણ ગોઠવી, કેડે ખેસ વીંટી, વીરાસનવાળી, બુલંદ અવાજે, ભીમસેનનું અદ્દભૂત પરાક્રમ વર્ણવતા વ્યાસજી, અભિનય સાથે જે વખતે રસની જમાવટ કરતા માણ ખખડાવે છે, અને વીરરસના જુસ્સામાં માણ ઉપર થાપટ ઉપર થાપટ લગાવતાં અસ્ખલિત–વાગ્ધારાથી શ્રોતાઓના મન જે વખતે મુગ્ધ કરે છે, તે વખતે કથાસાહિત્યનું કલાત્મક સ્વરૂપ આબે-હુબ ખડું થાય છે !

હરિદાસની કથાને અંગે પણ કલાનો આવિષ્કાર ઓછેવત્તે અંશે તેવોજ થાય છે.

હરિદાસ અને માણભટ્ટની કથાઓ એ સામાજિક કેળવણીનું એક મહત્ત્વનું અંગ છે. કથાસાહિત્ય એ તો જન–સમાજમાં અજ્ઞાનની સામે સતત લડત ચલાવનારી જુગજુની જંગમ વિદ્યાપીઠ છે

## (૩૩) કલા એ તો કામદુધા છે !

કલા એ તો કામદુધા છે. તેની છાયામાં બેસી જેની ભાવના કરો તેની ભાવના મૂર્તિ-સ્વરૂપે ખડી થાય છે. કલાને સેવી જાણનાર પ્રજા પોતાનાં સ્વપ્નોને સાચાં ઠેરવે છે, પોતાના આદર્શો સિદ્ધ કરે છે.

કલાને નીતિની મર્યાદા હોય તો તે અમૃત છે. નીતિવિહીન કલા હળાહલ વિષ કરતાંયે ભુંડી છે.

સત્કલાનો વિજય હો !

## આ કલામીમાંસાનો પુષ્ટિમાર્ગ સાથે સંબંધ.

આ લેખ વાચના પહેલાં આની પહેલાંનો " કલા એ પ્રભુનું સ્વરૂપ છે." એ લેખ વાંચી જવાની ભલામણ છે.

આ કલામીમાંસાનો લેખ ભાઇ સુંદરલાલ નાથાલાલ જોષી વિરચિત છે. તેઓ એક સુંદર અભ્યાસક, તત્ત્વજ્ઞાની, સ્નેહી અને મીમાંસક છે. અમારા એક મિત્ર છે અને મિત્ર તરીકે તેઓ અવારનવાર આવા લેખો લખી વાંચકોને પોતાના તત્ત્વજ્ઞાનનો અનુભવ આપવાની ઇચ્છા ધરાવે છે. તેમનાં માતુશ્રી પંચપીઠાધીશ્વરના અનુયાયી ભાવુક મરજાદી વૈષ્ણવ હતાં, તે તત્ત્વ ભાઇ સુંદરલાલમા પણ પ્રકટ દેખાય છે. આ મીમાંસામાં ઠેરઠેર સ્વાભાવિક રીતેજ વારસામાં ઉતરેલું પ્રેમતત્ત્વ જોવામાં આવે છે. ચોથા પેરામા નામ અને રૂપની ભાવનામાં–શ્રીમહાપ્રભુજીનું મંગળા-ચરણ દૃષ્ટિગોચર થાય છે.

नमो भगवते तस्मै कृष्णायाद्भुतकर्मणे ॥

नामरूपविभेदेन जगत् क्रीडति यो यतः ।

આ મંગળાચરણ અનુસાર તેઓ કલાની ભાવના સમજાવે છે જ્યારે આખો પુષ્ટિમાર્ગ ભાવપ્રધાન માર્ગ છે. પુષ્ટિભક્તિમાર્ગનો અર્થજ એક દિવ્ય કલામય માર્ગ. તે સમજવા માટે આજ અંકનો આ લેખ પહેલાનો "ઉત્તમ કલા એ પ્રભુનું સ્વરૂપ છે." એ વાચી જવાની વિનતિ છે. નવમા પેરામાં તેઓ પાંચ ઇન્દ્રિયોની તન્માત્રા સમજાવે છે, અહીં તો ઇન્દ્રિયોની તન્માત્રાઓ પ્રભુના અનુભવ માટે વ્યાપારવાળી બની રહે છે. દશમામાં કલા એ વિહાર સ્થાન છે એમ લખે છે. ખરેખર, વ્રજવિહારી શ્રીકૃષ્ણનો આ ભક્તિમાર્ગ કલાનું અને કલાકારનું તથા પ્રભુનું વિહારસ્થાન છે. સુંદરતા માત્ર સ્વરૂપનેજ માટે વર્પરાય છે એમ નહિ પણ તે તે ઇંદ્રિયોને તે તે પ્રકારનું સુખ મળતાં સુદર શબ્દ વડે શણગારાય છે અને તે તે ઇંદ્રિયજન્ય આનંદનેજ અવલંબીને ઉચ્ચારાય છે. ચૌદમા પેરામાં કલા પ્રત્યેની આસક્તિ ખતાવે છે. કલા અને આસક્તિ જુદાં નથી ને સાચી આસક્તિ અને કલા પ્રભુનું જ સ્વરૂપ છે, એ તલ્લીનતાએ દર્શાવે છે. સાચો કલાકાર કલા પ્રત્યેની તલ્લીનતમાં સ્વત્વને ભૂલે અને એ સ્વત્વ ભૂલવામાંજ કલાની ખીલાવટ છે. સોળમા પેરામાં કલાકાર પોતાની કળા ખીલવે છે તે દ્વારા પ્રજા પોતાની રસવૃત્તિને યોગ્યતા પ્રમાણે પોષે છે. શ્રીમહાપ્રભુજી એક મહાન કલાનિધિ છે. એઓશ્રીએ સંગીતકળા, સૌંદર્યકળા, ચિત્રકળા, ગૂંથણકળા, શીવણકળા, સુગંધિની કળા, સામગ્રીની કળા એમ અનેક કળાઓને પ્રકટ સ્વરૂપ આપ્યું છે. કલાવિંદોજ તેનો લાભ લે છે, જ્યારે નીરસો વૈભવનો આક્ષેપ કરી આ કલામય ઉન્નત માર્ગને ચાખતાં ન આવડવાથી નિંદે છે. કલા એજ એક નીતિ છે. જ્યાં કલાકાર કલામાં તદ્રૂપ છે ત્યાં નીતિ અનિતિનો પ્રશ્નજ નથી, કલાકાર વિશ્વમાં રહીને આકાશની અગાશીનો વિહારી છે. સાચા અનુભવી કલાકારની કૃતિ એજ નીતિ છે. જ્યાં કલાકારની કલામાં કૃત્રિમતા છે ત્યાંજ નીતિ-અનીતિના પ્રશ્નો ખડા

ખડા રહે છે. ખરી રીતે કલા અને કલાકાર નીતિમાનજ છે. વીસમા પેરામાં પાશ્ચાત્ય પ્રજાઓએ સંસર્ગે અને સ્વાર્થે આપણી કલાઓને મારી નાંખી છે, તેઓની કેવળ કૃત્રિમ અને સ્વાર્થી કલાઓએ દેશની કલાને ભસ્મીભૂત કરી છે, એ સ્પષ્ટ કહેવાનું લેખક ચુકયા નથી. આર્ય સંસ્કૃતિ કેવળ કલામય છે તેની કલામયતા પાશ્ચાત્ય પ્રજાઓએ કચડી નાખી છે, એ સત્યજ છે. ચોવિસમામાં લલિત કલાની ત્રિપુટી આપે છે તેમાં સંગીત કાવ્ય અને ચિત્ર એ ત્રણ વસ્તુ આપે છે એ ત્રણેય પુષ્ટિમાર્ગીય સેવાના સ્તંભ સમાન છે. એ કલાની ખરી ખીલાવટ આજ માર્ગમાં છે. કલા પ્રભુનાજ સંબંધે દીપે છે. મૂર્ત પ્રભુનાં સ્વરૂપો અને મંદિરોની રચનાઓમાં શિલ્પ મુખ્ય વસ્તુ છે. અહીં તે કલાને પણ પૂર્ણ માન છે. આપણી સર્વ કલાઓ ધર્મ પ્રધાન છે, તેનું સ્પષ્ટીકરણ સત્તાવીસમા પેરામાં કર્યું છે. અને મૂર્તિ દર્શનનું રહસ્ય પણ કંઇક ધારણાનું વિવેચન કરી સમજાવ્યું છે. નાટય શાસ્ત્ર ધર્મપોષક અને નીતિમાન જોઇએ, હાલ અહીં તેવું નથી. ગાંધારી જેવી સતી એક પાડવ લીલાના નાટયમાં ધૃતરાષ્ટ્રને ધક્કો મારે એવી કૃત્રિમ નીચતા પણ મેં જોઇ છે, અને જાઇને એ લીલા બંધ કરાવી છે. નિરીક્ષકોને હસાવવા આવાં સતીરત્નોને ઉતારી પાડવાના પ્રયાસો નાટયપ્રયોગોમાં થાય છે તે અક્ષમ્ય છે. આગળ સર્વ કલાના સર્જનની શરૂઆતથી સમાલોચના કરી છે, તે ઘણી સુંદર છે, અને તે સર્વ કલાઓની પૃથક્ પૃથક્ સમાલોચના કરી છે. છેવટે કથા સાહિત્યની સમાલોચના છે. તેમાં તો આ માર્ગની બલિહારી છે. અહીં કથા સાહિત્ય એવું પ્રબળ છે કે પ્રભુની વાર્તામાં તલ્લીનતામાં દિવસોના દિવસોની ખબર ન પડે. એક અનુભવી વાર્તાકાર વાર્તામાં સર્વેને એવાં તો રસબસ કરે છે કે સમયનું અને સ્થિતિનું એ ભાન શ્રોતા અને વક્તાને નથી રહેતું. બન્ને એ કળાની રસિકતામાં ડુબી જાય છે. ૭ ૭ દિવસ સુધી દેહાતીત દશાઓ ભોગવી ભાન આવતાં ૭ દિવસના સમયને ક્ષણિક કરી નાખે છે. આ બાબત સમજવા આમાંનો શ્રીસુબોધિનીનાં સૂત્રોનો લેખ વાંચવા મારી વિનતિ છે. ભાઇ સુંદરલાલનો સાહિત્ય પરિષદનો આ લેખ ઘણો ઉત્તમ છે. વારંવાર વાંચી મનન કરવા જેવો છે. લેખક જાતે પણ કલાકાર છે. અમે તેમને સાંપ્રદાયિક સાહિત્ય નીરખવાની ભલામણ કરીએ છીએ, અને તેમના હૃદયના સ્વતંત્રતાના અને સ્નેહના અનુભવે જણાય છે કે પુષ્ટિમાર્ગનો અભ્યાસ તેમને પૂર્ણ પુર્તિ આપશે. તેમના કલાના સર્જનમાં એ જ્ઞાન પ્રમાણની અને પુષ્ટિભક્તિમાર્ગના શ્રેષ્ટત્વની ભાવના પ્રેરાશે. અસ્તુ.

---

## “वैष्णवोनी नित्य चिंतननी नोंध.”

(લેખકઃ—શાહ હીંમતલાલ ભોગીલાલ મુ. સાવલી.)

૧. આ સઘળું જગત્ પ્રભુમય હોઇ તે પ્રભુની લીલા (ક્રીડા કરવા)નું સ્થાન છે.

૨. દયાળુ પ્રભુ એ આપણા સર્વને માટે દરેક વસ્તુ તૈયાર જ રાખેલી છે અને તે પ્રભુની કૃપા એજ પુષ્ટિ સિદ્ધાંત છે.

૩. આપણા સર્વની દરેક પ્રકારની ચિંતા કૃપાળુ પ્રભુનેજ છે માટે કંઇ પણ ચિંતા કરવી નહિ.

૪. આપણે કંઇ પણ કરવાને સમર્થ નહોતાં નિમિત્ત રૂપ જ છીએ.

૫. અહંતા મમતા તજી નિસ્વાર્થપણે પ્રભુશરણ સ્વીકારી દરેક ઉદ્યમ કરવો, અને સદાચારવિચારથી તેમ સત્યશીળ થવું

૬. સંસાર મિથ્યા સમજી લૌકિક વૈદિકની ચિંતા ત્યાગી વ્યવહાર કરવો, પણ પ્રભુમાં અહર્નિશ ચિત્ત રાખવું.

૭. સંસાર માયા સ્વપ્નવત સમજી તેમાં જળકમળવત્ રહેવું.

૮. દરેક કાર્ય પ્રભુનું હૃદયમાં સ્મરણ રાખી પ્રભુજ કરે છે એમ સમજી અને સર્વે પ્રભુનુંજ માની કરવું.

૯. આત્મનિવેદન કરી પ્રભુ પ્રત્યે દાસ ભાવના રાખી યશોદોત્સંગ શ્રીકૃષ્ણચંદ્ર બાળપ્રભુની તન, મન, ધનથી પ્રેમપૂર્વક સેવા કરવી અને સ્વરૂપાનંદ તિરોભૂત ન થાય તેનો ડર રાખવો.

૧૦. સેવા ત્રણ પ્રકારની છે. તનુજા, વિત્તજા, માનસી, છેલ્લી માનસી ફળરૂપ સેવા સિદ્ધ થતાં પ્રભુનો રસાનંદ પ્રાપ્ત થાય છે.

૧૧. હંમેશા વિવેક, ધૈર્ય ને પ્રભુનો દ્રઢ આશ્રય હૃદયમાં રાખવા પ્રયત્ન કરવો.

૧૨. કદાચ પ્રભુ પરીક્ષા અર્થે દુખ આપે તોપણ વિવેકધૈર્યાશ્રયનો ત્યાગ નહિ કરતા અષ્ટાક્ષર મંત્રનુ ચિંતવન કરવુ.

૧૩. ભક્ત ઉપરનું દુઃખ એક કસોટીરૂપ હોઇ તેને પ્રભુની કૃપારૂપ (અનુગ્રહસમ) સમજવું.

૧૪. प्रभु सर्वसमर्थो हि ततो निश्चिन्ततांव्रजेत्ः પ્રભુ ભક્તને માટે, કર્તું, અકર્તું, સર્વ કરવાને સમર્થ હોઈ વિરૂદ્ધ ધર્માશ્રયી છે. માટે ચિંતાનો સર્વથા ત્યાગ કરવો, પ્રભુ પોતાની મેળે જ સર્વ કરશે.

૧૫. આપણા ગુરુ શ્રીપ્રાણવલ્લભે જે સરળ માર્ગ બતાવી અષ્ટાક્ષર મંત્રરૂપી ઉત્તમ ઔષધિ આપેલી છે. તેનો સંસારરૂપી સર્વ પ્રકારના રોગ ઉપર દ્રઢ વિશ્વાસથી ઉચ્ચાર કરવો તેનાથી સર્વ ત્રિવિધિ તાપનો નાશ થઇ પ્રભુની પ્રીતિમા આપોઆપજ દ્રઢતા થશે માટે આપણા ગુરુ તથા પ્રભુમા દ્રઢ વિશ્વાસ રાખી શ્રીવલ્લભકુળ ઉપર પ્રીતિ રાખવી તેમાજ શ્રેય છે.

૧૬. પ્રભુની સેવા સ્મરણમા અહર્નિશ વિયોગ, દુખ વિચારી હૃદયમા વિરહાગ્નિ ઉત્પન્ન કરવા પ્રયત્નશીલ બનવું.

૧૭. શ્રીપ્રભુના મૂળ સ્વરૂપનું જ્ઞાન થતાં હૃદયમા વિરહ થવાથીજ દીનતા ઉત્પન્ન થાય છે.

૧૮. શ્રીપ્રભુના વિયોગ અને સંયોગમાજ સર્વ રસાનંદ સમાયેલો છે, ને તે પ્રભુમાં અનન્ય પ્રેમ થતા અનુભવાય છે. તે એકલા જ્ઞાનથી મળવો દુર્લભ છે.

૧૯. હંમેશા હૃદયમા દીનતા રાખી સર્વ ઉપર સમતા રાખવી કારણ વૈષ્ણવને દીનતા એજ પ્રભુપ્રાપ્તિનું મુખ્ય સાધન છે. સેવા, દ્રઢતા, દીનતા શરણભાવના એજ પુષ્ટિના મહાન સિદ્ધાંત છે.

૨૦. શ્રીપ્રભુની પ્રેમમય નિષ્કામ ભાવે સેવા કરવી એજ આ કાળમાં શ્રેય દાતા હોઇ ખરું સુખ તેજ છે તે સિવાય અન્ય સર્વ મિથ્યા અવિદ્યા છે.

૨૧. અન્યાશ્રય, અસમર્પિત વસ્તુનો હંમેશાં ત્યાગ કરવો.

૨૨. અહર્નિશ ભગવદ્ સત્સંગ મંડળીમાં જવું તેમ ન બને તો પુષ્ટિમાર્ગીય ગ્રંથોનું તેમ શ્રીભાગવત આદિક ઉત્તમ ભક્તિમાર્ગીય ગ્રંથોનું સેવન કરવું. દુ સંગથી સાવચેત રહેવા પ્રયત્ન કરવો.

૨૩. શ્રીપ્રભુદર્શનાર્થે મંદિરમાં હંમેશાં એક પણ વખત જવુ અને ત્યા જઇ કંઇ પણ સેવા કરવાનો નિત્ય નિયમ રાખવા પ્રયત્ન કરવો.

૨૪. શ્રી પ્રભુ પોતેજ લૌકિક તેમ પારલૌકિક સર્વ એક સાથેજ સિદ્ધ કરશે એવો દ્રઢ વિશ્વાસ રાખવો અને તેમા પ્રભુ ઇચ્છા બળવંત છે, માટે પ્રભુમાં ચાતકસમ ચિત્ત જોડી પ્રભુ કૃપા ઉપર અવલંબી રહી નિઃસાધન ભાવે પ્રભુ ભક્તિ કરવી. તાદશી ભક્તને તો "પ્રભુ સેવા" સિવાય સર્વ વિષય તુચ્છ છે. તેવા ભક્તનો સત્સંગ કરવો ઉત્તમ છે.

૨૫. અષ્ટાક્ષર મંત્ર હૃદયમાં ગુપ્ત રાખી ક્ષણ પણ વિસરવો નહિ.

# ભાવનાસૃષ્ટિ.

( લેખક—રા. રા. નારણભાઇ વાઘજીભાઇ પટેલ-નડિઆદ. )

૧.

પ્યારા સુધાકર ! પીયૂષની આશાએ હું તારી પાસે આવ્યો છું: તું શ્યામ વાદળમા તારૂં મુખ કાં છુપાવે છે ?

ઓ સુધાસાગર ! યાચકને અંજલિનું દાન આપવામાં પણ તું આટલો કૃપણ કેમ બની ગયો ?

અથવા, આ સંતાકુકડી શું તારી ક્રીડા છે ?

૨.

વહાલા ! મોહિની લગાડીને છુપાતા ફરવું એ શું તને ઉચિત છે ? તારી વિભૂતિનાં દર્શનથી મને તૃપ્તિ નથી. વિભૂતિ પરાર્થને આંજે પોતાના તો સમર્પણજ વાંછે. તારા ઠાઠમાઠ મહેમાનોને માટે રહેવા દે: મને તો મહેલમાં મ્હાલવાના અભિલાષ છે.

તારા વિશાળ હૃદય મંદિરમાં ક્યાંએ મારૂં સ્થાન નથી ?

૩.

પ્યારા ચંદ્ર ! તારી અમૃત વરસાવતી ચંદ્રિકા મારૂં જીવન છે. તું સૂક્ષ્મ આછી વાદળી પાછળ સહેજ છુપાય છે, તોએ મારા હૃદયને તાલાવેલી લાગે છે તે તું જાણે છે. તો પણ તું ક્વચિત્ ગાઢા શ્યામ વાદળ પાછળ પોતાનું મુખ છુપાવી મારા હૃદયને ચીરવાની નિર્દયતા કરે છે એ શું ?

નાથ ! મારા હૃદયને આમ વિયોગની કસોટીએ ક્યાંસુધી ચઢાવ્યા કરીશ ? હવે તો તે છેક જરજરિત આજે બની ગયું છે.

૪.

સોહાગી સુમન ! તારી પાંખડીઓમાંથી ઉડતી ફોરે લોભાઇને હું દૂરથી તારા તરફ ખેંચાઇ આવ્યો છું; હવે તું લતાના પત્રગુચ્છમાં કેમ છુપાઇ જાય છે ? અથવા તારૂં દર્શન કરવા માટે મારાં તપ શું તને અધુરાં લાગે છે ? ફીકર નહિ, હમણાં તો હું અહીં બેઠોજ તારી મધુરી સુવાસ લીધા કરીશ, અને મને આશા છે કે કોઇક અનુકૂળ વાયુ પત્રગુચ્છરૂપી આવરણને દૂર કરશેજ કરશે.

અરે ! આવી આશા ધારીને તે ક્યાંસુધી ઝુરવાનું સર્જાયું હશે ? પ્યારા પુષ્પ ! ક્વચિત્ ક્વચિત્ થતી તારી ઝાંખીથી મને તૃપ્તિ નથી થતી. હું તો તને પત્રગુચ્છમાંથી ચુંટી લઇને મારા હૃદયમાં ધરવા ઇચ્છું છું.

૫.

સેંકડો સરવરીઆંનું જળ પીધું, હજારો ઝરણાંમાં આથડ્યો, અને અસંખ્ય સરિતા ડહોળી વળ્યો, પણ મારી ચિરકાળની તરસ ન છિપાઇ.

ઓ સજળમેઘ ! હવે તો તું તારા અગાધ અમૃતજળમાંથી એક છાંટાનું દાન દે.

૬.

ઓ ખેલાડી! તું આ શા ખેલ ખેલે છે? મુજ પામરને રંજાડવામાં તને શા આનંદ આવે છે? તારી પ્રચંડ વિભૂતિએ મને બળાત્કારે ઉંચે આકાશમાં ખેંચી જઇ આમતેમ ઘસડયો; વળી બીજી એક વિભૂતિએ ત્યાંથી મને મોટા પહાડો અને કરાડોમાં ફેંકી દીધો. પણ આવાં આવાં મારાં દુઃખો કોની આગળ રડું? નાથ! તુંજ આવો નમેરો કેમ થઇ ગયો?

આ ઉજ્જડ રણવગડામાં અને ખારા પાટમાં હું આથડી આથડીને થાકી ગયો છું. ઓ દયાસાગર! ઓ કરુણામૂર્તિ! ઓ સુકુમાર નાથ! આટલી સખ્તાઈ તેં કયાં છુપાવી રાખી હતી? હું ઝુરૂં છું. હજીએ નિર્દય કયાંસુધી રહીશ?

૭.

વહાલા! તારી મનોહર મોરલીનો ઝણકાર હજીએ મારા આત્માના તાર ધ્રૂજાવે છે. આહ! એ મિઠાશ! પણ અફસોસ! એ સુરીલી બંસી એકાએક અટકી પડી. હવે તો ઉંડા અંધકારમાં આથડું છું, મુઝાઉં છું, દિશાશૂન્ય બન્યો છું. નાથ! છેક આવો દયાહીન ન થા.

૮.

આત્માથી તને વધાવી લઉં તે પહેલાંજ તું નાથ! નિમિષ માત્રમાં કયાં છુપાઈ ગયો?

હવે તો ગુલાબના પુષ્પોમાં કે ચમેલીની કલિઓમાં માધુર્ય નથી લાગતું. કૌમુદીની શીતલતાએ મોદ નથી આપતી. કોકિલાનાં કૂજનથી કે સરિતાઓના મધુર રવથી મારા આત્માના તાર ધ્રુજી નથી શકતા.

વ્હાલા! તારા મીઠા ચરણસ્પર્શ અને તારા અનાહત સંગીત આગળ એ બધું કંઇ બિસાતમાં નથી.

૯.

શું વેદાંતીઓ જુઠા છે?

તું વિરાટ્ છે, છતાં મારા ચક્ષુ તારૂં દર્શન કેમ પામતાં નથી? તારૂં સંગીત અનાહત છે, છતાં મારા કર્ણથી એ કેમ અગોચર રહે છે? તારાં અંગોમાથી ઉડતી સુવાસથી આખુ વિશ્વ ભરપુર છે, છતાં મારી ઘ્રાણેન્દ્રિય કેમ તેનો અહલાદ અનુભવી શકતી નથી? ઓ રસસાગર! તે અમૃતરસે સમસ્ત બ્રહ્માંડ ભર્યું છે, છતાં મારી જિહ્વાને તેની લેહજત કેમ મળતી નથી? તું વિશ્વવ્યાપી છે, છતાં મને તારો સ્પર્શ કેમ થતો નથી?

*અરે! મારી ઇન્દ્રિયોને કોણે ઘેરી લીધી છે? મારો આત્મા કોણે ઝકડી લીધો છે? નાથ!* છોડાવ, આ મોહપાશમાંથી, અને આપ તારાં બ્રહ્મદર્શન.

૧૦.

પ્રભુ! તારે ચરણે શી ભેટ ધરૂં?

મુજ રંક પાસે તારે ચરણે અર્પણ કરવા જેવું શું હોય?

રૂપ, રંગ કે કે વાસરહિત મારૂં જીવનપુષ્પ તારાં ચરણમાં ધરૂં છું. તારી ડોકના હારમાં તેને સ્થાન ન મળે તેની મને ચિંતા નથી. માત્ર તારાં ચરણોમાં તેનો અંગીકાર થશે તોએ સંતોષ છે.

(અપૂર્ણ.)

श्रीवाक्पतिपादा विजयन्तान्तमाम् ॥

# શુદ્ધાદ્વૈત-ભક્તિમાર્તંડ.

વર્ષ ૬.] - દ્વિતીય આષાઢ, શ્રીવલ્લભાબ્દ ૪૫૩. [અંક ૪.

## आचार्योपदेश.

व्याख्याता गो. श्री-१०८-चि. श्रीपुरुषोत्तमलालजी मथुराजीवालाए टंकारानी श्रीवैष्णवधर्म महासभा तरफथी उजवाती जगद्गुरु श्रीवल्लभजयंति प्रसंगे मोकलेलुं मननीय व्याख्यान.

सद्भाग्यवान् वैष्णववृंद । एवं अन्य सभासदगण ॥

हमारा यह भारतवर्ष देश पूर्व अनादिकालसे ही धर्मप्राण रहा है। इस देशमें जितने आर्य आचार्य सत्पुरुष हुए है उन्होने एक एक कार्य एसे श्रेष्ठ और अनुपमेय किये हे कि उनके अति परिश्रम एव शुद्र हृदयसे किये हुए कार्योका फल हम आजभी दृष्टिके सन्मुख पडे इतिहासके पृष्ट उलटकर देख ले सकते है।

आज यह उन्हीके शुद्र हृदय ओर परिश्रमसे किये हुए कार्योंका फल हम देख रहे है कि हिन्दु प्रजापर आजसे नहिं बहु समयसे विदेशी लोगोंके अनेक आक्रमणोंके होते रहने भी धर्मभावका प्रज्वलित ज्योति यत्र तत्र समुचित रुपसे जाग्रत द्रष्टीगोचर हो रही हे।

परन्तु दुर्भाग्यवश इस दासत्व प्रचारिणी, ( जिस शिक्षाको प्राप्त करते ही शिक्षितको परमुखापक्षी अनिवार्य रूपसे बनना पडता है, ) धर्मभावसे विमुखकारिणी, ईश्वरके अस्तित्व परसे विश्वास हटानेवाली, आर्योचित सभ्यतापरसे घृणा उत्पन्न करादेनेवाली, आचार-विचारके पवित्र भावसे श्रद्धा हटाकर अपवित्र भ्रष्ट बनादेनेवाली, आर्योके स्वरूपको विस्मरण करा रूपान्तरसे पाश्चात्य ( अथवा ईसाई ) बनादेनेवाली, अनेक प्रकारके विषयोंके आगार बना अकर्मण्य बना-देनेवाली इत्यादि उपाधियोंसे युक्त सदाचारको रसातल पहुचानेवाली, भारत जैसे देशके लिये तो अन्तत हानिकारक अर्थात् अनुपयुक्त इस पाश्चात्य शिक्षाके कुप्रभावसे हमारे कुछ भारतवासी सदाचारमें अपरिपक्व बुद्धिवाले नवयुवकोंकोभी हिन्दुधर्मके सिद्धातोंके विषयमें शंका होने लगी है।

आज हम प्रथम इन्ही शंकाओमेंसे यहापर एक शकापर विचार करना चाहता है। जो कि धर्मपरसे श्रद्धा हटादेनेमें खासा स्थान ले रही है। बहुधा लोग यह कहते हुए पाए जाते है कि भारतवासी धर्मके एक निर्णयपर नहीं आये है। और इसीके परिणाम स्वरूप अनेक धर्म होनेसे परस्परमें कलह लडाई होती रहती है इसी कारण हम उक्त अवस्थाको नहीं पहुंच

शकते। परन्तु हम तो कहते है कि भारतीय धर्मकी खोज करते एक निर्णयपर बहुत काल हुए आगये हैं। भारतवासीयोंने धर्म याने इन्द्रिय निग्रहके शनैः शनैः उपाय शोचे, जिसका परिणाम हम वर्तमान दृष्टिगोचर होते शांकर, रामानुज, मध्व, निम्बार्क, चैतन्य, और श्रीवल्लभाचार्य द्वारा प्राप्त शुद्ध निर्गुण भक्तिमार्ग, पुष्टिमार्गके द्वारा ज्ञान कर शकते है। ये जितने भी धर्मप्रवर्तक हुए उन्सबोंका एकमात्र आशय यही रहा है कि मनुष्योंको इन्द्रियनिग्रह (संयम) का सरल मार्ग बताकर किसप्रकार आत्यान्तिक नित्य, सुखकी ओर लेजाया जाय अर्थात् ये जीव मायारूपी अज्ञानवश होकर जन्म जन्मांतरोंसे भगवान्‌से विमुख रहकर अनेक प्रकारके दुःखोको भोगता हुआ भगवान्‌की असीम कृपासे इस मनुष्यदेहरूपी नौकाको प्राप्तकर सका है, अतः इस सुअवसरको व्यर्थ न खोकर मनुष्यदेहके ध्येयको पूर्ण रीतिसे सफल बना सके। और इसी विचारके द्वारा उपर्युक्त महानुभावोंने अपने अनुभवोका लाभ हम भारतीयोंको मुक्त हस्तसे प्रदान कीया है। किसी आचार्यने स्वानुभवयुक्त संन्यासके द्वारा इन्द्रियोंका निग्रहकर भगवान्‌को प्राप्त करनेका उपदेश दिया। किसीने कुछ तारतम्यके साथ इसी मतका प्रतिपादन कीया। कहनेका तात्पर्य यह है कि सभी महानुभावोने इन्द्रियनिग्रहकर भगवान्‌को प्राप्त करना इसी विचारको लक्ष्यमें लेकर अपने अपने सिद्धांतोका प्रतिपादन किया है। इसमें कहीं भी और कभी भी ईर्ष्या द्वेषके द्वारा एक दुसरेको नीचा दिखलाकर अपमानित करनेका मंतव्य किसी भी आचार्यका विचार करके देखनेपर दृष्टीगोचर नहीं होता। जैसे किसी सुंदर बगीचेमें एक फुलोका वृक्षको और उस वृक्षमें एक अति उत्तम रसात्मक परिपक्व फल लगा हो, अब उस फलको प्राप्त करनेके लिये वहां उपस्थित सभी आदमी प्रयत्नकर रहे है, कोई इस शाखाके द्वारा उस फल फलके समीप पंहुचनेका प्रयत्न कर रहा है। परन्तु सब मनुष्योंका ध्येय तो एक ही है कि उस फलको प्राप्त करना, उसी प्रकार यहां भी समज लेना चाहिये कि भगवान् हीं उपर्युक्त फलस्वरूप वस्तु है और उसी फलकी प्राप्तिके लिये हिन्दुधर्मके अन्तरगत अनेक संप्रदायरूपी शाखाओंके द्वारा उत्कट इच्छावाले साधक मनुष्य प्रयत्न कर रहे है अब कोई भी सुज्ञ महानुभाव हमको यह बतलावे कि इसमें शंकाको स्थान है।

जिन महानुभावोंका हम उपर उल्लेख कर आये है उन्ही महानुभावोंमेंसे श्रीमद्वल्लभाचार्य महाप्रभु है। आपने भी अन्य आचार्योंके लिये हुए कार्योंकी तरफ लक्ष्य देकर भगवान्‌से विमुख हुए और संसारासक्तिसे ग्रसित ऐसे दैवी जीवोंके उद्धारार्थ हम तुच्छ जीवोंके उपर अति करुणा-कर भगवद् इच्छासे प्रगट हो इन्द्रियनिग्रहके द्वारा भगवद् प्राप्तिका मार्ग बतलाया है। अस्तु. [illegible]के अपरावतार श्रीमद्वल्लभाचार्य महाप्रभुजीका मंगलमय प्रागट्य महोत्सव है। अतः आज [illegible] परम कर्तव्य है कि आपश्रीके लिये हुए कार्योंका ओर सिद्धांतोका यहां यथामति दिग्दर्शन करा अपनेको धन्य करनेका प्रयत्न करे।

आचार्यचरणका प्रागटय मध्यप्रान्तमें रायपुर जिल्लाके राजग्राम समीप चंपारण्यमें वि. स. १५३५ का चैत्र कृष्ण ११ के दिन हुआ है। आपश्रीके पितृचरण लक्ष्मणभट्टजी वेल्लनाद ब्राह्मणकुलके विद्वान्, चारित्र्यवान्, और भगवद्भक्त प्रसिद्ध थे। भट्टजीने यथासमय विद्याध्ययनका कार्य पूर्णकर विद्यानगरके सुप्रसिद्ध सुशर्मा नामके एक स्वजातीय ब्राह्मणकी कन्या इल्लमागारुके साथ पाणिग्रहण किया था। भगवान् आपके पूर्व पुरुष यज्ञनारायणजीको वरदान दीया था कि तुम्हारे यहा सो सोमयाग पूर्ण होनेपर मैं स्वय तुम्हारे यहा अवतार धारण करुंगा। श्रीलक्ष्मणभट्टजीने सो सोमयज्ञ पूर्ण कर दिये थे उसीके फल स्वरूप आचार्यचरणका प्रादुर्भाव आपके यहा हुआ था वल्लभाचार्यजीका नियत समयपर वि सं १५४० के चैत्र कृष्णके दिवस अनेक विद्वानो एव सजातीय वर्गकी उपस्थितिमें वैदिक विधि अनुसार उपनयन सस्कार खुब समरोहके साथ किया गया। इस समय आपश्रीकी वय ५ वर्षकी थी। तत्पश्चात् आपका विद्याभ्यासारम हुआ। आप इतने विद्याव्यसनी ओर अलोकिक बुद्धिसपन्न थे कि गुरुके पास अध्ययन तो करते ही थें साथहीं अपने पिता एव अन्य विद्वानोसें भी जिन जिन शास्त्रोके वे ज्ञाता थे उन उन शास्त्रोका अवगाहन करते रहते थे। फलत आप अति स्वल्प समयमें अपना अध्ययन-कार्य पूर्णकर सर्व शास्त्रोंमें पारागत हो अपनी अलोकिकताका परिचय देने लगे। प्रसंगवसात् यहा तो आपश्रीके विद्याभ्यासका अति सूक्ष्म रूपसे वर्णन किया गया हे, अब हम विस्तारके भयसे आपके जीवन चरित्र विषयको यहाहि छोडकर अपने निश्चित विषयको कहेना योग्य समझते हे। यदि प्रसग मीला और भगवद् इच्छा हुई तो कोई समय आपके अलौकिक चरित्रोका वर्णन करेंगे। अस्तु। हम पूर्वमें कह आये है कि भारतीय आचार्य महानुभावोका एक मात्र आदर्श यहि रहा है कि किस प्रकार यह जीव नित्य सुखको प्राप्त कर मनुष्यदेहकी साफल्यता कर सके ओर ईसीके अनुसार उन्होने स्वानुभवयुक्त अपनी खोजका परिणाम स्वरूप मार्ग हम भारतीयोको बतलाया है। इन महानुभावोने जो खोजकी वोह अति परिश्रममें की और जीवोके कल्याणार्थकी अतःहमे वो समान रीत्या माननीय है। हम उन महानुभावोंके किये हुए उपकारोंको कदापि विस्मरण नहीं कर सकते। परतु भारतीय तत्त्वदृष्टिमें अन्य इन सब आचार्योंसे विलक्षण खोज ओर अन्तिम ( ओर समस्त आचार्योंके मतोंको अच्छी तरहसे समझ विचार कर ) खोज श्रीवल्लभाचार्यजीनेकी। भारतिय आचार्योकी खोजोमेंसे ये खोज ऐसी हुई की अति उच्चलाभ देनेवाली और सर्वोपयोगी। इसके प्रमाणमें हम यहा कुछ प्रमाण उपस्थित करना चाहते है। १. इस खोजमें अथवा इस मतमें प्रथम तो इन्द्रियोके निग्रहका उपाय ऐसी सुगमता अथवा सरलतासें बतलाया गया है कि इसमें मनुष्योको नतो बहुत काया कष्ट ही सहन करना पडे और न अनाचार रूपी व्यसनोंसे मनुष्य ग्रसित हो सके। २ द्वितीय प्रमाण इसके श्रेष्ठ होनेका यह है कि ये वेद, (पुराण) गीता, व्याससूत्र, श्रीमद्भागवत् इत्यादि परम माननीय शास्त्रोंका

अन्तिम मथनकर ( विचार कर उसके फल स्वरूप ) निकाल गया है । जेसे गोरसका सार नव-नीत है, इसी प्रकार सत् शास्त्रोका सार नवनीत स्वरूप 'समर्पण', यानि 'आत्मनिवेदन', है । और विचार कर देखा जाय तो यही समर्पण, इन्द्रिय निग्रहका सर्वोत्तम और सरल मार्ग है ॥ जब मनुष्य अपने पुत्र, धन, घर, और अपनी स्त्री इत्यादि और साथही इन्द्रियो समेत आत्मा को भी भगवानके अर्पण कर चुका है, तब वो अहभाव रखकर कोइ भी कार्य नही कर सकता । और जब उसका कुछ रहा ही नहीं तब फिर उन वस्तुओका अर्थात् भगवान्ने हमको जो इन्द्रियो दी है वो सत् कार्योमें विनियोग करनेके लीये दी हे, उनका मनमाना और परिणाममें अनिष्ट हो ऐसे कार्योमें उपयोग करनेका हमको बिलकुल अधिकार नहीं है, इस बातका सर्वदा स्मरण रखना चाहिये यानि इन्द्रियोका दुरुपयोग करना, सम्प्रदायके विरुद्ध आचरण कर अपराधका भागी होता है । ३ तृतीय प्रमाण उसके उत्कर्षका यह है की-इस मतके प्रकट कर्ता श्रीवल्लभा-चार्यजीने इसको समस्त जीवोके उद्धारार्थ प्रचलित किया हे । इस समर्पण रूपी सिद्धातका उपयोग करनेका मनुष्य मात्रको समान् रूपसें अधिकार है । इसी समर्पणको, ब्रह्मसंबंध नामसे संबोधन किया जाता है । जिस प्रकार सूर्यके प्रकाशका और शुद्ध वायुका उपयोग समस्त प्राणीमात्र समान रूपसें कर सकते हें उसी प्रकार इस ( आत्मनिवेदन) ब्रह्मसबध के ग्रहण करनेका समस्त जीवोंको समान रुपसे अधिकार है । यहा तो हमने आपश्रीके तीनही सिद्धान्तोका अथवा आपश्रीके कीये हुए कार्यरूपी उपकारोका दिग्दर्शन मात्रही कराया हे यदि विस्तारसे कहा जाय तो बहुत कुछ कहा जा सकता है । परन्तु प्रवासके कार्यमें अवकाश कम .मिलनेके कारण और महोत्सवके समीप वर्ती होनेके कारण इच्छा बहुत रहने पर भी इस प्रसगको पूर्ण करनेके लिये बाध्य होना पडता है । अब इस वक्तव्यको पूर्ण करते हुए यही कहना है कि इसमें कहीं भी यथा समझ पक्षपात एवं दुराग्रहको स्थान नहीं दिया गया है । तो भी जीव सदा भूलका पात्र है इसी दृष्टिको लक्ष्यमें रख सुज्ञ श्रोताओंसे हमारा साग्रह अनुरोध है वो इसमें कहीं भी पक्षपात एवं अन्य कोई त्रुटी पावे तो वो हमारी त्रुटी समझे परन्तु स्मरण रहे कि वल्लभाचार्यके आदेशोमें तथा सिद्धान्तोमें कहीं भी पक्षपातको स्थान शोधकरनेपर भी नहीं मिल सकता ।

दैवी जीवोद्धार्थ आविर्भूत श्रीमद्वल्लभाचार्य महाप्रभुजीसे हमारी सविनय नम्र प्रार्थना है कि वो भगवद् इच्छायुक्त हम जीवों को एसी मति प्रदान कर कि जिससे हम आपके विश्वोद्धारक सिद्धातोका ज्ञानकर आपके प्रदर्शित किये मार्गको शरण ले और उसका विधिवत् पालन करते स्वयम् कृतार्थ हो ओर औरोको भी कृतार्थ होनेका मार्ग प्रदर्शित कर शके ।

१०८ गोस्वामी श्री १०८ बाबा श्रीपुरसोत्तमलालजीके लेख परसें उनकी आज्ञासे प्रत करनेवाले दासानुदास होनेके अभीलाषी चर्णरज सेवक क्षेमराज राजकोट-वाले के भगवद् स्मरण वाचना ॥

# श्रीयमुनाष्टक.

दुहा.

श्रीवल्लभ पद वन्दिके, विनवों श्रीव्रजनाथ
सकल करन तन, मन, वचन, गावों हरि गुण गाथ.
श्रीयमुनाके सु–भग तट, प्रभु बैठकके पास
बैठि करत आरम्भ हों, श्रीयमुनाष्टक सुखरास.
जिनके कारण से मिलें, सकल अ–लौकिक सिद्धि
ऐसी श्रीयमुने भजूं, पावन पावनबुद्धि.

[१] सवैया.

जो सकल अ–लौकिक सिद्धि, दयाकर निज दासोंको है देती
मुरके अरि हरिके चरणकमलसे चमकित अति जिन में रती.
हैं नये नये वन जिनके तटपर, सुन्दरतासे सजे हुए
दर्शनकी फूलके फूलोंसे, प्रत्यक्ष दिख रहे लदे हुए.
जिनको कुछ सेवक दीन भावसे भजते हैं, अति सुख पाकर
औरकुछ जन भजते हैं दृढ दृढ कर, मानभाव मनमें लाकर.
जिनकी सेवा श्रीहरिकी छबिकी, याद दिलाती प्राणीको
अति हर्ष सहित नमताहूं मैं, उन श्रीयमुने महाराणीको.

[२]

पर्वत कलिंदके सु–भग शिखर पर, सबसे पहिले गिरती है
फिर बहुल प्रवाह पूरसे अति उज्ज्वल होकर मन हरती है.
गति अति विलासमय होनेसे, शोभाय मान हो चलती हैं
गिरिकी विशाल चट्टानोंके कारण, ऊंचीसी दिखती है.
कर रहीं शब्द चलने में, विविध विकारोंसे है भरी हुई
अति सुन्दर सु–भग पालकी पर हैं भली भांतिसे चढी हुई.
भगवान मोक्ष दाता हरिके, चरणोंकी प्रीति बढाती हैं
ऐसी सूर्य देवकी कन्या, श्रीयमुनाजी जय पाती हैं.

[३]

करने को सारा लोक पवित्र, विराज रही हैं, भूतलपर
सुक मोर और हंसादिक पक्षी, रहे आपकी सेवा कर.

सब किलक किल्ककर शोर मचाकर मुदित फिर रहे इधर उधर
मानों प्यारी प्यारी सखिया सेवा करतीं गुण गागा कर
दोनों तट रूप नितम्बोपर है, लहर रूप श्री हस्त कमल
जिनमें रेती के मोती के कङ्कण, दिखते करते झल झल
ऐसी शोभावाली सुदर व्रजपतिकी चौथी प्यारीको
सब नमस्कार करलो भक्तों यमुने श्रीकृष्ण दुलारीको

[४]

शोभित हो रहीं अनन्त गुणोंसे जिनकी पार न पा सक्ते
शिव ब्रह्मा आदि देवता सब जिनकी सादर स्तुति करते
जो सघनमेघसी कान्ति सदा, निज मुखकी है, रखने वाली
ध्रुव और पराशर ऋषिको मनवान्छित फलके देने वाली
जिनके सुदर विशुद्ध तटपर मथुरासी नगरी शोभित है
है, धीरी गोप गोपियों से जिनकी इनकी प्रीति अपरिमित है
श्रीकृष्ण कृपा सागरका आश्रय करने वाली श्रीयमुने
मेरे मनके सुखका विचार करलिया करो हे श्रीयमुने

[५]

जिनके सगमसे गगाजी है हरिकी प्रिय भावों वाली
अपने सेवन करने वालोंको, सफल सिद्धि देने वाली
बतलायें किसको कौन भला इनके समान हो सक्ता है
यदि कहें सौत लक्ष्मीजीको तो यह कहना कुछ जचता है.
हरिके भक्तों के क्लेशोंको हरनेवाली श्रीयमुनाजी
मेरे मनमें स्थिरतासे, सर्वदा रहो श्रीयमुनाजी

[६] दोहा.

श्रीयमुने पद कमलमें, नमस्कार नित होय
जिनके अति अद्भुत चरित, पार, न पावे कोय.
जो जन इनको पयपियें, ते न पाय यम त्रास
है भगनि सुत दुष्ट तौ, यम किमि करे विनास
सेवन करि गोपी भई, ज्यों हरिकी प्रियपात्र
तैसे होवे जीव ह, हरि प्रिय सेवन मात्र.

[७] सवैया.

भगवान मोक्षदाता मुकुन्दकी प्यारीके समीपमें अत्र
हो जाय नवीन देह जिसमें सेवा उपयोगी गुण हों सब.
इतना होनेसे प्रीति प्रकट होनी हरिकी है निपट सुलभ
हो गई प्रीति श्रीव्रजपतिके चरणों में फिर है क्या दुर्लभ.
इस लिये आपकी नित्य निरन्तर स्तुति मुझ सेवकसे हो
अथवा मुझ सेवकको दुलारसे लालन श्रीचरणों में हो.
मिलती है जगमें कीर्ति आपके संगमसे गंगाजी को
पर पुष्टि भक्तो उनसे पहिले भजते है यमुनाजी को.

[८]

लक्ष्मीजी सी वैभवशाली हरिकी प्यारी यमुनाजी
कर सक्ता स्तुति कौन आपकी गति अपार है यमुनाजी.
जो प्राणी श्रीपतिकी सेवा श्री सहित निरन्तर करते है
सुख देख मोक्ष पर्यन्त अंतमें लीन ब्रह्ममें रहते है.

दुहा.

पर सेवा से आपकी, जो गति जनकी होय
सुनो (करो) उसेभी प्रेमसे, सब फलको फल सोय.

सवैया.

सब गोपी जनके संगममें प्रकटी सरि श्री अंगोसे
संगम हो जाता है, उन लीला श्रम जलकी बूंदोंसे.

[९]

हे सूर्य सुते आपका यही अष्टक स-हर्ष पढ़ने वाले
हो जाते रहित सकल पापों विघ्नोंसे भक्तिभाव वाले.
निश्चय ही उनकी प्रीति मोक्षदाता श्रीहरिमें होती है
जिसके कारणसे प्राप्ति अलौकिक सकल सिद्धिकी होती है.
मुरके रिपु श्रीगोकुलके पति उनपर प्रसन्न हो रहते है
होती स्वाभावपर विजय कृष्ण के प्रिय श्रीवल्लभ कहते है.

घनश्यामदास सक्सेना, उज्जेन.

# નવધાભક્તિ.

નયનાનન્દ નન્દના યશોદા નન્દ કન્દકં,
ગૈગોપીજનનાગોપ વન્દુ હું રાધાનાથને.

ભક્તિ એટલે તન્મયતા તન્મયતાથી અનન્ય સેવના એજ પ્રભુનો માર્ગ. ભક્તિ એટલે પ્રભુ પન્થે પળવાનો માર્ગ કહીએ તો ચાલે.

ભક્તિને વિવિધ પ્રકારે નિર્દેશી છે. મુખ્ય· નવ પ્રકારમાં રહેતું વર્ગીકરણ કરવામાં આવે છે.

શ્રવણ વિષ્ણુ રાતની કીર્તન શુક તણી અરે,
પ્રહ્લાદે સ્મરણે કરી પૃથુની ભક્તિ સેવના;
આનંદો અક્રૂર સાચે વન્દન ભક્તિ કરી ખરે,
મારુતીની દાસ્યભક્તિ આનન્દ દે એને સદા.
અર્જુન મિત્ર બની રહ્યો સારથી વિભુજી બન્યા,
બલિયે જે ભક્તિ કીધી કહે છે આત્મનિવેદના,
એ સૌ ભક્તિ શમાવીને ભક્તિ જન કોઇ કરે,
સાચી ભક્તિ તે જનોની કહેવાયે પ્રેમલક્ષણા.

ઉપરની નિર્દિષ્ટ નવવિધ ભક્તિ સર્વ કોઇ સમજી શકે. એ નવે પ્રકારની ભક્તિ પૃથક્ પૃથક્ વિચારતાં એનાં રહસ્ય સમજાશે. આ નવે પ્રકાર જે ભક્તિમાં સમાયા હોય તે ભક્તિ તે નવધાભક્તિથી પર પ્રેમલક્ષણા.

પ્રથમ પ્રકાર આપણે શ્રવણ ભક્તિથી શરૂ કરીએ. શ્રવણ એટલે સાંભળવું તે શ્રવણ ભક્તિ એટલે કંઇક સાભળીનેજ ભક્તિ કરવી તે. એવી ભક્તિથી તન્મયતા કયી રીતે સધાય? એવું શું સાંભળવાનું હોય કે જે શ્રવણભક્તિમાં સમાઇ શકે? આના પ્રત્યુત્તરમાં સામ્પ્રદાયિક પુસ્તકોનોજ ઉલ્લેખ કરાય. શ્રીઆચાર્યજીની આજ્ઞા છે કે આસક્તિ સિવાય ભક્તિ નહિ. સેવા કરતાં પણ સંપૂર્ણ શ્રદ્ધા હોવી જોઇએ. કથા શ્રવણમાંયે દૃઢ વિશ્વાસની જરૂર ખરીજ. આપણે એ આજ્ઞાનું ઉલ્લંઘન તો કરીએ જ કેમ? તો સાંપ્રદાયિક પુસ્તકોમાં સંપૂર્ણ નિમગ્ન થઇ તેનું શ્રવણ કરવું તેયે એક પ્રકારની ભક્તિજ કહેવાય.

દ્વિતીય પ્રકાર "કીર્તન ભક્તિ" નો ગણાય છે. કીર્તન એટલે ભગવન્નામો-ચ્ચારણ જગન્નિયંતા ઇશનાં ગુણગાન કરતાં એ પદબંધ કીર્તિગાન એજ કીર્તન. સૂરદાસ આદિ અષ્ટસખા એ કીર્તન ભક્તિમાં તન્મયતા દાખવી કહેવાય. કીર્તન એટલે નહિ કે મોટા મોટા રાગડા તાણી માથું ધુણાવી પદ ઇત્યાદિ ઉચ્ચારવું. કિન્તુ પોકારવા યશ અને લલકારવાં ગાન સંપૂર્ણ આસક્તિ યુક્ત બનીને રાસેશ્વરનાં સમાવાય એનેજ કીર્તન ભક્તિમાં.

સ્મરણ ભક્તિ· એ ભક્તિનો તૃતીય પ્રકાર "સ્મરણ" એટલે સંભારવું તે

દાખવવી આસક્તિ એમાં પૂર્વવસ્તુઓને યાદ લાવીને, સ્મરણ પૂર્વ વસ્તુઓમાંય કલ્પી લેવાતું હરિસ્મરણ.

" સકલ પ્રાણીઓનો આત્મા, ને સારાય જગતનો ઇશ્વર, સ્વેચ્છાનુસાર કરે છે સર્વ કાર્યો–ભગવજ્જનો દ્વારા, કરવું ઘટે સર્વથા સ્મરણ એ બ્રહ્મસમ્બંધનું. "

( નવરત્ન શ્લો૦ ૨ )

ચતુર્થ ' સેવાભક્તિ ' ઉલ્લેખાય. સર્વાંગે પ્રભુભક્તિ એ સેવા. પ્રત્યેક અંગ લગાડવું કામે એ સેવા, શ્રીમદાચાર્યના આદેશ છે કે ' સર્વાંગે સેવજો એ રસેશને. '

પંચમ ભક્તિ ઓળખાય છે. અર્ચન નામે ' અર્ચન ' એટલે પૂજા. પૂજા એટલે નહોય બાહ્યાડંબરજ માત્ર અંતરની ભાવનાથી આસક્ત થઇનેજ પ્રભુ પૂજા કરીયે એ અર્ચન ભક્તિ.

ઇશ્વરને પ્રણામ કરે અનેકશઃ અરજ ગુજારવી એયે ભક્તિ છે. સાચા હૃદયની પ્રાર્થના, સાષ્ટાંગ દંડવત પ્રણામ એયે ભક્તિ ઉભય હસ્ત સાંધી પ્રણમવું એયે ભક્તિ. એવા અનેક વિધ વંદન ભક્તિમાંજ શમાય એ ભક્તિ તે વંદન ભક્તિ. '

' પ્રભુનો દાસ છું. ' એ મંતવ્યાનુસાર દૃઢ આસક્તિથી પ્રભુના આદેશ મુજબ વર્તન કરવું એયે એક પ્રકારની ભક્તિ પ્રભુએ સ્વમુખે જે નિષિદ્ધ કહ્યું તેનો ત્યાગ કરવો એયે ભક્તિ. અને દાસ હોવાનો દાવો કરી પ્રભુ આજ્ઞાનુસાર વર્તવું એ-એક લ્હાવ છે એ ભક્તિ ' દાસ્ય ' કહેવાય.

સખ્ય ભક્તિ એ કહેવાય કે પ્રભુ પાસે સુહૃદ ભાવે સ્નેહ બાંધવો એય ભક્તિ. કોઇક વીરલાએજ કરી. દૃષ્ટાંત રૂપે અર્જુન. મિત્રતાયે સમસ્તની કાંઇ બાંધી શકાય છે ? એમાંય કળબળની જરૂર પડે.

સર્વસ્વ પ્રભુને અર્પણ કરવા ફરમાવ્યું છે આત્મનિવેદન ભકિતમાં સર્વ વસ્તુઓ સમર્પીએ છીએ. પ્રભુને આપણે બ્રહ્મસંબંધ દ્વારા અને એને આદેશથી એને અંગીકૃત કરાવી દરેકનો ઉપભોગ કરીએ છીએ. બલિયે કર્યું એજ દૃષ્ટાન્ત આત્મનિવેદન ભકિત માટે ખાસ થશે.

અનુભવી નવે પ્રકારનીએ ભકિત અને પ્રભુયુક્ત થઇએ છીએ આપણે એ તદ્દન નિરાળી ભકિત પ્રેમલક્ષણા એ ભકિત તે પ્રેમ લક્ષણા ઉપરિ નિર્દિષ્ટ નવવિધ ભકિત સાધ્યા પછી આ પ્રાપ્ય છે. એ પ્રેમલક્ષણા ગોપીજનોની છે તાદૃશ દૃષ્ટાંત એ.

અનેક લેખક વર્ગ તરફથી વાંચકવૃન્દ આ ઉલ્લેખાયું હશેજ. નવધાભકિત પ્રકરણ અને એક વધારાનો પ્રયત્ન કરાય તે સુકૃતજ ગણાય. ફરજ છે પ્રત્યેક વૈષ્ણવ બંધુની કે વર્તન કરવું.

એ રસેશને મારા અનેકશઃ વંદન હો.

રમણલાલ.

## પ્રણિપાત.

કેદારો.

લાગુ પૂજ્ય પુરૂષને પાય
વિનવું શ્રદ્ધા ધરીને રાય –
સદા વૈષ્ણવ પન્થ છે ઉજળો રે.
દીપ પ્રગટાવો જ્ઞાનના સાર
ટળે અંધારાં સૌનાં અપાર
અન્તે દુર્લભ માર્ગે સહુ પળે રે.
ના સ્હમજું હું સારાસાર
ભૂલવે જ્ઞાન અવર હદપાર
તેથી આંટી ઘૂટીમાં સહુ પડે રે.
આજ દાઝ સૌની વરસન્તી
બંધ થઇ છે ધર્મે ટપકન્તી
હજી સચેતન તેને કરો રે.
રંગે અનેરો જાગ્યો જગતમા
જાગે પરસ્પર ઉડતાં ખગમાં
એ સર્વ વસ્તુ અવર મહીં રે.
અન્તર સર્વનાં ખોળી, ખોલી
ભક્તિ રસે ઝબકોળો બોળી
પુષ્ટિ માર્ગે સૌ રચે પચે રે.
સંભળાવો એ વિભુનો પયગામ
જેથી થાએ અમારાં કામ–
કષ્ટ સઘળાં અળગાં ખસે રે.
પામર પ્રાણીશું પ્રાર્થું રાય?
મ્હારી થર થર કંપે કાય
હવે અરજ આ ધ્યાને ધરો રે.
મમે અક્ષરનું ના ભાન
આપ ઉઘાડો અંતરદ્વાર
ફરી ફરી હું તો વિનવું રે.

ઇન્દુકુમાર શહેરાવાળા.

## श्रीसुबोधिनीनां सूत्रो.

यदि कथा समारभ्यते तदा सहस्रसंवत्सरमितः कालः क्षणायत इति क्षणपदप्रयोगः । न सर्वत्र सक्षणाः किंतु हरेः कथायामेव ॥

**ભાવાર્થ**—જ્યારે કથા (ભગવદ્વાર્તા) અનુભવપૂર્વક કહેવાય છે, ત્યારે હજારો વર્ષનો સમય એક ક્ષણ જેટલો જણાય છે, આથી અહિં ક્ષણ શબ્દ વાપરવામાં આવ્યો છે. ગમે તેવી પ્રભુ સિવાયની અન્ય વાતોમા કે બાબતોમા સહસ્ર વર્ષોનો સમય ક્ષણ જેવો નથી લાગતો, પરંતુ હરિની કથામા જ હજારો વર્ષનો સમય ક્ષણ સમાન બની જાય છે.

**વિવેચન**—આ શ્રીસુબોધિનીના સૂત્રને આપણે જરા વિસ્તારપૂર્વક છેડીએ, જરા મજા આવશે. વાક્પતિ શ્રીવલ્લભાધીશની વાણી સિવાય અન્યત્ર કયા મજા કે લહેર હોય? સતી સ્વામી પાસેજ સ્વહૃદય ખુલ્લું કરે. આમા કથા શબ્દ વાપરવામા આવ્યો છે. એ શબ્દ વાપરવાનું કારણ એ છે કે શ્રોતા અને વક્તા એ બન્નેની રસિકતા બનવે છે. બન્ને રસિક હોય તોજ રસ જામે છે. શ્રીગોકુલેશ તો કહે છે કે અરસિકની પાસે ઉચ્ચ ભગવદ્વાર્તા કહેવાથી ,વાર્તા પણ ઉદાસીન થઇ જાય છે,[1] ને રસને બદલે રસાભાસ થાય છે, ત્યારે સુનંદા રસિક શ્રોતાઓ પાસે કથા કહેતા શ્રોતા અને વક્તાના રોમ રોમ ખીલે છે. વાર્તાના રસઘેનમાં ઇંદ્રિઓનું ને દેહનું ભાન ભૂલે છે. દેહના પ્રાકૃત ધર્મો પણ અપ્રાકૃત ભગવદ્વાર્તાના સંબંધે અપ્રાકૃત બની જાય છે. ભૂખ, તરસ, નિંદ્રા, ભયાદિક સર્વ પ્રભુરૂપ બની જાય છે. એક સમાધિસ્થ યોગી નિરાકાર બ્રહ્મમા ધ્યાન કરવા બેસે છે ત્યા તેને વર્ષોના વર્ષો સુધી શરીરપર કે ઇંદ્રિઓપર અસર નથી થતી, શરીર એવું ને એવુ રહે છે, તો અહીં તો સાકાર એટલે દિવ્ય આકાર યુક્ત "આનંદમાત્રકરપાદ-મુખોદરાદિ પ્રભુની વક્તાના મુખના ને હૃદયના ભાવને સરસ્વતીના સંબંધ સાથે—शुकमुखादमृत-द्रवसंयुतम्—આ કથન પ્રમાણે કથા હોય ત્યાં લાખો સમય ક્ષણ સમાન બની જાય ને પ્રાકૃત ધર્મો પણ પ્રભુમા વિલીન બને તેમા શી નવાઇ છે? શ્રીમહાપ્રભુજીની ભગવદ્વાર્તાઓમાં તો આજ દશા થતી. વાર્તા કરતા કરતા શ્રીમહાપ્રભુજી ચાલે ત્યારે આપશ્રીની આગળ શ્રીમહાપ્રભુજી તરફ પોતાના મુખ રાખી પાછલે પગે ભગવદીયો ચાલતા, જેથી દષ્ટિવડે શ્રીમહાપ્રભુજીના સ્વરૂપની સહજ સુંદરતાનું પાન થતું; અને કર્ણરૂપી દૂના કે પડીયા વડે શ્રીમહાપ્રભુજીના શબ્દ-રૂપી પાત્રમા ભરેલા રસનું શ્રવણદ્વારા રસપાન થતું. આથી ભૂખ, તરસાદિક પણ ઘણો સમય થવા છતા જણાતા નહિ, આવી વાતો મેં દશેક વર્ષપર સાંભળેલી ત્યારે મને નવાઇ લાગતી, પણ જ્યારે શ્રીગોકુલેશના પ્રસંગો મેં વાચ્યા ને અનુભવ્યા ત્યારે સત્યતા અનુભવાઇ સહાનુ-ભાવી મનોહરદાસજી જેવાઓના પ્રસંગોમાં ઘણીવાર બારબાર, પંદર પંદર કલાક તો કોઇકવાર અમે પણ ગાળ્યા હશે. અનુભવપૂર્વક "रसो वै सः" પ્રભુની કથામાં રસસાગરમા ડુબી જતાં કહેનાર અને સાંભળનાર તલ્લીન બને પછી સમયની ખબર શાની રહે? વળી આવી વાર્તાઓની મશ્કરી કરી દૂર રહેનારા પણ હોય છે. ભગવદ્વાર્તા એ ભક્તનો પ્રભુ સાથેનો વિલાસ છે. વિલાસની લહેરમાં પ્રમાણ પણ નથી હોતું. શ્રીગુસાંઇજી વિજ્ઞપ્તિમાં પણ એમ કહે છે કે—शास्त्रं नियमकं तावद्यावत्पूर्णा कृपा न ते । कृपा ते च सुपूर्णस्य नैव कोऽपि नियामकः ।" જ્યાં સુધી તારી કૃપા પૂર્ણ નથી હોતી, ત્યાં સુધી શાસ્ત્રો નિયમમાં રાખી શકે છે, જ્યારે તારી કૃપા પુરેપુરી (કોઇ ઉપર) થાય છે ત્યારે તેને નિયમમાં રાખનાર કોઇ પણ (ચૌદ લોકમાં)

[1] આ વસ્તુ સમજવા માટે શ્રીગોકુલેશના હાસ્યપ્રસંગો ભા. ૧ લાનો પ્રસંગ ૪૯ મો સમજીને વાચવો.

નથી." વ્યાકરણાદિક શાસ્ત્રો પણ તેના સહજ વિલાસને લીધે શબ્દાદિકની ભાવનામાં રસસંબંધે કે ભગવલ્લીલા સંબંધે અર્થ કરતાં નિયમમાં નથી રાખી શકતાં. હું એક શબ્દનો દાખલો આપીશ તો જરા મજા આવશે, ત્યાગ શબ્દ છે. ત્યાગ એટલે છોડવું અથવા ત્યજવું આવો અર્થ છે. આનો સામાન્ય અર્થ તો લૌકિકને ત્યાગવું અથવા લૌકિકવૈદિક બંધનોને સહજ ભૂલી જવાં, પણ લીલા સંબંધે કે ભગવત્સંબધે તેનો ભાવનાએ એવો પણ ત્યાગનો અર્થ, મારા જેવા કરે કે "તે આગ" તે ત્યાગ, તે આગ=ત્યાગ. તે એટલે તત્ રસાત્મક-લીલાત્મક-પૂર્ણ પુરુષોતમ અને આગ એટલે અગ્નિ-વિરહાગ્નિ. લીલાત્મક પૂર્ણપુરુષોત્તમ શ્રીવલ્લભાધીશ અગ્નિ સ્વરૂપ તેનો અંગોઅંગમાં આવેશ તેજ ખરો ત્યાગી છે. શરીરના સંબંધવાળો ત્યાગ તે ત્યાગ નથી અંગોઅંગમા વિરહાગ્નિ સ્વરૂપ પ્રભુ ન બિરાજ્યા, હૃદયમાં અને ઇંદ્રિયોની આધિદૈવિક શક્તિઓમા પ્રભુએ સ્થાન ન કર્યું તો પછી એ ત્યાગ શાનો કહેવાયજ ? આથી પુષ્ટિમાર્ગમાં શરીરના સંબંધી દેખાતા ત્યાગનો નિષેધ કરવામા આવ્યો છે, મનના ત્યાગનું જ અહીં મુખ્યત્વ છે ને સાચો ત્યાગ એજ છે. વળી પ્રભુ ગોપીજનની માફક અંતર્ધાન થઇ ત્યાગ કરે ત્યારેજ ભક્તની "તે આગ" વિરહાગ્નિ પ્રદિપ્ત થાય છે. ભક્ત પ્રભુથી વિખુટા પડે છે એટલે પ્રભુ અને ભક્ત પરસ્પર ત્યાગે છે. એટલે ત્યાગનો ભાવ આવી રીતે સમજાવવા સમજવામાં અને અનુભવવાળાને શું નુકસાન છે ? ઉલટી લહેર કે વિલાસ વધે છે. શબ્દ માત્રનો આ પ્રમાણે પ્રભુના સંબધેં અર્થ કે ભાવ વ્યાકરણાદિકને ભૂલી જઇને પણ પ્રભુ સંબધે યોજવામાં આવે છે ત્યારે તે શબ્દ પણ આશીર્વાદ આપે છે. ને ભક્ત બની જાય છે. જેમ કોઈ ગમે તે સામગ્રીને દયાળુ ભક્ત પ્રભુને સમર્પે તો તે પ્રભુ ભક્તના પ્રેમને લીધે અંગીકાર કરે છે, તેમ શબ્દરૂપ સામગ્રીનો પણ ભક્તરૂપી વિલાસીને હાથે ભાવપૂર્વક અંગીકાર થાય છે અને દયારામભાઇની આવી ભગવદ્વાર્તાઓને લીધે તેમના આવા શબ્દોના વિલાસી લીલા સંબંધી અર્થો ને ભાવોને લીધે અન્યમાર્ગી વ્યાકરણી પંડિતો અને શુષ્ક વેદાંતીઓ મશ્કરી કરતા. આથી દયારામભાઇને કહેવું પડયું કે "શું જાણે વ્યાકરણી વસ્તુને શું જાણે વ્યાકરણી. મુખ લગી ઘૃત (ઘી)અર્પ્યું તદાપિ, સ્વાદ ન જાણે બરણી-વસ્તુને શું જાણે વ્યાકરણી-ઈત્યાદિ. મતલબ કે ભક્ત સ્વતંત્ર છે તે કોઇને આધીન નથી, કારણકે સર્વ સમર્થ ભગવાન પણ તેનેજ આધીન છે પછી સ્વતંત્રતામાં પૂછવુંજ શું ? જ્યાં અનુભવે પ્રભુ સાથે રસવિલાસ છે, ત્યાં જ હજારો વર્ષનો સમય ક્ષણ બની જાય છે. ઉદ્ધવજી ગોપીજનને યોગનો ઉપદેશ કરવા શ્રીઠાકોરજીની આજ્ઞાથી શ્રીગોકુળ આવે છે, ત્યારે ગોપીજનનો અને ઉદ્ધવજીનો પ્રેમલક્ષણાભક્તિ ને યોગનો સંવાદ છ માસ સુધી થાય છે. ગોપી. સાથે છ માસ. પોતાના પ્રિયતમ પ્રભુની વાતોને લીધે ખબર જ પડી. નથી. ઉદ્ધવજી પણ સંગનો રસ લાગવાથી સમયનું ભાન ભૂલ્યા. જ્યા ઉદ્ધવજી જેવો બધા યાદવોમાં સૌથી શુષ્ક પણ આવો રસિકતામાં તલ્લીન બની સમયનું અને યોગનું પણ ભાન ભૂલે, ત્યાં રસિક શ્રોતાઓની બાબતમાં તો પૂછવું જ શું ? શ્રીમહાપ્રભુજી વ્યાસાશ્રમમાં વેદવ્યાસને મળવા પધાર્યા. આ વખતે વેદવ્યાસે શ્રીમહાપ્રભુજીના સ્વરૂપને ઓળખીને "રસાત્મક પૂર્ણ પુરુષોત્તમાય નમઃ ॥ એમ બોલી નમસ્કાર કર્યો. શ્રીમહાપ્રભુજીએ પણ નમસ્કારને નમસ્કારે માન આપ્યું, એટલે વેદવ્યાસે શ્રીમહાપ્રભુજીનું સ્વરૂપ જોતાં સ્વરૂપ પ્રકટ કરવા પૂછ્યું કે, "શું રસાત્મકપૂર્ણ પુરુષોત્તમનું પ્રાકટ્ય થયું ?" (આમાં બે ભાવ છે, એક તો શ્રીનાથજીના પ્રાકટ્ય સંબંધી પૂછે છે ને શ્રીમહાપ્રભુજી અને શ્રીનાથજી એકસ્વરૂપ હોવાથી બેઉને નમન કરે છે.) શ્રીમહાપ્રભુજીએ હા કહી, પછી આ વખતે શ્રીમહાપ્રભુજી શ્રીભાગવતજીના અર્ધા શ્લોકનાં શ્રીસુબોધિનીજી વેદવ્યાસને સંભળાવે છે.

તેમાં સાડાત્રણ દિવસ થાય છે. બહાર કૃષ્ણદાસ મેઘનને "કૃષ્ણદાસ ઉભો રહે હું આવું છું" એમ આજ્ઞા કરી ભીતર પધારે છે. આથી સાડાત્રણ દિવસ કૃષ્ણદાસ તેજ સ્થળે આજ્ઞાપાલનમાં ઉભા રહે છે, પણ શ્રીમહાપ્રભુજીમાં ધ્યાન હોવાથી જરાય તકલીફ કે દુઃખ નથી. ભૂખ-તરસાદિકનું પણ શ્રીમહાપ્રભુજીની દયાને લીધે પોષણ છે. અપ્રાકૃત વસ્તુએ પ્રાકૃત વસ્તુઓ પોષાઇ અપ્રાકૃત થાય છે તેજ તનુનવત્વ કહેવાય. અહીં તેટલો સમય તેજ સ્થિતિ બની રહે છે. નિત્ય સાક્ષાત સંબંધે પણ તેજ સ્થિતિ રહે છે. કહેવાની મતલબ કે પ્રભુના સંબંધવાળી બાબતોમા લૌકિક વૈદિક દૃષ્ટિએ ને વિચારે કંઇજ ન સમજાય. શ્રદ્ધાએ અનુભવ થાય ત્યારે ખબર પડે છે. સર્વત્ર ગમે તેવી વાતોમા હજારો વર્ષનો કાલ ક્ષણસમાન નથી જણાતો, પણ હરિની કથામાંજ. અહીં હરિ શબ્દ વાપરે છે, તેમાંય ચતુરાઇ છે, ચતુરાઈ એ છે કે પુષ્ટિમાર્ગમાંજ આવું બને છે, અને પુષ્ટિમાર્ગમાંજ સેવ્ય શ્રીકૃષ્ણનાં સ્વરૂપ બધાં હરિ છે, આથી શ્રીમહાપ્રભુજી ગ્રંથોમા મંગલાચરણાદિકમા વા નમસ્કારમા ઘણીવાર હરિજ શબ્દ વાપરે છે. " नत्वा ॥ हरिं सदानंदम् " સિદ્ધાંત મુક્તાવલિ, " वदति वल्लभ श्रीहरे " યમુનાષ્ટકનું છેલ્લું વાક્ય આ પુષ્ટિમાર્ગીય હરિ તે આધિદૈવિક હરિ છે. હરિના ત્રણ સ્વરૂપ છે. અધિભૌતિક હરિ તે ભક્તોના ભૌતિક-લૌકિક સંકટોનું હરણ કરે છે. નરસિંહ મહેતાની હુંડી સીકારી, મામેરૂ પૂર્યું, પિતાનું શ્રાદ્ધ કર્યું. સામળશાને પરણાવ્યો આ બધુ કરનાર આ હરિ છે. ભક્તના લૌકિક સંકટમાં મદદ માગે કે દુખ ભાગવા દોડે તે હરિ આ છે. મર્યાદા ભક્તિમા તો આનું માહાત્મ્ય મહાન છે. "ગરુડે ચઢી આવજો ગિરિધારી" આ સ્તુતિમા હરિ મદદે ગરુડે બેસીને આવે છે. તે આધિભૌતિક સ્વરૂપ છે. પુષ્ટિભક્તને તો એવી ઇચ્છા સ્વપ્ને પણ ન હોય. ધણીને ગમે તેવી સ્થિતિમા તસ્દી કેમ અપાય? ઉલટા પધારે તો પુષ્ટિભક્તને ક્લેશ થાય છે કે મારે માટે આટલી બધી તસ્દી લીધી. (આ હરિશબ્દને સમજવા શ્રીગોકુલેશના હાસ્ય પ્રસગો ભાગ ૧ લાનો ૫૩ મો પ્રસંગ પાન ૧૦૧ પર છે તે સમજીને વાંચી જવો એટલે સ્પષ્ટ સમજાશે કે પુષ્ટિમાર્ગીય હરિ કયા છે) જે હરિભક્તનાં મન પ્રાણ અને ઇંદ્રિયો સર્વનું હરણ કરે મતલબ કે એ સર્વ પ્રભુમાં તલ્લીન કરનાર સ્વરૂપ તે આધ્યાત્મિક હરિ છે. આનાથી એ આગળ શ્રીહરિનું સ્વરૂપ તે આધિદૈવિકહરિ ભક્તને પ્રેમે હારી તે હરિ. ભક્તનો અનહદ પ્રેમ જોઇ ભગવાન પોતે ભક્તાધીન બની જાય છે. ઉપરા ચૈત્રના અંકમા પ્રથમ પેજપર મુખપર આપેલા દોહરા પ્રમાણે:—

આવા હરિના સંબંધે શ્રીમહાપ્રભુજી ઉપરના સૂત્રમાં હરિ શબ્દ વાપરે છે આ વસ્તુ સમજવું બહુજ ઉચ્ચ હૃદય જોઈએ કૃપા વગર ન સમજાય ટુંકામાં આટલું કહી હવે શબ્દરચનામાં મહાચતુર વાક્પતિ શ્રીવલ્લભાધીશની ગદ્ગદ કંઠે પ્રાર્થના કરી આ વિવરણ પૂર્ણ કરું છું.

દીનકિંકર.

---

## ગીતાંજલિ.*

### કાવ્ય ૩૯-અલ્પ યાચના ("વૈષ્ણવ જન તો").

'તું મારૂં સર્વસ્વ પ્રભુ છે," એવું કહેવા કાજે રે,
મમત્વનો પ્રભુ અલ્પ અંશ એ, મારામાં રહેવા દે રે
સર્વ દિશામાં અનુભવું સહુ વસ્તુમાં તુજને પામું રે
પ્રેમ સમર્પું મારો તુજને, ક્ષણ ક્ષણમાં જેથી હું રે
માટે રહેવા દે મારામાં કંઈક વાસના આ તું રે,—પ્રેમ૦

છૂપાવું ના કદિયે તુજને, વ્યક્ત કરૂં તે કાજે રે,
અભિમાનનો અંશ એટલો, મારામાં રહેવા દે રે
જેનાથી તારી ઇચ્છાને, આધીન પ્રભુ હું રહું છું રે
સફળ થાય છે મુજ જીવનમાં, જેની તારો હેતુ રે
સ્નેહ ગ્રંથિનો અલ્પ અંશ એ, રહેવા દે મુજમાં તું રે—સફળ૦

### કાવ્ય ૪૦—મેઘારાધન (સવૈયા).

અનાવૃષ્ટિ મુજ શુષ્ક હૃદયમાં, દીર્ઘકાળની પ્રભુ દિસે,
ક્ષિતિજ મહીં ભય ઉત્પન્ન કરતો ઉઘાડ તદ્દન દેખાયે,
નામનિશાન નહિ વાદળનું, વૃષ્ટિનું નહિ ચિહ્ન દિસે—અનાવૃષ્ટિ૦

મૃત્યુ સમ કાળું કોપેલું, વાવાઝોડું મોકલજે,
વિદ્યુતને ચમકારે સઘળું નભમંડળ ચમકાવી દે,
ઈચ્છા તારી હોય પ્રભુ જો, ભલે નાથ આવું કરજે.—અનાવૃષ્ટિ૦

શાંત, સ્તબ્ધ, વળી, પ્રખર, ક્રૂર, આ., તાપ, વ્યાપિયો, છે મુજ જે,
ખેંચી લે પ્રભુ, ભયકારક નિરાશાથી જે હૃદય દહે,
જળઝર નયને અમી વરસે મા, પિતા ક્રોધ કરે જ્યારે,
કૃપાવૃષ્ટિ વરસાવ ઉપરથી મારા પર તું પ્રભુ હવે

શંકરભાઈ ત્રિકમભાઈ પટેલ
કાજી ચકલા—નડિઆદ.

---

* (રવિન્દ્રનાથ ટાગોર કૃત)

# जप यज्ञ महोत्सव सम्मेलन

આ માસિકના ગત વૈશાખ માસના અંકમાં જણાવ્યા મુજબ અહીં ગોરગામ મુકામે ગત ચાતુર્માસમાં થએલા અષ્ટાક્ષર મહામંત્રના આઠ કરોડનો જપ યજ્ઞનો પૂર્ણતા મહોત્સવ પુરૂષોત્તમ માસના સુદિ ૧, ૨, ૩ ના દિવસે સંપ્રદાયના પ્રખર વિદ્વાન વે. શા. સં. શ્રીયુત વસંતરામ હરિકૃષ્ણ શાસ્ત્રીજીના પ્રમુખપદે આનંદથી પાર પાડવામાં આવેલ છે. આ યજ્ઞમાં ભાગ લેનાર સર્વે વૈષ્ણવ બંધુઓને અગાઉ પત્રિકા દ્વારા આમંત્રણ કરવામાં આવ્યું હતું, પરંતુ ચોમાસાના દિવસ હોવાથી બહાર ગામથી થોડો સમાજ આવી શક્યો હતો. પ્રમુખ શાસ્ત્રીજી વસંતરામભાઇ સાથે ભગવદીય ભાઇ દીનકિંકરભાઇ પણ આવ્યા હતા. શાસ્ત્રીજી તથા ભાઇ દીનકિંકર મુંબઇ મોટર માર્ગે અહીં સોમવારના રોજ આવી ગયા હતા. કાર્યની શરૂઆત બુધવારથી કરવામાં આવી હતી. સવારના શ્રીઠાકોરજીનો મનોરથ માની કીર્તન ઓચ્છવ કરવા બાદ સભાની શરૂઆત સાંજના સાડાચાર વાગ્યાથી થઇ હતી.

શરૂઆતમાં પ્રભુ પ્રાર્થના અને સ્વાગત પદ્ય ગવાયા બાદ પ્રમુખ શાસ્ત્રીજીનો પરિચય કરાવી પ્રમુખ સ્થાન સ્વીકારવા માટે રા. સાંકળચંદ છગનલાલ શાહે દરખાસ્ત રજુ કરી હતી, અને તે દરખાસ્તને રા. હરજીવનભાઇ વેલજીદાસ મહેતાએ અનુમોદન આપ્યા પછી શાસ્ત્રીજીએ પ્રમુખસ્થાન સ્વીકાર્યું હતું. બાદ સ્વાગતાધ્યક્ષ શ્રીયુત ગોવર્ધન રામચંદ્ર શાસ્ત્રીજીનું ભાષણ થયું હતું. તેમાં તેમણે સંપ્રદાયના આરંભથી આજ સુધીની સ્થિતિનું અવલોકન કરી જપ યજ્ઞની જરૂરીયાત બતાવી તેનું મહત્વ બતાવી દરેક સાંપ્રદાયિક સંસ્થાઓ આવું રચનાત્મક કાર્ય કરે તો સંપ્રદાય ઉજ્જ્વળ સ્થિતિમાં આવે એમ જણાવ્યું હતું. તે પછી શ્રીવૈષ્ણવધર્મ વર્ધિની સભાના મંત્રી મોહનલાલ રવચંદ ગાધીએ જપ યજ્ઞનો રીપોર્ટ વાંચ્યો હતો તેમાં સંપ્રદાયની હાલની પરિસ્થિતિ વૈષ્ણવોની સ્વધર્મ પ્રત્યેની બેદરકારી, તેમ વિરોધીઓના થતો હુમલા, આવા વખતે વૈષ્ણવોની ફરજ શું હોઇ શકે ? તે જણાવી જપ યજ્ઞની કેમ અને કેવી રીતે શરૂઆત થઇ અને તે પૂર્ણ થતાં સુધી કેવી રીતે કામ ચાલ્યું તેનું વર્ણન કરી જપના-થએલી સંખ્યાના જુદા જુદા આંકડા વાચી બતાવ્યા હતા તે નીચે મુજબઃ—

( આ યજ્ઞમાં જે વૈષ્ણવ બંધુઓએ તેમજ બહેનોએ ભાગ લીધેલો છે, તેઓની નામાવળી છેવટે આપી છે. )

જપની શરૂઆત સંવત ૧૯૮૬ ના અસાડ સુદિ એકાદશીથી થઇ.

જપ અસાડ સુદિ એકાદશીથી ભાદ્રપદ સુદિ એકમ સુધી ૨,૬૭,૩૮,૩૧૬, જપ થયા.

" આશ્વિન સુદિ ૧ સુધી ૩,૮૫,૨૮,૬૪૮ જપ થયા.

" કાર્તિક સુદિ ૧૧ સુદિ ૫,૭૭,૯૩,૫૬૭ જપ થયા.

" પોષ સુદિ ૧ સુધી ૭,૫૬,૧૯,૩૧૯ જપ થયા.

" વસંતપંચમી સુધી કુલ જપ—૯,૧૯,૨૦,૧૦૫ થયા.

ઉપર મુજબ સંખ્યા વાંચી બતાવ્યા પછી આ જપનું વ્યસન જે વૈષ્ણવોને લાગ્યું છે તે કાયમ રાખવા વિનંતિ કરી હતી. તે પછી આ જપયજ્ઞ મંડળના સેક્રેટરી રા. ગોવર્ધન તુલશીદાસ શાહનું વ્યાખ્યાન થયું હતું. બાદ અત્રેના બે વિદ્યાર્થીઓનો ચાલુ પરિસ્થિતિ ઉપર અને જપની જરૂરીઆત ઉપર સંવાદ થયો હતો. ત્યાર બાદ પ્રમુખ શાસ્ત્રીજીનું લંબાણ વ્યાખ્યાન થયું હતું. તેઓશ્રીએ લગભગ બે કલાક સુધી વિવેચન કરી સંપ્રદાયનું રહસ્ય, વૈષ્ણવોનો ધર્મ, સ્વરૂપ

મહાત્મ્ય, નામમહાત્મ્ય, અષ્ટાક્ષરની મહત્તા, જપયજ્ઞની મહત્તા, આધુ પરિસ્થિતિમાં તેની જરૂરીઆત વગેરે વિષયો ઉપર સવિસ્તાર વિવેચન કરી વૈષ્ણવ સમાજને પ્રફુલ્લિત કર્યો હતો. વૈષ્ણવો ઉપર વ્યાખ્યાનની સારી અસર થઇ હતી. આઠ વાગ્યા સુધી કાર્ય ચાલ્યા પછી બીજા દિવસ ઉપર સભાનું કામ મુલતવી રહ્યું હતું.

## બીજે દિવસ.

સવારમાં શ્રીઠાકોરજીને પલને ઝુલાવ્યા હતા, તે સમયે શાસ્ત્રીજીએ કીર્તનો કર્યાં હતાં. ઓચ્છવ થયા પછી બપોરના ચાર વાગે પાછી સભાની શરૂઆત થઇ હતી. શરૂઆતમાં રા. નારાયણભાઇ મહેતાએ પ્રભુપ્રાર્થનાનું પદ ગાયા પછી શાસ્ત્રીજીએ પ્રમુખસ્થાન સ્વીકાર્યું હતું. પછી ભગવદીય ભાઇ દીનકિંકરે લગભગ દોઢ કલાક સુધી વિવેચન કર્યું હતું. તેમા શ્રીઆચાર્યજી મહાપ્રભુનું સ્વરૂપ, તેઓશ્રીના ઉચ્ચ સિદ્ધાંતો, ભગવાનનું સ્વરૂપ, તેઓની લીલાઓ, જીવનો પ્રભુ સાથેનો સંબંધ, તેનું કર્તવ્ય, શ્રીમહાપ્રભુજીના સંપ્રદાયમા પ્રેમ અને દીનતાની જરૂરીઆત વગેરે વિષયો ઉપર લંબાણથી અને દષ્ટાંત સહિત વિવેચન કરી વૈષ્ણવ સમાજને રસમગ્ન કરી મૂક્યો હતો. તે પછી પ્રમુખ શાસ્ત્રીજીનું વ્યાખ્યાન થયું હતું. તેમાં શરૂઆતમાં સાંપ્રદાયના સિદ્ધાંતો ઉપર વર્ણન કર્યા પછી સ્વદેશી એ વિષય ઉપર લંબાણ વિવેચન કરી હાલ સ્વદેશીના નામે થતી પ્રવૃત્તિમાં જે લુંટાણું અને પરદેશીના બુરખામાંજ સ્વદેશીનો જે ડોળ બતાવાય છે, અને અમારા વૈષ્ણવોને વગોવવામાં આવે છે, તે સત્ય સ્વરૂપમા જણાવી સ્વદેશીનું ખરૂં પાલન તો પુષ્ટિમાર્ગીય આચાર્યો, મંદિરો, વૈષ્ણવોજ કરી રહ્યા છે તે સવિસ્તાર બતાવી આપ્યુ હતું. મંદિરોમાં વસ્ત્ર, શણગાર, સામગ્રી સ્વદેશીજ જોઇએ. પરદેશી યંત્ર સામુદાયિક પીસાએલ આટો વગેરે પણ ચાલી શકતો નથી. તેમજ હિંદુસ્તાનના હુન્નર ઉદ્યોગની કદર એક પુષ્ટિમાર્ગીય મંદિરોમાંજ થાય છે, તે સપ્રમાણ બતાવી આપ્યું હતું. તે પછી સભાના મંત્રીએ આભાર પ્રદર્શન કરી સભા બરખાસ્ત થઇ હતી.

## ત્રીજે દિવસ.

સાંજના ત્રણ વાગે અત્રેની શ્રીવૈષ્ણવ ધર્મ વર્ધિની સભા તથા શ્રીવૈષ્ણવ ધર્મ વાચનાલયના બારમા વાર્ષિક સંમેલનના કામકાજની શરૂઆત થઇ હતી. શાસ્ત્રીજી ગોવર્ધનભાઇએ આ સમ્મેલનનું પ્રમુખસ્થાન સ્વીકારવા માટે શાસ્ત્રીજી વસંતરામભાઇને વિનંતિ કરી હતી, અને મોહનલાલ માધીએ અનુમોદન આપ્યા પછી શાસ્ત્રીજીએ પ્રમુખસ્થાન સ્વીકાર્યું હતું. રા. નારાયણભાઇ મહેતાએ શ્રીવલ્લભમહાત્મ્ય ઉપર પદ ગાયું હતું. શરૂઆતમાં સંસ્થાના મંત્રીએ વાર્ષિક રીપોર્ટ વાંચી બતાવ્યો હતો તેમાં આવક જાવકનો હિસાબ બતાવી ગામ પરગામના વૈષ્ણવોને આ સંસ્થાને પોતાની જાણી મદદ કરી સારા પાયા ઉપર લાવી મુકવા વિનંતિ કરી હતી. ત્યારબાદ ભગવદીય ભાઈ દીનકિંકરનું વ્યાખ્યાન થયું હતું તેમણે પુષ્ટિમાર્ગની ઉત્તમતા તેમાં રહેલા ઉચ્ચતત્વોનું દિગદર્શન કરાવ્યું હતું. ભાઇ દીનકિંકર દોઢ કલાક સુધી બોલ્યા પછી પ્રમુખ શાસ્ત્રીજીનું લંબાણ વ્યાખ્યાન થયું હતું તમણે જુદા જુદા દષ્ટાંતો આપી વૈષ્ણવોને સ્વકર્તવ્યનું ભાન કરાવ્યું હતું. તે પછી પાંન સોપારી અત્તર ઇત્યાદિથી પરોણાઓનું સ્વાગત કરી સભા વિસર્જન થઇ હતી. તુરત કલશ સાથે વરઘોડો ગોઠવવામાં આવ્યો હતો. શેઠ પુરૂષોત્તમદાસ જેઠાદાસને ત્યાંથી કળશ ભરવામાં આવ્યા હતા. વૈષ્ણવો સ્ત્રી-પુરૂષો બાળકોના સમૂહ સાથે તેમજ વાદ્ય. (વાજીંત્ર) સાથે વરઘોડો નીકળ્યો હતો. શાસ્ત્રીજી વસંતરામભાઇએ

'ભક્તિકા ડંકાભારતમેં બજવાયા શ્રીમહાપ્રભુજીને' આ પદ ગવડાવ્યું હતું કે જે ગાવામાં વૈષ્ણવો તલ્લીન થઈ ગયા હતા. આખા ગામમાં ફરી શ્રીઠાકોરજી સમક્ષ કળશ ઉતારવામા આવ્યા હતા. મહાડના ભગવદીય વલ્લભભાઇએ કળશ વધાવી લીધા હતા. ત્યાં વૈષ્ણવ સમાજે કીર્તનો ગાયા પછી સૌ વિખેરાયા હતા. તે પહેલાં હીચ અને ગરબા પણ ભાઇ દીનકિંકરે ગવરાવ્યા હતા.

ત્રણે દિવસ રાત્રે શાસ્ત્રીજી ગોવર્ધનભાઇએ હરિકીર્તન કર્યું હતું. ચોથા દિવસે સવારમાં શાસ્ત્રીજી વસંતરામભાઇએ જળાશય ઉપર જઇ બ્રહ્મસંબંધી વૈષ્ણવોને બ્રહ્મસંબંધ મંત્રનો ભાવાર્થ તથા રહસ્ય લગભગ ત્રણ કલાક સુધી અપરસમાં સમજાવ્યું હતું. સાંજે દયારામભાઈના પદો ગવડાવી તે ઉપર વિવેચન કર્યું હતું.

આવી રીતે શાસ્ત્રીજી વસંતરામભાઇ તથા ભાઈ દીનકિંકરભાઇએ ગોરાગામના વૈષ્ણવોમાં નવચેતન આણી મૂક્યું હતું. શાસ્ત્રીજી રહ્યા ત્યાં સુધી આખો દિવસ અને રાત સાંપ્રદાયી વાતો અને ગાયનોથી વૈષ્ણવોને લાભ આપતા હતા. શાસ્ત્રીજીના સત્સંગનો લાભ ગોરાગામના વૈષ્ણવોને દશ વર્ષ ઉપર ચતુર્થ પંચમ પીઠાધીશ્વર શ્રી વલ્લભાચાર્યજી મહારાજ પધાર્યા તે વખતે મળ્યો હતો. આ વખતે તો અત્રેના વૈષ્ણવોના અત્યાગ્રહથી શાસ્ત્રીજી એક અઠવાડીયું રોકાઇ વૈષ્ણવ સમાજને ભગવદ્ રસમા તલ્લીન કરી મૂક્યા હતા. ભાઇશ્રી દીનકિંકર પણ વખતોવખત શ્રીગોકુલેશ મહાપ્રભુના હાસ્યપ્રસંગો સમજાવતા હતા. પ્રભુ સદાય આવીજ રીતે ગોરગામના વૈષ્ણવો ઉપર કૃપા કરી આવા ભગવદીયોના સત્સંગનો લાભ અર્પો.

નીચે જણાવેલા વૈષ્ણવ ભાઇઓ તથા બહેનોએ અત્રેના શ્રીઅષ્ટાક્ષર જપ યજ્ઞમાં ઉત્સાહભર્યો ભાગ લઈ જપ સંખ્યા આપી મદદ કરી છેઃ—

(જપ યજ્ઞના યાજ્ઞિકો.)

| વૈષ્ણવોના નામ. | ગામ. | વૈષ્ણવોના નામ. | ગામ. |
|---|---|---|---|
| શા. પીતાંબરદાસ જાદવજી | ગોરાગામ | સૌ. બાઇ મુળીબાઇ | ગોરાગામ |
| શા. લલ્લુદાસ પીતાંબરદાસ | ,, | શાસ્ત્રી ગોવર્ધન રામચંદ્ર | ,, |
| શા. પુરૂષોતમદાસ પીતાંબરદાસ | ,, | પંડયા ભગવાન રામચંદ્ર | ,, |
| સૌ. બાઇ પાર્વતીબાઇ | ,, | પંડયા નારાયણ રામચંદ્ર | ,, |
| સૌ. બાઈ સોનીબાઇ | ,, | સૌ. કાશીબાઇ | ,, |
| કુમારી બેન સવિતાગૌરી | ,, | સૌ. બાઇ નર્મદા | ,, |
| ધુવાડ વલ્લભભાઇ મુલચંદદાસ | ,, | સૌ. તુલસી બહેન | ,, |
| બાઇ સંતોક | ,, | શા. વેલજીદાસ સાંકળચંદ | ,, |
| શા. છગનલાલ મયારામ | ,, | શા. ગોવર્ધન તુલસીદાસ | ,, |
| શા. સાંકલચંદ છગનલાલ | ,, | શા. શામળદાસ સાંકલચંદ | ,, |
| શા. હેમચંદ સાંકલચંદ | ,, | શા. રામચંદ્ર સાંકળચંદ | ,, |
| શા. પુરૂષોત્તમ સાકલચંદ | ,, | બાઇ દેવકોર | ,, |
| શા. ભોગીલાલ સાંકળચંદ | ,, | સૌ. પાલીબ્હેન | ,, |
| સૌ. બાઇ હેતીબાઇ | ,, | સૌ. રમાબ્હેન | ,, |
| સૌ. બાઈ નર્મદાજી | ,, | સૌ. જેઠીબ્હેન | ,, |
| કુ. હરીબેન | ,, | કુમારી સરસ્વતી બ્હેન | ,, |
| ધુવાડ ખેમચંદ ગોવર્ધન | ,, | કુમારી સવિતાગૌરી | ,, |
| સૌ. કાશીબેન | ,, | શા. હેમચંદ મોતીચંદ | ,, |

| વૈષ્ણવોના નામ. | ગામ. |
|---|---|
| શા. હરગોવન મોતીચંદ | ગોરાગામ |
| શા. મહાસુખ લલ્લુદામ | ” |
| શા. ખેમચંદ મોતીચંદ | ” |
| શા. દ્વારકાદાસ લલ્લુભાઇ | ” |
| મહેતા બાલકૃષ્ણ ગોવીંદ | ” |
| બાઇ ગંગા | ” |
| સૌ. બાઇ ચીમા | ” |
| કુમારી બયોબ્હેન | ” |
| ગાંધી પીતાંબર મીઠારામ | ” |
| મહેતા લાલજી ગણપત | ” |
| મહેતા રામચન્દ્ર ભીખુ | ” |
| સૌ. ગોદાવરીબાઇ | ” |
| બાઇ હેમા | ” |
| સૌ. બાઇ માણુકીબાઇ | ” |
| મહેતા ડુંગરદાસ કાસીદાસ | ” |
| મહેતા ઝુમકલાલ કાસીદાસ | ” |
| સૌ. બાઇ ચંદરીબાઇ | ” |
| સૌ. બાઇ લાડકોર | ” |
| મહેતા ભગવાનદાસ હેમચંદ | ” |
| મહેતા દલુચંદ વજુ | ” |
| મહેતા મકનજી દલુચંદ | ” |
| મહેતા નારાયણ દલુચંદ | ” |
| મહેતા જગજીવન દલુચંદ | ” |
| શેઠ અમીચંદ પુરૂષોત્તમ | ” |
| મહેતા હરજીવન વેલજી | ” |
| મહેતા નારાયણ વેલજી | ” |
| મહેતા રામચંદ્ર હરજીવન | ” |
| મહેતા હીરાચંદ હરજીવન | ” |
| સૌ. ચંપાબ્હેન | ” |
| સૌ. સીતાબ્હેન | ” |
| બાઇ જમનાબ્હેન | ” |
| સૌ. બાઇ પાર્વતી | ” |
| સૌ. બાઇ દેવકોર | ” |
| સૌ. બાઇ રૂકમણી | ” |
| શા. પુરૂષોત્તમ જેઠાદાસ | ” |
| શા. ઘનશામદાસ જેઠાદાસ | ” |
| મહેતા રામચંદ તુલસીદાસ | ” |
| સૌ. બાઇ રેવા | ” |
| સૌ. બાઇ લલિતા | ” |

| વૈષ્ણવોનાં નામ. | ગામ. |
|---|---|
| મોહનલાલ રવચંદ ગાધી | ગોરાગામ |
| શા. પુરૂષોત્તમ અમીચંદ | ” |
| ગાધી રવચંદ વેણીચંદ | ” |
| સૌ. બાઇ ભુરીબાઇ | ” |
| ધુવાડ પ્રેમચંદ માણેકચંદ | ” |
| ધુવાડ પુરૂષોત્તમ માણેકચંદ | ” |
| સૌ. કાશીબ્હેન | ” |
| બાઈ દલકોર | ” |
| સૌ. બાઇ જેકોર | ” |
| સૌ. બાઇ નર્મદા | ” |
| ધુવાડ રામચંદ્ર ભગવાન | ” |
| ગાધી કાશીદાસ ઉગરચંદ | ” |
| શા. મગનલાલ ગુલાબચંદ | ” |
| કુ. શકરીબ્હેન | ” |
| શા. પીતાંબર ગોવર્ધન | ” |
| ગાધી ચુનીલાલ મોતીચંદ | ” |
| સૌ. બાઈ હરીબાઇ | ” |
| મહેતા નૃસિંહ દલસુખ | ” |
| ઉપાધ્યાય શીવરામ અજેરામ | ” |
| સૌ. કાશીબ્હેન | ” |
| મહેતા જીવણ તુલસીદાસ | દીવીલ |
| સૌ. ગિરિજાકુંવર | ” |
| શા. નરસીદાસ મુળજી | મુંબાઇ |
| શા. અમીચંદ મલુકચંદ | ” |
| મોદી ચુનીલાલ બેચર | ” |
| ધુવાડ ચુનીલાલ હીરાચંદ | ” |
| શા. વીરચંદ અમીચંદ | ચોટ |
| શા. મથુરદાસ પીતાંબર | ” |
| શા. મગનલાલ માણીકચંદ | ” |
| મહેતા સાકલચંદ સખારામ | બામરોલી |
| મહેતા હીરાચંદ સાંકલચંદ | ” |
| મહેતા બાલકૃષ્ણ સાંકળચંદ | ” |
| સૌ. મણી બેન | ” |
| સૌ. જાનકી બેન | ” |
| સૌ. ચંદભાગા | ” |
| મહેતા પુંજાલાલ લીલાચંદ | ” |
| મહેતા ત્રીકારામ હેમચંદ | ” |
| મહેતા બાલકૃષ્ણ જીવન | ” |

| વૈષ્ણવોના નામ. | ગામ. | વૈષ્ણવોના નામ. | ગામ. |
|---|---|---|---|
| મહેતા મથુરદાસ જીવન | આમણોલી | કંસારા વીરજી અમરશી | પંચલી સોરઠ |
| મહેતા પીતાંબર જીવન | ,, | શાહ. શાન્તિલાલ ગીરધરદાસ | વાસણા |
| મહેતા વેલજી સવિરામ | ,, | દરજી હરગોવન નાગજી | ,, |
| સૌ. રાધાબેન | ,, | મુખ્યાજી પ્રલ્હાદજી વેણીરામ | પુન |
| સૌ. નરબદા બેન | ,, | શા. મોહનલાલ શીવલાલ | ,, |
| સૌ. ચંદ્રભાગા | ,, | શા. મોહનલાલ જેઠાભાઈ | ,, |
| શા. લાલજી પુરૂષોત્તમ | પાણુશાઇ | વૈષ્ણવ બાઇ ચંચલ | ,, |
| બાઇ પાણુકોર | ,, | શા. કેશવલાલ ખુશાલદાસ | ,, |
| સૌ. ચંદ્રભાગા | ,, | શા. ગોરધનદાસ વિઠ્ઠલદાસ | ,, |
| સૌ. નર્બદા બેન | માણગામ | શા. ગોપાલદાસ કેશવલાલ | ,, |
| સૌ. દેવકી બેન | માણગામ | શા. ચીમનલાલ કેશવલાલ | ,, |
| મહેતા દામોદર પુરૂષોત્તમ | રાજવલો | શા. કાન્તિલાલ કેશવલાલ | ,, |
| શા. શિવલાલ વેણીચંદ | સાઇ | વૈષ્ણવ બાઇ મેના | ,, |
| ગાધી ગણપત લીલાચંદ | ,, | શા. ગોકુલદાસ જેઠાદાસ | ,, |
| શા. કાળીદાસ વેણીચંદ | ,, | શા. ગોપાળદાસ રણછોડદાસ | ,, |
| શા. ત્રીકમલાલ ગુલાબચંદ | ,, | શા. મોહનલાલ વાલચંદ | ,, |
| જીવણલાલ ભાઇચંદ | ,, | વૈષ્ણવ બાઇ ચુનીબાઇ | ,, |
| શા. છોટાલાલ હરીચંદ | ,, | વૈષ્ણવ બેન મણીબાઈ | ,, |
| શા. માણીકચંદ મોતીચંદ | મહાપ્રળ | વૈષ્ણવ રામનારાયણજી | ,, |
| શા. રામચંદ ખુશાલ | ચીરવલ | શા. મોહનલાલ વીઠલદાસ બી. એ, એલ. એલ. બી. | મોડાર |
| શા. દલસુખ વીરચંદ | મહાડ | | |
| શા. તુળશીદાસ નાનચંદ | ,, | શા. નટવરલાલ મોહનલાલ બી. એ. બી. ટી. | ,, |
| મુખ્યાજી ગેંદારામ | ,, | | |
| બાઇ પારવતી | ગાયમુખ | શા. ભાઇચંદ માણેકચંદ બી. એ. એસ ટી. સી. ડી. | ,, |
| ધુવાડ માણીકચંદ ગોવર્ધન | ,, | | |
| ,, ખાતુ ગોવર્ધન | ,, | દોસી પુનમચંદ સાંકળચંદ | ,, |
| શા. તારાચંદ નાનચંદ | ,, | શા. જમનાદાસ દ્વારકાદાસ મણીઆર | ,, |
| સૌ. બાઇ કાશીબાઇ | ,, | | |
| શા. ઠાકુરદાસ પરમાનંદદાસ | ઔરંગાબાદ | ગાધી નરસીદાસ પુંજાદાસ | ,, |
| શ્રી વૈષ્ણવ સેવક મંડળ | મોલમીન બર્મા | શા. ચુનીલાલ ગોકુલદાસ | ,, |
| શા. શામળદાસ વીરચંદ | તળાગામ | શેઠ છબીલદાસ જમનાદાસ | ,, |
| શા. તુલશીદાસ દલુચંદ | શીરવલી | શેઠ ધુરજીભાઇ લીલાચંદ | ,, |
| શા. વ્રજલાલ દામોદરદાસ | પેટલાદ | શા. ચંદુલાલ ધુરજીભાઈ કોઠારી | ,, |
| સુતાર કાનજી ગોવર્ધન | પડધરી | શા. છનીલાલ પુંજાલાલ | ,, |
| શા. ચુનીલાલ ગુલાબીદાસ | અમદાવાદ | શા. નવનીતલાલ ભાઇચંદભાઇ | ,, |
| ચોકશી જેશીંગભાઇ ચુનીલાલ | ,, | શા. વઝલદાસ જમનાદાસ | ,, |
| દવે પુરૂષોતમદાસ કેશવલાલ | ,, | શા. જમનાદાસ દલસુખભાઇ | ,, |
| શા. શંકરદાસ લાલદાસ | વડાગામ | ગાધી નટવરલાલ મોહનલાલ | ,, |

| વૈષ્ણવોના નામ. | ગામ. | વૈષ્ણવોના નામ. | ગામ. |
|---|---|---|---|
| શા. વલ્લભદાસ છગનલાલ | મોડાસા | શા. વાડીલાલ પ્રેમચંદ | મોડાસા |
| શા. નટવરલાલ ચુનીલાલ | ,, | શા. ચીમનલાલ ગણુતલાલ | ,, |
| શા. નટવરલાલ શંકરલાલ | ,, | શા. ચંદુલાલ શિવલાલ | ,, |
| ગાંધી બંસીલાલ નટવરલાલ | ,, | શા. નટવરલાલ પુરૂષોતમદાસ | ,, |
| શાહ રસીકલાલ છગનલાલ | ,, | શા. મગનલાલ બાપુજી | ,, |
| સૌ. કમળા નટવરલાલ | ,, | શા. મંગળદાસ નરસીદાસ | ,, |
| સૌ. સકરી હરીલાલ | ,, | શા. વિઠ્ઠલદાસ રેવાચંદ | ,, |
| સૌ. બુદ્ધીબેન | ,, | શા. ચંદુલાલ શિવલાલ | ,, |
| ચી. શાન્તા | ,, | શા. ચંદુલાલ ભગવાનદાસ | ,, |
| શા. ચુનીલાલ પાનાચંદ | ,, | શા. સીવલાલ લીલાચંદ | ,, |
| શા. મગનલાલ અમીચંદ | ,, | મોદી જમનાદાસ ભોગીલાલ | ,, |
| શા. પુરૂષોતમ જયચંદ | ,, | શા. રસીકલાલ હરજીવનદાસ | ,, |
| શા. શાન્તીલાલ રાયચંદ | ,, | સૌ. પસીબેન | ,, |
| શા. શિવલાલ મુળચંદ | ,, | વૈષ્ણવ જેકોરબેન | ,, |
| શા. છબીલદાસ મુળચંદ | ,, | ગાંધી હરિભાઈ નાલચંદ | ,, |
| શા. કેશવલાલ મથુરદાસ | ,, | ગુટાલા રમણલાલ મનસુખભાઈ | ,, |
| શા. રમણલાલ કાશીદાસ | ,, | શેઠ પુનમચંદ લીલાચંદ | ,, |
| શા. ચંદુલાલ દળુચંદ | ,, | શેઠ ડાહ્યાભાઈ નાયજીભાઈ | ,, |
| શા. મણીલાલ મુળચંદ | ,, | શા. લક્ષ્મીદાસ લલ્લુદાસ | ,, |

તા. ક.—ઉપરના ભગવદીય વૈષ્ણવ ભાઇઓએ તથા બ્હેનોએ આ યજ્ઞમા મદદ કરી અમને આભારી કર્યા છે. શાસ્ત્રીજી વસંતરામભાઇની સૂચનાથી આ ચાલતા પુરૂષોત્તમ માસમા સ્થાનિક વૈષ્ણવોએ અષ્ટાક્ષર મહામંત્રના આઠ લક્ષ જપ કરવાનો નિશ્ચય કરેલો છે.

ગોરાગામ બંદર,
તા. ૨૮-૬-૩૧.

લી વૈ. દા દાસ,
મોહનલાલ રવચંદ ગાંધાના શ્રી સ્મરણ.
મંત્રી, વૈષ્ણવ ધર્મવર્ધિની સભા.

---

## પુષ્ટિજન.

અજની.

સર્વ સૃષ્ટિના ભક્તજનોમાં,
ઉત્તમ સ્થાન છે પુષ્ટિજનોમાં;
નિરખન્તાં આકર ગ્રન્થોમાં,
જણાય એ સર્વે.

અભય સત્વ અતિ શુદ્ધિ જેના,
જ્ઞાન યોગ ગુણ મુખ્ય ગણાતા;
એવા એવા ગુણ ધારે તે,
પુષ્ટિજન કે'વાય.

એ'વા એ'વા ગીતોક્ત ગુણો જે
પૂર્ણ રીતે ધારે મનમાં તે!
કૃષ્ણ પ્રભુ સ્વમુખે ઉચ્ચારે
દૈવી જીવ ગણાય.

રમણલાલ.

# ચાલુ સાલની પારિતોષિક પરીક્ષાઓ.

શુદ્ધાદ્વૈત પુષ્ટિ સંપ્રદાયના અનુયાયીઓ—ખાસ કરીને ઊછરતો યુવાન વર્ગ–સાંપ્રદાયિક સાહિત્યના અભ્યાસમાં વિશાળ દૃષ્ટિએ પ્રવૃત્ત થાય એવા શુભ ઉદ્દેશથી આ ઇનામી પરીક્ષાઓ યોજવામાં આવી છે.

પરીક્ષાના ચાર વર્ગો રાખવામાં આવેલા છે. પ્રથમ પ્રવેશ વર્ગ, બીજો મધ્યમાનો વર્ગ, ત્રીજો વર્ગ ઉત્તમાનો અને ચોથો વિશિષ્ટ પરીક્ષાનો છે. આ ચારેય પરીક્ષાનો અભ્યાસક્રમ નીચે મુજબ નિર્ણિત કરવામાં આવ્યો છે.

**પ્રવેશ પરીક્ષા**—દીનદ્દિકર કૃત વૈષ્ણવ બાલશિક્ષા ભાગ ૫ મો સંપૂર્ણ, પુષ્ટિમાર્ગનો ઇતિહાસ પૃષ્ટ ૧૦૮, ચતુશ્લોકી, કૃષ્ણાશ્રય, મધુરાષ્ટક, સર્વોત્તમ સ્તોત્ર અને મંગલાચરણ. આ સંસ્કૃત સ્તોત્રો કંઠસ્થ કરવાના છે. (આ સ્તોત્રો "આટલું તો કરજોજ" નામના પુસ્તકમાં છે.)

**મધ્યમા પરીક્ષા**—રસેશ શ્રીકૃષ્ણ, ષોડશ ગ્રંથ, શ્રીનાથજીનો ઇતિહાસ તથા ભક્તિપોષણ અર્થ સહિત.

**ઉત્તમા પરીક્ષા**—શુદ્ધાદ્વૈતમાર્તંડ (પ્રો. મગનલાલ શાસ્ત્રીના ઉપોદ્ઘાતવાળો) શુદ્ધાદ્વૈત સિદ્ધાંત ગુજરાતી (વૈષ્ણવ મહાસભાવાળો), શ્રીહરિરાયજીકૃત શિક્ષાપત્રમાથી પત્ર ૨૦, શ્રીપુરુષોત્તમજીનું જીવન ચરિત્ર (શાસ્ત્રી હરિશંકરનું લખેલું ગુજરાતી મજભાષામા).

**વિશિષ્ટ પરીક્ષા—પ્રથમ વર્ષ**—શ્રીમદણુભાષ્ય અધ્યાય ૧ લો અને ૨ જો, વિદ્વન્મંડન આવિર્ભાવ-તિરોભાવવાદ સુધી, બ્રહ્મવાદ સગ્રહમાથી શ્રીહરિરાયજીનો બ્રહ્મવાદ સટીક,

અથવા

શ્રીસુબોધિનીજી જન્મ પ્રકરણ અને તામસ ફલ પ્રકરણ, ભક્તિ હેતુ નિર્ણય પુરો, ભક્તિરસત્વવાદ પુરો, અને બ્રહ્મવાદ સંગ્રહમાથી શ્રીવ્રજરાયજીનો બ્રહ્મવાદ.

**દ્વિતીય વર્ષ**—શ્રીમદણુભાષ્ય અધ્યાય ૩ જો અને ૪ થો, વિદ્વન્મંડન અવશિષ્ટાગ લીલા-નિત્યત્વવાદ સુધી, અને બ્રહ્મવાદ સંગ્રહ પુરો શુદ્ધાદ્વૈત પરિષ્કાર સાથે,

અથવા

શ્રીસુબોધિનીજી દ્વિતીય સ્કંધ પુરા તથા તૃતીય સ્કંધ ૨૫થી ૨૯ અધ્યાય, ભક્તિહંસ, આવિર્ભાવ તિરોભાવવાદ, બ્રહ્મવાદ સંગ્રહમાથી શ્રીહરિરાયજીનો બ્રહ્મવાદ અને શુદ્ધાદ્વૈત પરિષ્કાર, સાખ્ય કારીકા અથવા ભેદાભેદવાદ, અવિકૃત પરિણામવાદ, ગીતા ૧૫ મો અધ્યાય તત્ત્વદીપિકા સાથે, તથા વિદ્વન્મંડનમાથી નિત્યલીલાવાદ.

આ પરીક્ષાઓમાં ઉત્તીર્ણ થનારાઓને વૈષ્ણવ મહાસભા તરફથી યોગ્ય પ્રમાણસર પારિતોષિક વહેંચવામા આવશે.

## સામાન્ય નિયમો.

(૧) આ પરીક્ષાઓમા પુષ્ટિમાર્ગની સાપ્રદાયિક દીક્ષા લેનાર કોઈ પણ વૈષ્ણવ સ્ત્રી કે પુરુષ બેસી શકશે. પરીક્ષામા બેસનાર ઉમેદવાર ગમે તેટલી ઉંમરના હશે તો પણ તેને માટે હરકત આવશે નહિ.

## ચાલુ સાલની પારિતોષિક પરીક્ષાઓ.

(૨) પરીક્ષાનો સમય સંવત ૧૯૮૭ ના આસો સુદ ૧૫ નો રહેશે. પરીક્ષાનું પરિણામ માગશર વદિ ૯ શ્રીગુસાંઇજીના ઉત્સવ ઉપર જાહેર કરવામા આવશે.

(૩) બધી પરીક્ષાઓ લેખીજ લેવાશે.

(૪) પ્રશ્નપત્રો તે ગામના નીમાયલા પ્રતિષ્ઠિત નિયામકોને પહોંચાડવામા આવશે.

(૫) પરીક્ષાનાં સ્થળ આદિની તજવીજ પહેલેથી નિયામકો સાથે કરીને તેમના દ્વારા તે તે પહેલેથીજ જાહેર કરવામા આવશે.

(૬) ઉમેદવારો અરજીમા પોતાના નામ ઠામ સાફ અક્ષરે લખી મોકલવા તથા કઈ પરીક્ષામા બેસનાર છે તે પણ સ્પષ્ટ રીતે જણાવવું.

(૭) પરીક્ષા માટેનું અરજપત્ર મોડામા મોડું ચાલુ સાલની ભાદરવા સુદ ૧૫ સુધી-માજ સ્વીકારશે.

આશા છે કે જ્યા જ્યા સાંપ્રદાયિક શાળાઓ ચાલતી હોય ત્યાના અધ્યાપકો પોતાના શિષ્યો અને શિષ્યાઓને તેમજ એતન્માર્ગીય જનસમૂહને આ પરીક્ષાઓમા અતિ ઉત્સાહભર્યો ભાગ લેવા પ્રયત્નપૂર્વક પ્રેરશે.

૧૧૦ રીચીરોડ,
અમદાવાદ.

જયંતિલાલ મગનલાલ પરિખ.
હરિશંકર ઓંકારજી શાસ્ત્રી.
લલ્લુભાઈ છગનલાલ દેસાઈ.
મંત્રીઓ,
શ્રી પુષ્ટિમાર્ગીય વૈષ્ણવ મહાસભા,
પરીક્ષા વિભાગ

॥ શ્રી નટવરવપુર્વિજયતે ॥

## શ્રી પુષ્ટિમાર્ગીય વૈષ્ણવ મહાસભા—અમદાવાદ.
## પારિતોષિક પરીક્ષા.

# નિવેદન પત્ર.

૧. પરીક્ષ્યનું નામ ____________________

પુરૂં ઠેકાણું ____________________

૨. ગામ ________ વય ________ ૩. જ્ઞાતિ ________

૪. પાઠશાળાનું નામ ____________________

૫. પરીક્ષાની કક્ષા ____________________

મોકલનારનું શિરનામું,
મંત્રી, શ્રી પુષ્ટિમાર્ગીય વૈષ્ણવ મહાસભા
૧૧૦ રીચીરોડ,
અમદાવાદ.

તિથિ ____________
પરીક્ષ્યની સહી ____________

## उपकार स्मरण.

ભગવદીયો ઘણા ઉદાર હોય છે, રાઈ જેટલી સેવા પણ પ્રભુ જેમ મેરૂ સમાન માને છે તેમ ઘણા ભગવદીય ભાઈઓ અમારા ઉત્સાહમાં વૃદ્ધિ કરે છે. લવાજમ ઉઘરાવી મોકલે છે ને ખોટમાં કામ કરતા આ માસિકને જેમ બને તેમ પોષે છે. જ્યારે કેટલાક નિયમિતતાને માટે કે બીજાં એવાં કારણો દર્શાવી અમારા જેવા પામરો પર ઠપકાનો વરસાદ પણ વરસાવે છે અમે અમારી ત્રુટિ સમજીએ છીએ, પણ જ્યારે કોઈ ભગવદીય જ અમારા પર ખીજશે, ત્યારે અમારી શી વલે ? પ્રભુ ભક્તોનો અપરાધ સહન નથી કરી શકતા. તો તેવા ભગવદીઓને અમે વિનવીએ છીએ કે અમારા પર દયા કરી અમને આર્શીવાદ આપે કે અમે નિયમિત થઇ જઇએ, અને એવી સવડ પણ પ્રભુ અમને આપે. અમારી પાસે કારકુન નથી, કારણ કે ખર્ચ ક્યાંથી પુરૂ કરવું ? રાખીને રજા આપી. ગયા વર્ષમા ૫૦૦ વી. પી. પાછાં આવ્યાં ૭ ૭ માસ માસિક રાખી પછી લવાજમ આપવાનું આવે ત્યારે વી. પી. પાછું વાળી ઉપર અઢી આનાનો ચાંદલો કરવો એ કેમ નિભાય ? આ અંક વી. પી. કરવાનો હતો, પણ બંધ રાખ્યું, કારણ કે લવાજમ ઘણા ખરા આવવા માડયા છે તો નાહક ચાર આનાના બોજામાં શા માટે ભગવદીયોને ઉતારવા ? આ અધિક અસાડ અસાડનો, અને શ્રાવણનો અંક એમને એમ બીડી ભાદરવાનો અંક વી. પી. કરવાનો નિર્ણય કર્યો છે. ભગવદીયો ન્યાયી હોય છે, ન્યાયનું ખરૂં સ્વરૂપ તો એજ કહેવાય કે જેટલા અંક આપણે વર્ષના લીધા હોય ને પછી ગ્રાહક બંધ થઇએ, તો તેટલા અંકની કિંમત ટિકીટો વગેરેથી મોકલી આપી ૭ માસના અંક રાખી બંધ પટે તો રૂ ૧) લવાજમ ને ૦)ના પોસ્ટેજ આ નુકસાન તો થાય, અમારી મહેનત તો બાજુ પર રહી અમે આ વખતે જોઇએ છીએ કે કેટલા ભાઇએ દરેક રીતે ન્યાયી નીકળે છે ! કેટલાક ન્યાયની ખાતર અમને અંક પાછા મોકલી આપે છે, અમે તેમના મહાઋણી છીએ, પણ એવી ત્રણ ત્રણ કે ૭ ૭ માસના ચુંથાએલા અંકનું શું કરવું ? એવા અંક અમારે કોને મોકલવા ? ગત વર્ષમા લગભગ બે હજાર ઉપરાત નકલ ગ્રાહકોમા જતી હતી તેમાં લગભગ ૧૫૦૦ નાં લવાજમ પત્યાં હશે. આ શી રીતે નિભાય ? છતા અમને પુરો વિશ્વાસ છે. પ્રભુનું કામ પ્રભુ કરશે અમે વિશ્વાસેજ નિભીએ છીએ. કેટલાક ભાઇઓ મેં આપેલા વચન પ્રમાણે શ્રીવલ્લભાખ્યાનની માસિકમાં માગણી કરે છે. હું તે વચન ભૂલ્યો નથી, અને તે આપણે થોડા વખત પછી નિયમિત શરૂ કરીશું, પણ સાથે મારી તે વખતે કરેલી માગણી પણ તે ભાઇઓ જુએ. પાંચ હજાર ગ્રાહકોની મેં માગણી કરી છે, તે મારી માગણી જ્યારે ત્યારે પુરી તો થવાની જ છે. કારણ કે અમારા પર સર્વો ભગવદીયોની દયા છે. પાચ હજાર ગ્રાહકો કરી આપો ને પછી જુઓ કે માસિક કેવું નીકળે છે ? મને તો એન્ટિગ પેપર વાપરવાનું મન થાય છે. પણ ખર્ચ ક્યાથી પુરૂં કરૂં ? છેવટે હું વિનવુ છું કે એમ ધારો કે અમારી મહેનત નકામી છે, અથવા અમે નાલાયક છીએ, તોપણ એક કરોડ વૈષ્ણવોમાં પાંચ હજાર ભગવદીયો એવા ન નીકળે કે બે રૂપીઆ ચોયરીએ બાધી કુવામાં નાખી દીધા એમ સમજી એક વર્ષ માટે પણ બે રૂપીઆ લવાજમ ગ્રાહક થઇ મોકલી આપે ? બે હજાર વૈષ્ણવોએ એક આવા નીકળે; તો પણ અમારાં પાચ હજાર ગ્રાહક થઇ જાય. હિંદી માસિકોના અમને દાખલા આપે છે, પણ તેના તો કોઈ કોઇના વીસ વીસ હજાર ગ્રાહક છે. તેમની પાસે મોટી થાપણો છે. આપણે ધીમે ધીમે ઘણા ફેરફાર કરીશું. ઉતાવળે આંબા ન પાકે. અમને ઉત્સાહ અને આશીર્વાદ બે આપો, કે ગ્રાહકો વધે, ને પાર્સલ કરવાનાં મજુરના કામમાંથી અમે બચીએ, તો ઉત્તમ લેખાદિકને માટે વખત મળે.

શ્રાવણથી હવે આપણે નિયમિત થઇશું પછી દરેક પૂર્ણિમાએ અંક બીડાઇ જશે. અનિયમિતતાની ફરિઆદ નહિ રહે શ્રીવલ્લભાખ્યાન તથા બીજાં સંસ્કૃત સ્તોત્રોના અનુવાદ પણ શરૂ થશે, સત્રો ઉપરાંત નિયમિત શ્રીસુબોધિનીનો અનુવાદ પણ લઇશું. અમારા પર સર્વે અમીદષ્ટિ રાખે એટલું જ વિનવીએ છીએ. છેવટે કડક લખાયુ હોય તો ક્ષમા માગું છું.

દીનકિંકર.

## समाचारादिक.

**વડોદરાની વાહવાહ**—અધિક માસમા વડોદરામા શ્રીકલ્યાણરાજીના ખૂબ મનોરથ થયા, કહે છે કે મનોરથમા ઉત્સાહ એટલો બધો કે દિવસ પણ ન મળે. કોઇ કોઇ વાર એક દિવસમા ચાર ચાર મનોરથ થયા. ખરેખર, ગરીબ ગણાતુ વડોદરૂ ભાવમા ભારે છે.

**"રમાએ રળિયામણુ" રાજનગર**—આખાય હિંદુસ્તાનમા બેકારી છે, ત્યારે દેશના કોઇપણ શહેર કરતા રાજનગર ઘેઘે રોજગારે સુખી છે. કારણ કે પરદેશી કાપડનો રોજગાર બધ થતા દેશી કાપડને ખૂબ ઉત્તેજન મળ્યું છે. આનો લાભ ધાર્મિક દિશાએ પણ થાય એમા કાઇ નવાઈ નથી. શ્રીનટવરલાલજી, શ્યામલાલજીને અધિક માસમા મનોરથમા ખૂબ લાડ લડાવ્યા, રાજનગર ધારે તો બારે માસ અધિકમાસ જેવો ગણીને લાડ લડાવે એવી સ્થિતિ છે. લક્ષ્મી પ્રભુની પટરાણી છે. પ્રભુની પટરાણીને પ્રભુનેજ લહેરપૂર્વક સમર્પવી એમા લહેજત છે. લક્ષ્મી પ્રભુની અને એ પ્રભુ આપણા, આટલુ સમજાય તો મજા આવે

**ખભાત સમાચાર-શ્રીજીવનેશાચાર્ય પુ. મા. વૈ. સ. પાઠશાળાની પુનઃ સ્થાપના**—અત્રે લીલાસ્થ ગોસ્વામિશ્રી જીવનેશાચાર્ય મહારાજશ્રીએ સ્થાપન કરેલી સસ્કૃત પાઠશાળા સયોગાવશાત્ પાચેક વર્ષથી બધ થઇ ગયેલી. તેનુ પુનરૂત્થાન મુબાઇવાળા શ્રી. ૧૦૮ શ્રીરણછોડલાલજી મહારાજશ્રીના શુભ હસ્તેગત વિજયાદશમીએ કરવામા આવેલુ છે. અધ્યાપક તરીકે શાસ્ત્રી નીદેશકરજીની નિમણુક કરેલી છે જેઓ પૂર્ણ ઉત્સાહથી આ કાર્ય બજાવી રહ્યા છે. હાલમા વિદ્યાર્થીઓની સખ્યા ૪૫ છે જેની પરીક્ષા અત્રેના સા. વિદ્વાન્ નટવરલાલ મોહનલાલ ગાધી બી. એ. બી. ટી. એ લીધી છે. પરિણામ ઘણુ સતોષકારક આવ્યું છે. આ પાઠશાળાની વ્યવસ્થા માટે મહારાજશ્રી તરફથી નીચેના વૈષ્ણવ સદ્ગૃહસ્થોની કાર્યવાહક કમીટી નીમવામા આવી—૧ દેશાઇ મગનલાલ ભાઇલાલ, ૨ વકીલ દ્વારકાદાસ મગનલાલ, ૩ પરીખ મોહનલાલ ૪ શેઠ ઇન્દુલાલ હરિલાલ, ૫ શેઠ ચીમનલાલ મોહનલાલ, ૬ પરીખ ગોતીલાલ મગળદાસ, વકીલ બી. એ. એલ. એલ. બી. ૭ ગાધી નટવરલાલ મોહનલાલ બી એ. બી. ટી.

**જુનાગઢ**—(સવત ૧૯૮૭ ના અસાડ સુદિ. ૨) શ્રીપુરૂષોત્તમ માસમા શ્રીમાન બાવા સાહેબ ગો. શ્રીપુરૂષોત્તમલાલજી તથા શ્રીમાન બાવાસાહેબ શ્રીવ્રજભૂષણલાલજીના અધ્યક્ષપણા નીચે જૂનાગઢ હવેલીમા આ વર્ષે ષોડશ ગ્રથો ઉપર પ્રવચન રાખવામા આવ્યુ હતુ.

આવા સરસ પ્રવચનો સાભળીને વૈષ્ણવ જનતાને બહુ લાભ થયો છે, લોકોની સાભળવામાં ઉત્સુકતા બહુ જણાતી હતી. તેમા પચકોશીના વૈષ્ણવો ઉપરાત આખા સોરઠ અને કાઠીયાવાડના કેટલાક મોટા ગામોમાથી પણ વૈષ્ણવોએ આવીને લાભ લીધો હતો. આ પ્રવચનો સાભળીને ભાવિક વૈષ્ણવોએ પણ ઉદ્ગાર કાઢ્યા હતા કે આવા પ્રવચનો દરરોજ અને દરેક સ્થળે થવાની ખાસ આવશ્યક્તા છે અને તેમ થાય તો વૈષ્ણવ ધર્મ ઉપર કેટલાક આક્ષેપો થઇ રહ્યા છે તે દૂર થાય અને વૈષ્ણવ ધર્મનો પાયો સુદૃઢ થાય.

સભાના પ્રવચનમા નીચે પ્રમાણે કાર્યક્રમ રાખવામા આવ્યો હતો:—

૧ ગો. શ્રીપુરૂષોત્તમલાલજી સ્થાપિત ગોસ્વામી શ્રીરઘુનાથલાલજી સ્મારક પુષ્ટિમાર્ગીય પાઠશાળાના વિદ્યાર્થીઓ શરૂઆતમા મગલાચરણ કરતા.

૨ તેજ પાઠશાળાના શાસ્ત્રી ત્રિકમજી કાળિદાસ આરભ કરતા.

૩ શ્રીમાન બાવાસાહેબ શ્રીપુરૂષોત્તમલાલજી હમેશા ષોડશગ્રથમાથી એકેક અથવા બની શકતા વિભાગનું વાચન અને ગુજરાતીમા પ્રવચન કરતા.

૪ લાલબાવા શ્રીવ્રજભૂષણલાલજી કોઇ કોઈવાર માર્ગના રહસ્યબિંદુના શ્લોકો સંભળાવતા નોની ઉમરમાં આનંદ આપતા હતા. અને છેલ્લે દિવસે તો તેઓશ્રીના પ્રવચન માટે એક વ્યાખ્યાન રાખવામાં આવ્યું હતું.

૫ ત્યારબાદ ગો. શ્રીગોકુલેશજીના જમાતા ભટ્ટજી શ્રીયુત કૃષ્ણલાલજી કોઇ કોઇવાર ઉપરના વિષયોના અનુસંધાનમાં કાંઇ ભાષણ કરતા.

૬ છેવટે શાસ્ત્રીજી પંડિત પુરૂષોત્તમ શર્મા ચતુર્વેદી સાહિત્યાચાર્ય વેદ, ગીતાજી, શ્રીમદ્ ભાગવત અને શ્રીઆચાર્યજી મહાપ્રભુજીના વચનોની એક વાક્યતા કરી સંપૂર્ણ વિસ્તારથી રુચોટ હૃદયભેદી વિવેચન કરતા હતા.

શ્રીપુરૂષોત્તમ માસમા ઉપર પ્રમાણે વિવેચનો કરવામાં શ્રમ લેવામાં તથા હમેશા અનેક પ્રકારના મનોરથોમા બાવા સાહેબે પોતે જે ઉત્સુકતા બતાવી છે તેથી વૈષ્ણવ વર્ગમાં બહુ આનંદ પ્રાપ્ત થયો છે.

દરેક પ્રકારના મનોરથો અને પ્રવચનોમા રા. રા. મોતીભાઇ નારણભાઈ સુણાવવાળા. સર્વે સુપ્રિ. (હવેલી કમિટિના ટ્રસ્ટી.) તેમજ અધિકારી મગનલાલ જમનાદાસ તથા બીજા ટ્રસ્ટીઓ અને શેઠ પુરૂષોત્તમદાસ પ્રમાણંદદાસ કે જે પાઠશાળાના સેક્રેટરી હોઇ તે ચાલુ રાખવાને પ્રયત્ન કરે છે તેમના સઘળાનો ઉત્સાહ અને સહાયતા સ્તુતિપાત્ર અને અભિનંદનીય છે.

આવી સભા પુરૂષોત્તમ માસમા દરરોજ ભરવામા આવતી હતી તેમાંની એકનું ચિત્ર ' શુદ્ધાદ્વૈત 'માં પ્રથમજ આપવામા આવ્યું છે.

આ સિવાય અહિંના ભાવિક વૈષ્ણવો ઉપર કૃપા કરીને શ્રીસુબોધિનીજીનું શ્રવણ શાસ્ત્રીજી પંડિત શ્રીપુરૂષોત્તમ શર્મા ચતુર્વેદી કરાવે છે, એથી પણ ધર્મનું ખરૂ રહસ્ય સમજાવા માંડયાથી બહુ લાભ થવાની સંભવના છે.

ઇચ્છાશંકર પ્રાણશંકર ભટ્ટ ( હેડમાસ્તર સ્કૂલ નં. ૨ જો ના ભગવદ્ સ્મરણ. )

ગોરાગામ—અધિક અસાડ સુદિ એકાદશીના રોજે અત્રેના વૈષ્ણવોની જાહેર સભા ભગવદીય સાકલચંદ છગનલાલ શાહના પ્રમુખપદે શ્રીવૈષ્ણવ ધર્મ વર્ધિની સભા તથા શ્રીવૈષ્ણવ ધર્મ વાચનાલયના બારમા વર્ષ માટે કાર્યવાહક મંડળની ચુંટણી કરવા માટે મળી હતી. શરૂઆતમા મંત્રી. મોહનલાલ બાધીએ સંસ્થાની સેવા એક વર્ષ સુધી બજાવવાની સગવડતા કરી આપવા માટે સર્વેનો આભાર માની નવા મંત્રી ચુંટી કહાડવા માટે વિનંતિ કરી હતી. તે ઉપર ચર્ચા થયા પછી પ્રમુખ મંત્રી અને કાર્યવાહક મંડળના મેમ્બરો ગયા વર્ષના જ કાયમ રાખવાનો ઠરાવ સર્વાનુમતે થયો હતો. તે પછી સંસ્થાઓના વાર્ષિક કામોની નોંધ થયા પછી સભા વિસર્જન થઇ હતી.

**કેવી સરસ વ્યવસ્થા ને કેવો સરસ પ્રભુને લાયક માલ**—ભાઇ નારણદાસ કાશીદાસ મુકટવાળાના કાર્યાલયનું કામ અન્ય માણસને સોંપવાથી ગ્રાહકોને બહુ અસંતોષ થયો. આથી નારણદાસે જાતે બધું કામ સુરતથી આવી સંભાળી લીધુ છે. જુદા જુદા પ્રકારના સ્વદેશી શુદ્ધ અત્તરો પ્રભુને લાયક ઘણીજ ઉંચી જાતના મોટા જથામા તેમણે મંગાવ્યા છે. પરદેશી અત્તરો સ્પીરીટવાળાં હોવાથી ક્ષણિક સુગંધવાળા હોઇ તદ્દન અપવિત્ર છે. આથી પવિત્ર મોગરો, બોરસલી, ગુલાબ, હીના, ચંપેલી, બરાસ, કસ્તુરી, ઈત્યાદિક બધી જાતના અત્તરો તથા સર્વ પ્રકારના પ્રભુ માટેના શૃંગાર મોટા જથામા તૈયાર કરાવ્યા છે. બહારગામના ઓર્ડર પર પુરતું ધ્યાન આપવામાં આવે છે. પવિત્રાં પણ મોટા જથામા તૈયાર રાખે છે. લખો—નારણદાસ કાશીદાસ મુકટવાળા, ડોસીવાડાની પોળ—અમદાવાદ.

**સ્વદેશી મિસરી તથા ખાંડ**—ભાઇ પ્રાણલાલ અમૃતલાલ ટીકવા ચોકી સામે માળીની ખડકી પાસેથી જણાવે છે, કે કેસરી અને સુગંધિદાર મિસરી તથા ખાંડ રેલ્વે પાર્સલથી મોકલી રસીદ વી. પી. કરવામા આવશે. ઘણા વૈષ્ણવોએ એકત્રિત થઈ મંગાવવાથી ઘણો ફાયદો પડશે. મજના શણા-ચેવડા, ભમરી તથા સુકો મેવો પણ પ્રભુ ઉપયોગી મળી શકે છે.

**ધારીમાં પાટોત્સવ**—આ ગામે અમરેલીવાળા શ્રીમદ્ ગોસ્વામી શ્રીપુરૂષોત્તમલાલજીની હવેલી છે. આ હવેલીમા શ્રીઠાકોરજી બીરાજે છે. પણ શ્રીનું નિજમંદિર અને રસોઈ ઘર વિગેરે ઘણું જીર્ણ થઈ જવાથી તેને દુરસ્ત કરવા માટે ગામના વૈષ્ણવોએ રૂ. ૪૦૦ ની રકમ એકઠી કરી મંદિરની દુરસ્તી કરી છે. આ રકમમાં રૂ. રૂ૫૦) ની રકમ ભાઇ ચતુર્ભુજ આણંદજીએ ભરી છે. ભાઈ ચતુર્ભુજે આટલી રકમ ઉપરાંત

થવું ઘટે છે; તેને માટે ક્ષમા માગીએ છીએ. પણ નવસારી હવે જલદી મંદિરને માટે કટિબદ્ધ થશે એવી આશા છે, બાપાશ્રી દેવકીનંદન પ્રભુની છાટી ગોકુલ જેવું નાનકડું વૈષ્ણવી શહેર આવી સ્થિતિ સહન કરે એ શોચનીય વાત છે.

**ઇંદોરમાં ઉઘાડી**—ઇંદોરના ભગવદીય મનીરામ બળદેવરામે સંપ્રદાયના હિંદી, ગુજરાતી તથા વ્રજભાષાના પુસ્તકોના પ્રચાર માટે દુકાન ઉઘાડી છે. પવિત્રા વગેરે પણ ત્યાંથી મળશે. લખો—મનીરામ બલદેવદાસ, ઠે. કૃષ્ણપુરા, ઇંદોર. (માળવા)

## सांप्रदायिक ग्रंथो.

**વસંત ફાગવિહાર**— આ નાનકડુ પુસ્તક હર્દાવાળા મહાનુભાવી શેઠજી રાયસાહેબ હરિશંકર શુકદેવજી તરફથી પ્રકટ થયું છે. ધર્મશીલ પરમ ભગવદીય મહારાજાશ્રી કૃષ્ણગઢ નરેશને તે સમર્પણ કરવામા આવ્યું છે. સમયે આખો નાનકડો ગ્રંથ શુદ્ધાદ્વૈતમા લેવાશે.

**ભક્તિપોષણ**—ભક્તિભાવના ભંડારરૂપ દયારામભાઇકૃત આ ગ્રંથ રોજ એક વખત વાચવો જોઇએ. સર્વ શાસ્ત્રોનું, વેદોનું અને ભક્તિના ગ્રંથોનું તત્ત્વદોહન આ ગ્રંથ છે. અઘરા શબ્દોના અર્થ પણ આપવામા આવ્યા છે. ન્યો. ૦-૧-૦. નવોજ આ કાર્યાલય તરફથી બહાર પડયા છે. સો નકલના રૂ. ૫), લખો—શુદ્ધાદ્વૈત કાર્યાલયમા અથવા દીનકિકર દેસાઇવગો—નડીઆદ.

**શ્રીવલ્લભાખ્યાન**—અઘરા શબ્દોના અર્થ સાથે થોડાજ વખતમા બહાર પડશે. છપાય છે. ન્યો. ૦-૧-૦, સો નકલના રૂ. ૫).

**આટલું તો કરજો જ**—છપાય છે. થોડીજ મુદતમા બહાર પડશે.

**કન્યા ધર્મશિક્ષણ**—જેવી રીતે બાલશિક્ષાઓના સાત ભાગ કરવાનો નિર્ણય છે, તેમા પાંચ ભાગ પ્રગટ થઇ ગયા. હજારોની સખ્યામા તેનો વૈષ્ણવ બાલકુમુમોએ ઉપયોગ કર્યો, અને કરે છે. તેવાજ વૈષ્ણવ કુમારિકાઓ અને સ્ત્રીઓ માટે ચાર ભાગ કરવાનો નિર્ણય છે. ત્રણ ભાગ લખાઇ ગયા છે, તેમા કન્યા ધર્મશિક્ષણ ભાગ-૧લો પ્રકટ થઇ ગયો. એક કન્યા કેવળ દેવાગના અથવા ધર્મસ્વરૂપ કેમ બને ? તે બતાવવાનો આમા આશય છે. એક પાઠ વાચ્યા પછી ૩૨ પાઠની આખી ચોપડી પુરી કર્યા વગર રહાય જ નહિ, એવી રસિક રીતે પાઠોની રચના છે. તદ્દન સહેલી ભાષા રાખવામા આવી છે. લગભગ ચાર ફર્મા જેટલુ પુસ્તક છતા ન્યો. માત્ર દોઢ આનો. મફત વહેચનાર માટે ૧૦૦ના રૂા ૮). કન્યાશાળાઓમા જરૂર વહેચી આશીર્વાદ લ્યો. શુદ્ધાદ્વૈત કાર્યાલયમાથી અથવા દીનકિકર દેસાઇ વગે—નડિઆદથી મળી શકશે.

## પુસ્તક પરિચય અને તેની નોંધ.

**ભાઇ માણેકલાલ પાનાચંદ**—લખી જણાવે છે કે શ્રીમહાપ્રભુજીનું સક્ષિપ્ત જીવનચરિત્ર અર્ધા આનાની ટિકીટ બીડનારને બીલખા પાઠશાળાના રિપોર્ટ સાથે મફત મોકલવામા આવશે. ઠે મત્રી, પુષ્ટિ પાઠશાળા, બીલખા.

**અ. સૌ. સુંદરબાઇ** ( શેઠ ગોકુલદાસ મોરારજીના ધર્મપત્ન ) માગરોળ કન્યા પાઠશાળાનો ત્રણ વર્ષનો રિપોર્ટ મળ્યો. કન્યાઓની સખ્યા ૭૧ છે. પાઠશાળાની સ્થિતિ સારી છે.

**ગાયત્રીવાર્તિક**—લેખક નારદલાલ પોપટભાઈ અને પ્રકાશક મોતીલાલ રવિશંકર ધોડા, નડીઆદ. ન્યો. ૬૮ પેજ ડેમી સાઇઝના કાચા પુઠાના ગ્રંથનો રૂા. ૧).

**ધ્યાનયોગ**—કૃષ્ણરાવ સખારામ દેવલાલીકર તરફથી મળ્યુંછે. ન્યો. ૧૦૭ પેજના ડેમી સાઇઝના ૦-૧૨-૦.

**શ્રીકૃષ્ણ સંસ્કૃત પાઠશાળા**—બેટ દ્વારકા. આ સંસ્થા સસ્કૃત ભાષા સહ સનાતન ધર્મના જ્ઞાન પ્રચારાર્થે મુંબઇના સુપ્રસિદ્ધ ધર્મનિષ્ઠ શેઠ દેવીદાસ માધવજી ઠાકરશીના મુખ્ય આશ્રયથી તા. ૨૨-૧૨-૨૮ ને રોજ સ્થાપિત કરવામાં આવી છે તેમાથી આ વર્ષે પાચ વિદ્યાર્થીઓ કલકત્તા ગવર્નમેન્ટ સંસ્કૃત વ્યાકરણ પ્રથમા પરીક્ષામા બેઠેલા હતા. તેમા ૪ વિદ્યાર્થીઓ ૧ શ્રેણીમા અને ૧ વિદ્યાર્થી ૨ શ્રેણીમા પાસ થએલ છે, એટલે સર્વે વિદ્યાર્થીઓ ઉત્તીર્ણ થયા છે.

## શ્રીશુદ્ધાદ્વૈત કાર્યાલયમાંથી મળતાં સુંદર ચિત્રજી. સુંદર રંગિન અને સાદાં ચિત્રજીની તૈયારી મોટા પ્રમાણમાં થઇ રહી છે, હાલ મળતાં ચિત્રજી.

૧ શ્રીનાથજીનું મોટું રંગિન ચિત્રજી મજબુત આર્ટ કાગળ ૦-૨-૦ (૨) બંસીધારી ગૌચારી શ્રીકૃષ્ણ રંગિન, ૦-૧-૦ (૩) બાલમુકુંદ ભગવાન સુંદર વટવૃક્ષના પત્રપર રંગિન ૦-૧-૦ (૪) શ્રીમહાપ્રભુજીને શ્રીનાથજીનું શ્રાવણ સુ ૧૧ નું પવિત્રા એકાદશીનું ચિત્રજી રંગિન, ૦-૧-૦ (૫) ઉપરનુંજ સાદું ૦-૦-૬ (૬) શ્રીનટવરપ્રભુ, ૦-૦-૬ (૭) શ્રીયમુનાજીના તટપર યુગલ સ્વરૂપની મત્રણાનું ચિત્રજી રંગિન, ૦-૧-૦ (૮) શ્રીમહાપ્રભુજી શ્રીસુબોધિનીકાર રંગિન, ૦-૧-૦ (૯) શ્રીગુસાંઇજી સુવાતરચા, ૦-૦-૬ (૧૦) શ્રીગુસાંઇજી રંગિન, ૦-૧-૦ (૧૧) બેઠે શ્રીગિરિધરજી શ્રીહસ્તાક્ષર સહિત, ૦-૦-૬ (૧૨) શ્રીગોકુલેશ ઘોડેસ્વાર, ૦-૦-૬ (૧૩) શ્રીગોકુલેશ વિવાહખેલ શ્રીપાર્વતી વહુજી સહિત, ૦-૦-૬ (૧૪) શ્રીગોકુલેશ કાશ્મીરનો વિજય ૦-૦-૬ (૧૫) શ્રીગોકુલેશ ગ્રંથ વાચન, ૦-૦-૬ (૧૬) શ્રીવલ્લભલાલજી મહારાજ શ્રીગોકુલ ૦-૦-૬ (૧૭) બિરાજમાન ચતુર્થ પંચમપીઠાધીશ્વર શ્રીવલ્લભપ્રભુ, શ્રીકનૈયાપ્રભુ, શ્રીગોકુલેશ સાથે ચારે ચિત્રજીનું એક મોટું બોર્ડ ૦-૨-૦ (૧૮) શ્રીદામોદરલાલજી મહારાજ શ્રીનાથદ્વારા રંગિન, ૦-૧-૦ (૧૯) શ્રીકનૈયાપ્રભુ શ્રીગોકુલ, ૦-૦-૬ (૨૦) શ્રીહરિરાયજી, ૦-૦-૬ (૨૧) શ્રીગોપેશ્વરજી, ૦-૦-૬ (૨૨) શ્રીગોવિંદપ્રભુ (કામવન) ૦-૦-૬ (૨૩) શ્રીવલ્લભજી મહારાજ શ્રીચંદ્રમાજીમા આસકત ૦-૦-૬ (૨૪) શ્રીવ્રજરાયજી મહારાજ (રાજનગર) ૦-૦-૬ (૨૫) શ્રીવ્રજરાયજી મહારાજના બે લાલજી શ્રીબાળકૃષ્ણલાલજીને શ્રીરઘુનાથજી ૦-૧-૦ (૨૬) શ્રીમધુસૂદનલાલજી મહારાજ (રાજનગર) ૦-૦-૬ (૨૭) શ્રીરણછોડલાલજી મહારાજ (રાજનગર), ૦-૦-૬ (૨૮) શ્રીગિરિધરજી મહારાજ (કોટા), ૦-૦-૬ (૨૯) શ્રીરાગીરાલાલજી મહારાજના બે લાલજી શ્રીપુરુષોત્તમલાલજી તથા શ્રીવિઠ્ઠલનાથજી, ૦-૧-૦ (૩૦) શ્રીવલ્લભાચાર્યજી મહારાજ (શ્રીગોકુલ અને કામવન), ૦-૦-૬ (૩૧) કાંકરોલીસ્થ શ્રીવ્રજભૂષણલાલજી તથા શ્રીવિઠ્ઠલનાથજી, ૦-૧-૦ (૩૨) ઉપરનુંજ સ્વરૂપ રંગિન, ૦-૨-૦ (૩૩) શ્રીબાલકૃષ્ણલાલજી મહારાજ કાંકરોલી રંગિન, ૦-૧-૦ (૩૪) શ્રીરમણલાલજી મહારાજ (મથુરા), ૦-૦-૬ (૩૫) જુનાગઢવાળા શ્રીપુરુષોત્તમલાલજી તથા શ્રીવ્રજભૂષણલાલજી, ૦-૧-૦ (૩૬) શ્રીગોકુલાધીશજી મહારાજ રંગિન (જુનાગઢ), ૦-૧-૦ (૩૭) શ્રીગોપેશ્વરલાલજી મહારાજ શ્રીજીદ્વારા, ૦-૦-૬ (૩૮) શ્રીદેવકીનંદનાચાર્યજી (કામવન) ૦-૦-૬ (૩૯) શ્રીગોપાલલાલજીમહારાજ (મથુરા) ૦-૦-૬ દિગ્વિજયી દિગંત વિજયી શ્રીપુરુષોત્તમજી રંગિન ૦-૧-૦. ચિત્રો મંગાવનારાઓએ એકદા ઘણા મંગાવવા અથવા પુસ્તકો સાથે મંગાવવા જેથી સહિસલામત મળી જાય.

---

# પુષ્ટિમાર્ગોપદેશિકા.

### [ ભાગ ૨ પ્રકટ થઇ ગયો છે. ]

પ્રથમ ભાગ જનસમાજમા કેટલો બધો પ્રિય થઈ પડયો છે, એ વાત અજાણી નથી. બીજા ભાગ માટે ચાર વર્ષથી ઉપરાઉપરી માગણી ચાલુ જ છે આ ગ્રન્થ સુરતની મહાસભાની પરીક્ષામાં છે. પરીક્ષેયોને બીજો ભાગ વાચવા મન આકર્ષે છે. પ્રથમ ભાગ કરતા તે ઘણો મોટો છે અનેક વિષયોનો સમાવેશ થાય છે પાઠની પદ્ધતિએ અભ્યાસમા લેઇ શકાય, વાર્તામાં વાંચી શકાય, સ્ત્રીવર્ગ સર્વ સામાન્ય વાચી શકે. પોસ્ટેજ જુદું. ન્યાછાવર ૧-૪-૦

શાસ્ત્રી ચીમનલાલ હરિશંકર, મોટામંદિર–સુરત.

॥ श्रीविभुवदनानलाचार्यचरणा विजयन्तान्तमाम् ॥

વિશ્વના તારણહાર શ્રીમન્મહાપ્રભુજીના વિશ્વોદ્ધારક સિદ્ધાંતોનો
પ્રચાર કરતું સચિત્ર માસિક

# શુદ્ધાદ્વૈત-ભક્તિમાર્તંડ.

[પુસ્તક ૬ ઠું ] શ્રાવણ, સં. ૧૯૮૭. [ અંક ૫.

## દોહરા.

નિર્મળ જળ મન સંતકો, શીતળ મધુર ગંભીર;
શઠન વિકારી ઉષ્ણતા, મલમસ ઓછે નીર.

ભાવાર્થ:—સંતજનનું મન નિર્મલ જળ સમાન છે, તેમાં શીતળતા–હૃદય–હિમ જેવું કરે તેવા ગુણ, મધુરતા (મીઠાશ) અને ગંભીરતા (સહનશીલતા) હોય છે. શઠનું દુષ્ટ મન વિકારી. (દૃઢતા વગરનું) અમથું અમથું તપી જાય એવું ક્રોધી, મેલું અને ઉછાંછળું (હલકું) હોય છે.

જ્યાં હરિજન ત્યાં હરિ કથા, જ્યાં મુરખ ત્યાં વાદ;
જ્યાં મહા દાની રંક બહુ, જ્યાં રસ શ્રોતા નાદ.

ભાવાર્થ:—જ્યાં પ્રભુ રસિકજનો હોય ત્યાં પ્રભુની કથા થાય છે, જ્યાં મુરખા હોય ત્યાં પાદવિવાદ ચાલે છે, જ્યાં મહાદાની રસિક ભક્ત હોય, ત્યાં દીનતાવાળાવાળા રસિક શ્રોતાઓ "અમને કંઈક પ્રભુરસ આપો, કંઇક સંભળાવો" એવા નાદ કરે છે.

નં. ૧૭૪૮, રાજામહેતાની પોળ, અમદાવાદ.
તંત્રી અને પ્રકાશક: વસંતરામ હરિકૃષ્ણ શાસ્ત્રી.
સહાયક તંત્રી-દીનકિંકર.

વાર્ષિક લવાજમ બે રૂપીઆ. (ટપાલ ખર્ચ સાથે.)

॥ श्रीकृष्णाय नमः ॥

# વૈષ્ણવ બન્ધુઓને વિજ્ઞપ્તિ.

## શ્રીસુબોધિની ગ્રન્થમાલા

स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् । ( તૈત્તિરીયોપનિષદ )
नाश्रितो वल्लभाधीशो न च दृष्टा सुबोधिनी ।
नाराधि राधिकानाथो वृथा तज्जन्म भूतले ॥ ( શ્રીહરિરાયજી )



इतीदं द्वादशस्कन्धं पुराणं हरिरेव सः ।
* * * * * *
उत्क्षिप्तहस्तः पुरुषो भक्तमाकारयत्युत ।
* * * * * *
एतद्धारणमात्रेण कृष्णो भवति वै धृतः ।
अर्थतस्तु परिज्ञाते ज्ञातो भक्तिं प्रयच्छति ॥

( શ્રીભાગવતાર્થનિબન્ધમાં, શ્રીમહાપ્રભુજી )

### નિર્ગુણ ભક્તિમાર્ગ અને સાહિત્ય—

**શ્રીમદ્વલ્લભાચાર્યમહાપ્રભુપાદપદ્મપરાગાનુરક્તપરમભાગ્યવાન્ વૈષ્ણવબન્ધુઓ !**

**માનવદેહ** ધારણ કરી, જેણે પરાત્પર ફલ પ્રાપ્ત કર્યું નથી, કે તે પ્રાપ્ત કરવા પ્રયાસ કર્યો નથી, તે વ્યક્તિ મનુષ્ય તરીકેની પોતાની ફરજ અદા કરી શક્યો નથી નિર્ગુણ પુષ્ટિભક્તિમાર્ગજ જીવને પરાત્પર ફલ પ્રાપ્ત કરાવનાર છે, એમ વેદશાસ્ત્રોનો સિદ્ધાન્ત છે આ કરાલ કલિકાલમા ભક્તિમાર્ગ વિના જીવનો ઉદ્ધાર થાયજ નહિ અતએવ શ્રીમદાચાર્ય ચરણે તથા તદ્વંશ્યોએ ભક્તિમાર્ગનુ પ્રતિપાદન કરવા માટે કરોડો શ્લોક જેટલુ સાહિત્ય સંસ્કૃત ભાષામા લખીને વૈષ્ણવોને સ્વરૂપસેવા સાથે નામસેવાનુંયે વારસારૂપે દાન કર્યું છે સામ્પ્રદાયિક ઇતિહાસ ઉપરથી જાણી શકાય છે, કે **શ્રીમહાપ્રભુજી**, શ્રીગુસાંઇજી,

શ્રીહરિરાયજી, **શ્રીપુરુષોત્તમજી**, લેખકાર શ્રીવલ્લભજી, યોગી શ્રીગોપેશ્વરજી,° કાશીવાસી શ્રીગિરિધરજી ઇત્યાદિ અનેકોએ અનેક પ્રકારના કષ્ટ સહન કરીને પણ ઉચ્ચકોટિનું સાહિત્ય નિર્માણ કર્યું છે.

## શ્રીસુબોધિનીજી

તેમાંયે શ્રીસુબોધિનીજી, શ્રીમદણુભાષ્ય, તત્ત્વાર્થદીપનિબન્ધ, વિદ્વન્મણ્ડન,શિક્ષાપત્રે., સ્વતન્ત્રલેખાદિ, ભાષ્યપ્રકાશ, પ્રસ્થાનરત્નાકર, લેખ, રશ્મિ અને ભાષ્યવિવરણ વગેરે ગ્રન્થો અપૂર્વ રસસામગ્રી પિરસે છે આ ચુંટી કાઢેલા ગ્રન્થરત્નોમાંયે **શ્રીસુબોધિનીજી** મૂર્ધન્યમણિની પેઠે પ્રકાશમાન છે **શ્રીસુબોધિનીજી** તો રસાત્મક શ્રીકૃષ્ણની વિવિધ રસલીલાઓનો સાક્ષાત્ અનુભવ કરાવનાર, સમ્પૂર્ણ સંસ્કૃત સાહિત્યમાં અદ્વિતીયસ્થાન ભોગવતા **શ્રીમદ્ભાગવત પ્રસ્થાનની ટીકારૂપ હોવાથી સર્વશ્રેષ્ઠ છે.** તેથી શ્રીહરિરાયજી આજ્ઞા કરે છે, કે જેણે શ્રીવલ્લભાધીશ (શ્રીમહાપ્રભુજી)નો આશ્રય કર્યો નથી, જેણે શ્રીસુબોધિનીજી જોયાં નથી અને જેણે શ્રીરાધિકાનાથ શ્રીકૃષ્ણને સેવ્યા નથી, તેનું ભૂતલ ઉપર જન્મજ વૃથા છે શ્રીમદ્ભાગવતની શ્રીમદાચાર્યચરણ વિરચિત **શ્રીસુબોધિનીજી** નામની ટીકા એક અપૂર્વ ગ્રન્થરત્ન છે, એમ પુષ્ટિમાર્ગના વિરોધીઓ પણ મુક્તકણ્ઠે સ્વીકારે છે.

## ભાગવતના સાત અર્થ—

શ્રીમદ્વલ્લભમહાપ્રભુ, શ્રીમદ્ભાગવત શાસ્ત્રનો સપ્તધા અર્થ કરે છે:

(૧) શાસ્ત્રાર્થ, (૨), ગ્રન્થાર્થ (૩) પ્રકરણાર્થ, (૪) અધ્યાયાર્થ, (૫) વાક્યાર્થ, (૬) પદાર્થ અને (૭) અક્ષરાર્થ. તેમાથી ભાગવતાર્થ નિબન્ધમાં પ્રથમ ચારનો અને **સુબોધિનીજીમાં છેલા ત્રણ અર્થોનો સમાવેશ થાય છે.**

શ્રીમદ્ભાગવત પ્રસ્થાન સ્વરૂપાત્મક છે. શ્રીમહાપ્રભુજી ભાગવતાર્થનિબન્ધમાં શ્રીનાથજીના બાર અગોને બાર સ્કન્ધો સાથે સરખાવે છે. શ્રીધરાદિ અન્યટીકાકારો પણ શ્રીમદ્ભાગવતને સ્વરૂપાત્માક માને છે. નિબન્ધમાં, શ્રીમહાપ્રભુજી આજ્ઞા કરે છે, કે શ્રીમદભાગતના પ્રથમ અને દ્વિતીયસ્કન્ધો શ્રીનાથજીના બે ચરણારવિન્દો છે, તૃતીય અને ચતુર્થસ્કન્ધ બે બાહુ, પંચમ અને ષષ્ઠસ્કન્ધ બે સાથળ, સપ્તમસ્કન્ધ દક્ષિણ શ્રીહસ્ત, અષ્ટમ અને નવમસ્કન્ધ બેસ્તન," દશમસ્કન્ધ 'હૃદય, એકાદશ'સ્કન્ધ શ્રીમસ્તક અને દ્વાદશસ્કન્ધ વામશ્રીહસ્ત,રૂપ છે. આ પ્રકારે જે અર્થાનુસન્ધાનપૂર્વક આ શ્રીનાથજીના દ્વાદશ અંગોને જાણીને હૃદયમાં ધારણ કરે, તો શ્રીનાથજીને હૃદયમાં ધારણ કરાય અર્થાત્ શ્રીનાથજી હૃદયમાં બિરાજે.

## મૂલગ્રન્થોનું મુદ્રણ કાર્ય અને પાઠાન્તરો

આપણા સમ્પ્રદાયમાં મૂલ ,સંસ્કૃત ગ્રન્થોનું મુદ્રણ કાર્ય ગોલોકવાસી પાણ્ડિતરત્ન રત્નગોપાલભટ્ટજીએ, પ્રારંભ્યું, ગોલોકવાસી તેલીવાલાએ તે કાર્ય ધમધોકાર ચલાવ્યું, અને ભગવચ્છાસ્ત્ર નિષ્ણાત પૂજ્યપાદ મગનલાલ શાસ્ત્રીજીએ આજ સુધીનું સમ્પૂર્ણ જીવન અને સ્વોપાર્જિત સહસ્રો રૂપીઆ,મુદ્રણ કાર્યમાંજ વિનિયુક્ત કર્યા. આજ સુધી મુદ્રણ કાર્ય

ચાલુ છે ઉક્ત શાસ્ત્રીજી અને ગોલોકવાસી તેલીવાલાના મિત્રો આ દિશામાં અવિશ્રાન્ત પરિશ્રમ કરે છે. કેટલાક સંસ્કૃત ગ્રન્થોનાં ગુજરાતી અને અન્ય ભાષાઓમાં ભાષાન્તરોપણ થયા છે. પરંતુ અત્યન્ત દુ:ખ સાથે કહેવું પડે છે, કે આંગળીના ટેરવાપર ગણી શકાય તેટલા ગ્રન્થોને બાદ કરતા, અન્ય સર્વ ભાષાન્તરો જોઇએ તેવા શુદ્ધ નથી. કેટલાયે ભાષાન્તરો મૂલ ગ્રન્થકારોના આશયોથી વિરૂદ્ધ થયેલાં છે.

## અશુદ્ધ ભાષાન્તરોનું દુષ્ટ પરિણામ.

જે સમયે સમ્પ્રદાયના મૂલગ્રન્થોનું અધ્યયન, અધ્યાપન સુવ્યવસ્થિત પદ્ધતિએ થતું ન હોય, વૈષ્ણવ સમાજ સ્વસિદ્ધાન્તો બરાબર જાણતો ન હોય અને વિરોધીઓનો હુમલો ચાલુ હોય, તેવા સમયમાં અશુદ્ધ અને સમ્ભ્રમોત્પાદક ભાષાન્તરો જનસમાજ સમક્ષ મૂકવામાં લાભ નથી, પ્રત્યુત હાનિજ છે, એમ કોઇ પણ વિચારશીલ વ્યક્તિ સમજી શકે તેમ છે અત્યારે સંસ્કૃત ભાષાનો અભ્યાસ ઓછો થવાથી જિજ્ઞાસુજનો **શ્રીસુબોધિન્યાદિ** ગ્રન્થોનો લાભ લઇ શકતા નથી, **તેથી શુદ્ધ ભાષાન્તરો જનસમાજ સમક્ષ ધરવાની આવશ્યકતા અનિવાર્ય છે.**

## શ્રીસુબોધિનીજીનું શુદ્ધ ભાષાન્તર.

**શ્રીસુબોધિનીજી**નું ગુજરાતી તથા હિન્દી ભાષામાં ભાષાન્તર કરવાના પ્રયાસો અનેકવાર થયા પરંતુ વૈષ્ણવ જનસમાજ સમ્પૂર્ણ શુદ્ધ ભાષાન્તર મેળવવા ભાગ્યશાળી થઇ શક્યો નહિ. કેટલાક ભાગના છુટા છવાયાં ભાષાન્તરો પ્રકટ થયાં તેમાંથી કોઇકતો સંસ્કૃતજ્ઞ વિદ્વાનોને પણ મુંઝવણમાં નાખે તેવી ભાષામાં લખાયલા હોવાથી સફલપ્રયાસ થઇ શક્યા નહિ અન્ય અશુદ્ધ અને અપસિદ્ધાન્તોનું પ્રતિપાદન કરનારા હોવાથી વૈષ્ણવોને ગેરલાભ કરનારાજ નિવડ્યા છે. અનેક પ્રસંગે અનેક ગોસ્વામી બાળકો અને વિદ્વાનોએ મોટી મોટી રકમો ભેગી કરવા ફંડપણ કર્યાં. કેટલાક ફંડો બેંકોમાં કે શેઠીઆઓની પેઢીઓમાં તેમજ મંદિરોમાં જમે થયલા છે તેમાંથી શ્રીસુબોધીનીજી છપાયા નહિ પરંતુ તે દ્રવ્ય અન્યાન્ય (જુદાંજુદા) કાર્યોમાં વપરાયું કેટલાક ફંડો કાગળ ઉપરજ રહ્યા, કોઇએ પૈસા ઉઘરાવ્યા પણ નથી. આ રીતે આજસુધી આ દિશામાં વ્યવસ્થિત પ્રયાસજ થયો નથી, એમ કહેવામા લેશ માત્ર પણ દોષ નથી.

## નવી યોજના

વૈષ્ણવજનસમાજ સમક્ષ **શ્રીસુબોધિનીજીનું શુદ્ધ ભાષાન્તર** મૂકવાની અનિવાર્ય આવશ્યક્તામાં બે મત હોયજ નહિ આવા મહાન્ કાર્યો ખંતીલા કાર્યકરોના અભાવેજ પૂર્ણ થતા નથી તેથી અમે **શુદ્ધ ભાષાન્તર** કરવા માટે જે યોજના કરી છે, તેમાં અનેક કાર્યકરોનો સમાવેશ કર્યો નથી. માત્ર બે ત્રણ વ્યક્તિઓજ કે જેઓ દરેક પ્રકારે ભોગ આપી શકે તેવા છે, તેમને આ કાર્ય સોંપવામાં આવ્યું છે. આ કાર્યના બદલામાં (પોતાનું તન, મન, ધન ન્યોછાવર કરીને) એક પૈનીયે આશા રાખવામાં આવી નથી. પુસ્તકોના પૈસે પોતાના બૈરાં છોકરાઓનું પોષણ કરનારા આવા કાર્યો નજ કરી શકે તેથી નિ:સ્વાર્થ પુરુષોને આ કાર્ય સોંપ્યું છે શ્રીનાથજી અને શ્રીમદ્પ્રભુજીની કૃપાથી અમારૂં કાર્ય અવશ્યજ નિર્વિઘ્ને પૂર્ણ થશે, એમાં અમને લેશમાત્ર પણ શંકા નથી. सत्यसङ्कल्पतो विष्णुर्नान्यथा तु करिष्यति પ્રભુ સત્યસંકલ્પ હોવાથી, પોતે જે ધાર્યું છે, તેથી અન્યથા કરશેજ નહિ.

## ભાષાન્તરની શુદ્ધતાનું પ્રમાણ અને શૈલી

વિદ્વત્કેસરી પૂજ્યપાદ ગોસ્વામી શ્રી ૬ અનિરુદ્ધલાલજી મહારાજશ્રીની આજ્ઞાથી સામ્પ્રદાયિક ગ્રન્થોના ઉંડાઅભ્યાસી શાસ્ત્રી હરિશંકર ઓંકારજી ( મીમાંસાશાસ્ત્રી, વેદાન્તવિશારદ, M R. A. S. ) એ ભાષાન્તર કરવાનું કાર્ય સહર્ષ ઉપાડી લીધું છે. ભાષાન્તરની શૈલી અલ્પજ્ઞ અને ઉચ્ચકક્ષાનો વિદ્વદ્વર્ગ એ ઉભયને સન્તોષે તેવી છે. સૌથી પ્રથમ મૂલ સંસ્કૃત શ્લોક અને કારિકાઓ, સંસ્કૃત ટાઈપમાં ગોઠવ્યાં છે. પ્રત્યેક શ્લોકની નીચે મોટાં ગુજરાતી ટાઇપોમાં શબ્દાર્થ આપ્યોછે. **શ્રીસુબોધિનીજીનું અક્ષરશઃ શુદ્ધ ભાષાન્તર** યથાસમ્ભવ સરલ ભાષામાં આપ્યું છે. શ્રીટિપ્પણીજી, પ્રકાશ, લેખ, યોજના, કારિકાર્થ વગેરે ટીકાઓનો આશય, વિષમપદાર્થોની સમજુતી, શાસ્ત્રાન્તરીય વિષયોનુ સ્પષ્ટીકરણ અને અન્યશાસ્ત્રોને અનુસરી કરવામાં આવેલા પૂર્વપક્ષોનું સમાધાન **વિવેચન તથા ફુટ નોટમાં છે.** વિવેચન વિદ્વદ્વર્ગને સમ્પૂર્ણ રીતે સન્તોષે તેવું છે. જ્યારે શ્રીસુબોધિનીજી સરલ ભાષામાં ભાવુક વૈષ્ણવો ભગન્મણ્ડલીઓમાં વાંચી શકે, સ્ત્રીઓ અને બાલકો પણ સમજી શકે તેવાં છે. પ્રત્યેક ભાગની સાથે તુલનાત્મક પદ્ધતિને અનુસરી તે તે ભાગમા જે પ્રતિપાદ્યવિષયો આવેલાં છે, તેનું સ્પષ્ટીકરણ કરવા માટે ઉપોદ્ઘાતપણ જોડવામાં આવ્યો છે, પરિશિષ્ટમાં સ્વતંત્ર લેખો, નિબંધ અને, શ્રીપુરુષોત્તમસહસ્રનામનો આશય, પ્રતિપાદ્યવિષયો, લક્ષણો અને શ્લોકાદિની અનુક્રમણિકાઓ આવે છે. આ પ્રકારની શૈલીથી ગ્રંથ છપાય છે.

## શોધન કાર્ય

શ્રીસુબોધિનીજી મૂલ અને કેટલીક ટીકાઓ સંસ્કૃતમાં છપાઇ છે. ભગવચ્છાસ્ત્રનિષ્ણાત મગનલાલ શાસ્ત્રીજીએ અને ગોલોકવાસી તેલીવાળા તથા તેમના મિત્રોએ ઘણાજ પરિશ્રમ શુદ્ધ શ્રીસુબોધિનીજી છાપ્યાં છે.તથાપિ અત્યન્ત પરિશ્રમી અને વિદ્વાન્ ભાષાન્તરકારે જામનગરના સરસ્વતી ભણ્ડાર તથા ભાણ્ડારકર ઓરીએંટલ રીસર્ચ ઇન્સ્ટીટયુટ વગેરે સ્થલેથી અનેક પ્ર મેળવીને શુદ્ધ પાઠને અનુસરતુ ભાષાન્તર કરવાનો પ્રયાસ કરેલો છે. એટલુંજ નહિ પ શાસ્ત્રાન્તરીય પદાર્થોનું વિવેચન કરવામાટે દેશદેશાન્તરોથી અનેક પુસ્તકો મંગાવ્યાં મુંબઇની રૉયલ એશિયાટીક સોસાયટી, કાશીનું સરસ્વતી ભવન, કલકત્તાની ઇમ્પીરીય લાઇબ્રેરી, કલકત્તાની રૉ એ. સો વડોદરાની સેંટ્રલ લાઇબ્રેરી તથા ઓરીએન્ટલ ઇન્સ્ ટયૂટ, ઇગ્લાંડની રૉ એ. સો. તથા ઇંડીઆ હાઉસની લાઇબ્રેરી લીપ્ઝીગની સંસ્કૃત લા બ્રેરી વગેરે સ્થાનેથી અનેક પુસ્તકો મેળવીને, કેટલાંક પુસ્તકોની કોપી કરાવીને અ કેટલાકના ફોટોગ્રાફ મગાવીને તેતે પદાર્થોનું વિવેચન કર્યું છે, અરે કેટલીકવાર તો તે વિવાદાસ્પદ વિષયો માટે પ્રવાસ કરીને અનેક વિદ્વાનો અને પુસ્તકાલયોની મુલાકાત પ લીધી છે. તેમજ વિદ્વાન્ ભાષાન્તરકારનો પુસ્તકસંગ્રહ પણ હજારો રૂપીઆના લો આદર્શરૂપ છે. અમે વખાણ કરીએ તે અતિશયોક્તિ કહેવાય. તેથી પ્રસિદ્ધ કવિ મા નાજ શબ્દોમાં જો કહેવામાં આવે તો क्रिया केवलमुत्तरम् અમારા કાર્યનું ઉત્તર પા ક્રિયાજ છે. શાસ્ત્રી હરિશંકર ભાઇના વિરોધીઓ પણ ભાષાન્તરની પ્રશંસા કરે છે.

## ભાષાન્તરનો નમુનો

વૈષ્ણવ વર્ગની જાણ માટે આ સ્થલે એક શ્લોકના ભાષાન્તરનો નમુનો પણ રજુ કરીએ છીએ (જન્મપ્રકરણ અધ્યાય પહેલો શ્લોક ચોથો, પૃષ્ઠ ૧૪ થી ૨૧ સુધી)

मू॰ निवृत्ततर्षैरुपगीयमानाद्भवौषधाच्छ्रोत्रमनोऽभिरामात् ।
क उत्तमश्लोकगुणानुवादात् पुमान् विरज्येत विना पशुघ्नात् ॥४॥

શબ્દાર્થ—જેમના અન્તઃકરણના દોષો નિકળી ગયા છે, એવા ભક્તોએ સમીપમાં ગવાતા, સંસારના ઔષધરૂપ અને શ્રોત્રેન્દ્રિય તથા મનને પ્રિય, ઉત્તમ પુરુષો વડે સ્તુતિ કરાયેલા એવા પ્રભુના ગુણાનુવાદથી પશુઘ્નવિના કયો પુરુષ વિરકત થાય? (કોઇ પણ નહિ)

### कारिकाः

स्वरूपात्फलतश्चापि मह पुपयोगतः ।
विषयोत्तमतश्चापि चरित्रं परमं मतम् ॥१॥
मुक्तस्य कार्यमेतद्धि मुमुक्षोर्भवनाशकम्
अनिन्द्यविषयश्चाय विरक्तोऽस्मिन् प[थि]तेद्ध्रुवम् ॥ २ ॥
आत्मघाती धर्मजडो निन्दितार्थरत सदा।
पशुघ्नोव्यतिरिक्तश्चेद्विरक्तो न तत पृथक् ॥ ३ ॥

**શ્રીસુબોધિનીજી**—આ ભગવચ્ચરિત્ર ફલ રૂપ છે એમ કહે છે-જેમના અન્તઃકરણના દોષરૂપ તૃષ્ણાની નિવૃત્તિ થઇ ગઇ છે, અથવા જેમના સર્વદોષો નિવૃત્ત થઇ ગયા છે, એવા ભકતોવડે પ્રભુનું ચરિત્ર ગવાય છે. જેમના થોડા પણ દોષો શેષ રહી ગયા છે, તેવા જીવો ગાન કરી શકતા નથી. આવા ભકતોવડે ભગવચ્ચરિત્ર સમીપમાંજ ગવાતું હોવાથી શ્રવણ કરવા અન્યત્ર જવાનો પ્રયાસ પણ પડતો નથી. ગાન થતું હોવાથી શ્રવણાનન્દ પણ પ્રાપ્ત થાય છેજ, આવા (અનિન્દ્ય) વિષયનો અનુભવ ન કરવામાં યે પ્રયાસની જરૂર રહેતી નથી. **નિવૃત્તતર્ષૈઃ** આ બહુવચન સૂચન કરે છે, કે અનેક ભકતો ગાય છે, તેથી ચરિત્રનું આવર્તન પણ થયાજ કરે છે; તેથી નિવારણ કરવા જેવા દોષો નિવૃત્ત થઈ જાય છે, ભગવદ્વિષયક કામાદિ દોષો કે જે અનિવાર્ય છે, તે તો આગળ ફલરૂપ થશેજ. (ભગવદ્વિષયક કામ અનિન્દ્ય છે, તેથી તેની ફલરૂપતા કહી છે, તેથી તેનું નિવારણ નથી.) ભગવચ્ચરિત્ર સ્વતંત્ર ફલરૂપ હોવાથી સર્વત્ર ભગવદીયો આવીને ગાયછે. આથી ગાન કરનારનો રસમાં અભિનિવેશ—વિશેષ અધિકાર જણાવ્યો છે, આથી વકતાને ફલરૂપ અને શ્રોતાને દોષ નિવારક ભગવચ્ચરિત્ર છે, એમ કહ્યું. ભગવચ્ચરિત્ર ફલસાધક છે, એમ "ભવ-સંસારનું ઔષધ" આ વિશેષણથી કહે છે. ઔષધ શબ્દનો અર્થ નિવર્તક થાય, અર્થાત્ ભવ-સંસારનું નિવર્તન ભગવચ્ચરિત્ર કરે છે. સંસારનિવૃત્ત થતો હોવાથી ચરિત્રનો જીવઊપર ઉપકાર થાય છે, તેથી ચરિત્રનું ગાન કરવું, એ શ્રોતાને કર્મ, જ્ઞાન અને ભક્તિથી યે મોક્ષનું પરમ સાધન ભગવચ્ચરિત્ર છે. ઔષધ, ખાનાર વ્યકિતના અન્તઃપ્રવેશ વિના બીજા પ્રયત્નની અપેક્ષા રાખતું નથી, પણ રોગનિવૃત્તિ કરે છે, ચરિત્રરૂપી ઔષધ શ્રવણદ્વારા અંન્તઃપ્રવેશ કરે છે, તેથી ભવરોગની નિવૃત્તિ થાય છે.

યદ્યપિ ભગવચ્ચરિત્રનું ફલસાધનત્વજ વક્તવ્ય છે. તથાપિ જો એ ચરિત્ર શ્રવણ અને મનને પ્રિયકર ન થાય, તો શ્રવણથી થતો લાભ પણ ન સંભવે, તેથી તૃતીય વિશેષણ **શ્રોત્રમનોભિરામાત્** કહ્યું છે. શ્રવણમાં પ્રથમ પ્રવૃત્તિવિષયત્વે-શ્રવણેન્દ્રિયને સુખકર થાય તદર્થ-થાયછે. તેથી શ્રોત્ર અને મનને અભિતઃ રમણ કરાવે એવા વિશેષણની આવશ્યકતા છે. યદ્યપિ ચરિત્રશ્રવણમાં વિષયત્વે પ્રવત્તિનું ઘોતન આ વિશેષણ કરે છે, તેથી તે જઘન્ય (નિન્દિત) છે, તથાપિ જો શ્રવણ અને મનને પ્રિય ન લાગે, તો સર્વ પુરુષાર્થસાધક ભગવચ્ચરિત્રના શ્રવણમાં પ્રવૃત્તિ થાય નહિ, તેથી આ વિશેષણ મૂકયું છે. અભિરામ એટલે અભિતઃ સર્વ તરફથી રમણ કરાવે તે, (સર્વ વિષયોમાંથી નિવૃત્તિ કરી શ્રવણમાંજ આસકત કરે છે) શ્રોત્ર અને મનને અભિરામ-સુખકરહોવાથીજ શ્રોત્રદ્વારા મનમાં પ્રવેશે છે, અને તેથી અન્તઃકરણના દોષ નિવૃત્ત થાય છે. જેના મનમાં ચરિત્ર ન પ્રવેશે તે જીવ આસુર છે, એમ નિશ્ચય થાય છે. આસુરદોષનું નિવારણ કરી શકાય નહિ, તેથી આસુરના અન્તરમાં ભગવચ્ચરિત્ર પેસે નહિ.

**ઉપગીયમાનાત્** આ વિશેષણમાં 'ઉપ' ઉપસર્ગ છે ઉપ-સમીપમાં, ગાન થાય છે, તેથી તેનું શ્રવણ અપ્રાપ્ત છે એમ કહી શકાય નહિ. અર્થાત્ 'ઉપ' ઉપસર્ગ અપ્રાપ્તિદોષનું નિવારણ કરે છે અને ગાન કરનાર (શુકાદિક) તૃષ્ણા આદિ અન્તઃકરણના દોષ વિનાના છે, તેથી શ્રવણ કરવામાં ધન અર્પણ કરવું પડતું નથી. તૃષ્ણાનો અભાવ હોવાથી-ધનાર્પણ દોષની

નિવૃત્તિ થાય છે. **गीयमानात्** શબ્દ ગાનનું નિરૂપણ કરે છે. ચરિત્રનું ગાન એમ કહેવાથી શબ્દમાધુર્ય પણ પ્રાસજ છે. કારણ કે જેમાં શબ્દમાધુર્ય હોય, તેજ ગાન કહેવાય આ ચરિત્રનું ગાન, ભવ–ઘણીવાર અનુભવેલા જન્મમરણ–નુ દુઃખ નિવારણ કરતું હોવાથી, તેનુ સેવન ઘણા આદર સાથે કરવું, ગાન હોવાથી તે કર્ણકટુપણુ નથી (ઔષધ કટુ હોય તો લેવામાં સંકોચ રહે છે, મધુર હોવાથી આદરપૂર્વક લેવાય છે, તેમ ચરિત્રનુ ગાન પણ કર્ણકટુ નથી) તેથી પરિણામે પણ મનોહર છે. અભિનઃ રમણનો અર્થ પરલોકાર્થન્ન રમણ કરાવે છે, ભગવચ્ચરિત્રમાં આસક્તિ કરાવેછે, એમ અભિશબ્દનો અર્થ થાય છે આ રીતે રૂપ, ગુણ અને કર્મથી ભગવચ્ચરિત્ર ઉત્કૃષ્ટ છે, એમ કહીને સંબંધથીયે ઉત્કૃષ્ટ છે, એમ **उत्तमश्लोकगुणानुवादात्** પદથી નિરૂપણ કરે છે—ઉત્તમ પુરુષોએકરીને વર્ણન કરાતો ગુણાનુવાદ છે. અથવા ઉત્તમશ્લોક–ભગવાનના માહાત્મ્યને પ્રસિદ્ધ કરનારા જે ગુણો–પર્ગાદિલીલાઓ, તેનો અનુવાદ શ્રીશુકાદિ કરે છે. આ અનુવાદ શ્રીભાગવતાદિ રૂપે છે. ભગવાન્ વડે દોષરહિત ભક્તોનો ઉત્કર્ષ છે; અને ભગવાનનોયે ઉત્કર્ષ જણાવનારા ગુણો છે. તેમજ ગુણોનો ઉત્કર્ષ અનુવાદથી થાય છે, એમ 'ઉત્તમશ્લોક', 'ગુણ' અને 'અનુવાદ' આ ત્રણે શબ્દોને એક પદમાં સાથે કહેવાથી સિદ્ધ થાય છે.

"પશુઘ્ન અને સ્ત્રી વિના કયો પુરુષ વિરક્ત થાય?" આ વાક્યમાં **पुमान्** પુરુષ શબ્દ મૂકવાનું સ્વારસ્ય કહે છે—પુરુષપદ છે તેથી પશુના અવતારમા જે જીવ હોય કે સ્ત્રીના અવતારમાં જે જીવ હોય તે અનધિકારી છે, એમ સમજવુ જે સ્ત્રીઓ શ્રવણાદિમાં આસક્ત , છે, તે નિમિત્તવશાત્ દેહથીજ સ્ત્રીઓ છે, સ્વભાવથી પુરુષ જીવ છે. ચરિત્રના ગુણાનુવાદ અને શ્રવણથી અધિક અન્ય કોઈરસ વૈરાગ્ય ઉત્પન્ન કરી શકે નહિ. પશુઘ્ન શબ્દથી દૈત્યનો બોધ થાયછે. જેઓ જીહ્વાના સ્વાદ માટે પશુને મારે છે, તે પશુઘ્ન અર્થાત્ દૈત્ય છે. દૈત્યોમાં સ્વભાવથીજ દયા હોતી નથી, એમ દિતિના ઉપાખ્યાનમાં પ્રતિપાદન કર્યું છે, દૈત્યો હંમેશાં ભગવાનના વિરોધી હોય છે, તેથી તેમનો દોષ નિવૃત્ત થતો નથી દૈત્યોના દોષોની જ્યારે આત્યન્તિક નિવૃત્તિ થાય છે, ત્યારે પ્રભુ તેમને મુક્તિ આપે છે. દૈત્યનો (કાલનેમીનો) આવેશ કંસમાં છે, તેથી આવેશનો આધારભૂત આવેશી–કંસની તો મુક્તિ થાય, પણ દૈત્યને તો તમમજ મુક્તિ છે. કે જયાંથી તે પાછો ન ફરી શકે. (અર્થાત્ દૈત્યોતો તમસમાંજ પ્રવેશ કરે છે, તેમાંથી બહાર નીકળી શકતાજ નથી.) આટલું કહેવાનું કારણ એ કે એક જીવ ભગવાનના ચરિત્રના શ્રવણ અને ગાનથી વિરક્ત (વિમુખ) થયેલો હોય, તો તેને જોઈને અન્ય જીવ પણ વિરક્ત ન થાય, તદર્થ આ કથન છે. ૪.

## શ્રોતા અને વક્તાનો અધિકાર.

**વિવેચન**—કારિકામાં વિષયોત્તમત્વે ચરિત્રને ઉત્કૃષ્ટ કર્યું છે. વિષય. શબ્દ, સ્પર્શ, રૂપ રસ અને ગન્ધ, સંસારમાં બંધન કર્તા છે પરતુ ભગવાન્ સાથે તેઓ સંબંધ ધરાવે તો ઉત્કૃષ્ટ ગણાય, ચરિત્રનો વિષય પણ ભગવત્સંબંધી હોવાથી ઉત્તમ છે, આ વસ્તુને દ્વિતીયસ્કન્ધ પ્રથમાધ્યાયના નવમા શ્લોકમાં સિદ્ધ કરીને, परिनिष्ठितोऽपि नैर्गुण्ये उत्तमश्लोकलीलया। गृहीतचेता राजर्षे आख्यानं यदधीतवान् આ શ્લોકના શ્રીસુબોધિનીજીમાં શ્રીમહાપ્રભુજી आत्मलाभान्न परं विद्यते આત્મલાભથી અધિક કાંઈ નથી. ઇત્યાદિ શ્રુતિમાં જણાવ્યા મુજબ આત્મામાં પર્યવસાન

થતું હોવાથી ગુણાતીત સમાધિરૂપમાં નિત્ય સ્થિતિ ધરાવતા, ભાગવતના ય રસાનુભવ કરીને તે ભાગવતરસ અપ્રાકૃત છે, એમ જાણીને, જેમ બ્રહ્મમાં લીન થયેલો, પુનઃ સમાધિ અવસ્થાને ભજતો નથી, તેમ બ્રહ્મરસથી યે અધિક રસ હોવાથી ગુણો વડે ગૃહીત ચેતાએ ( ગુણ વડે ગ્રહણ કરાયું છે ચિત્ત જેનું એવા શુકે ) ભાગવતશાસ્ત્રનું અધ્યયન કર્યું. આમ્ર સમૂહરૂપે સ્થિત રસ, પાસે આવનારને નિજ સ્વરૂપ પ્રકટ કરી બતાવતો નથી, કિન્તુ કેવલ ધર્મરૂપે પ્રકટ રહે છે. નૃત્યકલામાં કલાભિજ્ઞ રસાનુભવ કરી શકે, સર્વને તે રસ પ્રકટ હોતો નથી. તેમજ પેયજલનો આસ્વાદ પણ પીનાર સમજી શકે. જ્યારે ભગવાન્ લીલારૂપે પ્રકટ થયા, ત્યારે તે લીલામાં જે રસ છે, તેજ રસ બ્રહ્મમાં પણ વિદ્યમાન છે; પણ ત્યાં તે રસ વ્યકત-પ્રકટ નથી અને લીલામાં ભકતો પ્રત્યે પ્રકટ થાય છે, આમ હોવાથી બ્રહ્મના રસાનુભવની રાહ જોતા શા માટે બેસી રહેવું ? પ્રકટ લીલાનો રસાનુભવ જ કેમ ન કરવો ? અત્યારેજ તે રસ શા માટે ન પીવાય ? એમ વિચાર કરી ( ભાગવત શ્રવણ કર્યું. ) ઈત્યાદિ નિરૂપણ કરે છે. આ ઉપરથી સમજાયછે, કે આખ્યાન, શ્રવણ અને રસાનુભવ વગેરે વિષયો ભગવત્સબંધી હોવાથી ઉત્કૃષ્ટ છે, લૌકિક નિન્દ્ય છે, પણ ભગવત્સંબંધ થતાંજ ઉત્કૃષ્ટથી યે ઉત્કૃષ્ટ છે. परम मतम् આ સ્થલે પરમ શબ્દનો અર્થ શ્રીપુરુષોત્તમજી કહે છે કે પર-પુરુષોત્તમ, મ-જેથી જાણી શકાય તે પરમ. એકાદશ સ્કન્ધના સાતમા અધ્યાયમાં अत्र मां मार्गयन्त्यद्धा युक्ता हेतुभिरीश्वरम् । गृह्यमाणगुणैर्लिङ्गैरग्राह्यमनुमानतः આ શ્લોકોમાં અહી ખરેખર અનુમાનથી અગ્રાહ્ય એવા ઇશ્વરને-મને ગ્રહણ કરાતા ગુણો વડે અને કારણો વડે શોધે છે. આ ઉપરથી સિદ્ધ થાયછે, કે જે વડે પર-પુરુષોત્તમ જાણી શકાય તે પરમ છે, અને તેને જાણવા માટે તેનું ચરિત્રજ ઉત્તમોત્તમ સાધન હોવાથી ચરિત્રજ **પરમ** છે, આ ચરિત્રનું ગાન કરવું જીવન્મુક્તનું કાર્ય છે, એમ દ્વિતીય સ્કન્ધના પ્રથમાધ્યાયના દશમા શ્લોકમાં જણાવ્યુ છે. ત્યાં શ્રોતા અને વકતાના અધિકારની વાત છે. શ્રીશુક કહે છે, કે ભગવદ્રસ મે પીધો અને તમારા જેવા મહાપુરુષને હુ પીવડાવીશ. શ્રોતા અને વકતા એક સરખા હોવા જોઈએ. અન્યથા રસ ઝીલી શકે નહિ. ભગવદ્રસનું પાન કર્યા પછી તેનુ અન્યને પાન કરાવવું જોઇએ, અને તેમ થતાં પીધેલો રસ ફરીથી બહાર કાઢવો પડે, ત્યારે પ્રથમ પાન કરવાથી અન્તર્ શુદ્ધ થાય અને બહાર કાઢવાથી બહિર્ પણ શુદ્ધથાય. તદ્રૂપ બને આથીજ શ્રીશુકે આઠમા શ્લોકમાં (દ્વિતીયસ્કન્ધ પ્રથમાધ્યાયમાં) મે પિતા દ્વૈપાયન વ્યાસ પાસેથી શ્રીભાગવતરસ પીધો એમ કહ્યું છે. દ્વૈપાયનશબ્દ ઉક્ત રસમર્યાદાનું સમર્થન કરે છે, હાથી જેમ પીને પછી બહાર કાઢી શરીરપર સેચન કરે છે, તેમ વ્યાસજી ભાગવતરસનુ પાન કરી શ્રોતાઓને સંભળાવવા પુન: બહાર કાઢે છે, તેથી ભાગવત—ભગવાન્ પરબ્રહ્મે પ્રકટ કરેલું રસસ્વરૂપ-તે રસને અન્તઃપ્રવેશ કરાવીને પુનઃ પ્રકટ કરે છે. જો એમ ન હોય, તો બ્રહ્મવડે અનુભવ કરાતો ભાગવતરસ નિજ ગુણને પ્રકાશ કરતો-શા માટે પ્રકટ કરે ? અને તે પણ નારદને શા માટે કહે ? આથી સિદ્ધ થાય છે, કે ભગવાનની અપેક્ષાએ ગુણ અધિક છે, કે જે ઉત્પન્ન થતાં અન્તઃપ્રવેશ કરેછે; અને વળી પાછો બહાર કાઢે છે. તાત્પર્ય, કે ગુણોજ શ્રાવ્ય અને કીર્તનીય છે. અને તે જીવન્મુક્ત-શુક જેવા-કહીશકે અને પરીક્ષિત્ જેવા મહાપુરુષો શ્રવણ કરીશકે.

પણ. જો ચરિત્રનું ગાન કરવાનો અધિકાર એકલા જીવન્મુક્તને જ હોય, તો અન્ય જીવો તેને શ્રવણ પણ ન કરી શકે, કારણ કે શુક જેવા-જીવન્મુક્ત સર્વને પ્રાપ્ત થવા અશક્ય છે. એમ શંકાઉપસ્થિત ન થાય, તદર્થ કારિકામાં શ્રીમહાપ્રભુજી **मुमुक्षोर्भवनाशकम्** પદો મૂકે છે. ગાન કરે તો મુમુક્ષુનો ભવરોગ મટે છે. **विरक्तोऽस्मिन् यतेद् ध्रुवम्** અને **पतेद् ध्रुवम्** એમ બે પાઠ છે, પ્રથમ પાઠ શ્રીપુરુષોત્તમજી સ્વીકારે છે. તેનો અર્થ સંસારથી વિરક્ત થયેલા જીવોએ અવશ્ય શ્રવણ અને ગાન કરવુ જોઇએ, એમ થાય છે ઉદાહરણ તરીકે શ્રીશુક અને રાજા પરીક્ષિત્ બંને સંસારથી વિરક્ત છે, અને બંને યત્નપૂર્વક ગાન તથા શ્રવણ કરે છે. **पतेत्** પાઠ સ્વીકારવાથી ગુણગાન અને ચરિત્રશ્રવણમાં જે જીવ વિરક્ત થાય, તેનો અવશ્ય અધઃપાત થાય, એમ અર્થ થાય ભગવચ્ચરિત્રના ગાન અને શ્રવણથી ( ૧ ) આત્મઘાતી, ( ૨ ) કર્મજડ ( ૩ ) નિન્દિતાર્થરત, ( ૪ ) સ્રી અને ( ૫ ) પશુ જીવોનેજ વિરક્તિ હોઈ શકે.

## આત્મઘાતિત્વ.

શ્રીભાગતના મૂલશ્લોકોમાં **विना पशुघ्नात्** એમ પ્રયોગ કરેલો છે. **અત્ર પશુઘ્ન પદનો જ અર્થ આત્મઘાતી** થાય છે. તથાપિ કેટલાક **अपशुघ्नात्** એમ પદચ્છેદ કરી આત્મઘાતી એવો અર્થ કરે છે તેમના મતમાં જેનું દુઃખ દૂર થઇ ગયેલું છે, તે-આત્મા; તેને જે હણે છે, તે અપશુઘ્ન કહેવાય. આ રીતે અપશુઘ્નનો અર્થ આત્મઘાતી થાય છે. પણ આ અર્થ યોગ્ય નથી. દુઃખાભાવ તો જીવને સુષુપ્તિ કે મુક્તિમાં પણ થાય, અને ત્યારે **नायं हन्ति न हन्यते** આ મારતો નથી અને મરાતો યે નથી. ઈત્યાદિ ગીતાવાક્યને અનુસરી ઘાતિત્વ હોતું જ નથી; તેથી **अपशुघ्न** એમ પદચ્છેદ કરવો અયોગ્ય છે. **पशुघ्न**[1] શબ્દથીજ-આત્મઘાતિત્વ પ્રાપ્ત થતું હોયતો અકાર ઉમેરવાનુ કાંઇપણ પ્રયોજન નથી. **पशु** શબ્દનો અર્થ આત્મઘાતી થાય છે, તે પ્રકાર-પશુ=આત્માને હણે છે, તે પશુઘ્ન. અર્થાત્ આત્મઘાતી છે.

પશુશબ્દનો અર્થ આત્મા થાય છે, તેમા શ્રુતિ અને સ્મૃતિ બંનેનું પ્રમાણ છે. **पशुपतिः पशूनां चतुष्पदामुत द्विपदाम्** આ શ્રુતિમાં દ્વિપાદ્ જીવને પશુ કહે છે. અને **शिवस्य पशवः सर्वे जीवा संसारवर्तिन** આ સ્મૃતિમાં સંસારમાં રહેના જીવો પશુશબ્દ વાચ્ય, છે એમ જણાવ્યું છે, તેથી પશુશબ્દનો જ અર્થ આત્મા થતો હોય, તો અપશુક્-આત્મા, એમ અવૈધ પ્રકારે અર્થ કરવાનુ પ્રયોજન નથી.

## કર્મજડ અને નિન્દિતાર્થરત પણ પશુઘ્ન છે.

હવે વિચારવાનું છે, કે શ્રીમહાપ્રભુજી ભાગવતના મૂલ **पशुघ्न** શબ્દ ઉપરથી પાંચ અર્થ શી રીતે પ્રકટ કરે છે ? એક અર્થ આત્મઘાતી તો વ્યાકરણના બલથી થાય છે. હવે બીજો અર્થ કર્મજડ અને નિન્દિતાર્થરત આ અર્થો પણ પશુઘ્નશબ્દના થાય છે, તે જુઓ -શ્રીમદ્ભાગવતના એકાદશસ્કન્ધના પાંચમા અધ્યાયનો છઠ્ઠો અને સોળમો શ્લોક કર્મજડ અને નિન્દિતાર્થરતને આત્મઘાતી કહે છે, ત્યાં **कर्मण्यकोविदास्स्तब्धा मूर्खाः पण्डितमानिन** ઇત્યાદિ શ્લોકો વડે કર્મજડો અને નિન્દિતાર્થરતોની નિન્દા કરીને ચમસ ઋષિ જણાવે છે, કે

---

[1] मूलविभुजादिभ्य उपसङ्ख्यानम् इत्यनेन क. ॥

પાંચે, ભગવદ્ગુણના શ્રવણ અને કીર્તનથી વિમુખ હોય, એમ [1]સિદ્ધ જ છે મૂલ કારિકામાં પશુ અને સ્ત્રીને પ્રથમ ત્રણથી જુદા કહ્યા તે ઉપરથી પશુઘ્ન શબ્દની એ પ્રકારની વ્યુત્પત્તિ નો બોધ થાય છે.

## સ્ત્રીજીવ કોણ હોય?

આ શ્લોકમાં 'क पुमान् विरज्येत' એમ રાજાની ઉક્તિ હોવાથી સ્ત્રી વિરકત હોય એમ અર્થ સ્ફુટ થાય છે. સ્ત્રીત્વ અને પશુત્વ જો દેહમાં રહેલાં લેવાય તો કુન્તાજી ઈત્યાદિ અનેક સ્ત્રીજનો ભકત થયાછ, અત્યારે પણ અનેક સાધ્વી સ્ત્રીભક્તોનું દર્શન થાય છે; તેથી રાજાના પ્રશ્નવાક્યમાં બાધપ્રસક્તિ થાય; ભગવદ્ગુણાનુવાદમાં વિરક્તિ થવાનું કારણ દેહગત સ્ત્રીત્વ અને પશુત્વ નથી. ભગવાન્ શ્રીમુખે આજ્ઞા કરે છે, કે "હે [2]પાર્થ! મારો આશ્રય કરીને, સ્ત્રીઓ, વૈશ્યો, શૂદ્રો અને પાપયોનિમાં જન્મેલા ચાણ્ડાલાદિકોપણ પરમગતિ પામે છે" આ અને અન્ય વાક્યોમાં પણ સ્ત્રીજીવો અને ગાયો, પક્ષીઓ, તેમજ વૃક્ષ સુદ્ધાંતને પ્રભુનું ભજન કરવાનો અધિકાર છે અને [3]તેઓએ કર્યું છે. આથી સિદ્ધ થાય છે, કે રાજાના પ્રશ્નમાં જણાવેલા પાંચ બહિર્મુખો પૈકી સ્ત્રીજીવો માયાપરિગૃહીત સૂક્ષ્મ-દેહવાળા જાણવા; કે જેનું વર્ણન ગીતામાં જણાવેલી આસુરી સમ્પત્તિમાં આવી જાય છે. વળી શાસ્ત્રો મનુષ્યાધિકારક હોય છે, એમ બધા શાસ્ત્રોનુ મન્તવ્ય છે. અને પુસ્ત્વ દેહ કે પશુમાં જોવામાં આવતું નથી. જો એમ માનવામાં આવે તો જીવ વિનાના દેહને પણ કર્તવ્યાકર્તવ્ય લાગુ પડે પણ તેમ થતું દૃષ્ટિગોચર થતુ નથી તેથી આ સ્ત્રીત્વ અને પશુત્વ પણ અન્ય ધર્મની પેઠે જીવના જ ધર્મો છે, દેહના નથી આથી સિદ્ધ થાય છે, કે સ્ત્રીત્વ અને પશુત્વ ધર્મવાળા જીવોજ ભગવદ્ગુણગાનાદિમાં વિરક્તિવાળા હોય છે

## સ્ત્રીત્વ અને પશુત્વના લક્ષણો.

[4]**વિષયાસક્તિમાં કારણ જે પ્રકૃતિપરવશતા તે જીવનું સ્ત્રીત્વ છે.** "સ્ત્રી જીવો પ્રકૃતિને વશ થયેલા હોય છે.' स्त्रीजीवाः प्रकृतिपरवशाः ઇત્યાદિ વાક્યો સ્ત્રીજીવોની પ્રકૃતિપરવશતામાં બોધક છે. સ્ત્રીજીવો પ્રકૃતિને વશ હોવાથી અને પ્રકૃતિ સંસાર સાધક હોવાથી તેઓને ગુણાનુવાદમાં વિરક્તિ થાય, તે યુકત જ છે. અથવા [5]**લૌકિક ચાતુર્ય હોવા છતાં પારમાર્થિક સાધન વિનાના જીવો સ્ત્રીજીવો છે.** એમ પણ લક્ષણ થાય.

અને [6]પશુત્વનું લક્ષણ '**સર્વત્ર વિવેક વિનાનો હોય તે પશુ.** કે [7]**લૌકિક અને અલૌકિ ચાતુર્ય વિનાનો જીવ તે પશુજીવ.** એમ લક્ષણો કલ્પવાથી ભકતસ્ત્રીઓ અને ગાયો વગેરેમાં [8]બાધ આવતો નથી.

---

૧ आत्मघाती, कर्मजडो, निन्दिताधंरत सदा (गुणानुवादत्) विरक्त तत (पूर्वोक्तेभ्य) पृथक् चेत् पशुस्त्रीव्यतिरिक्तोनेति (बोध्य) આમ ત્રીજી કારિકાનો અન્વય કરવો. २ मा हि पार्थ व्यपाश्रित्य येऽपि स्युः पापयोनय। स्त्रियो वैश्यास्तथा शूद्रास्तेऽपि यान्ति परां गतिम् ॥ गी ९-३२. ३ पूजा दधुर्विरचिता प्रणयावलोकैः, गावस्तु कृष्णमुख०, गोविन्दमात्मनि दृशाश्रुकला स्पृशन्त्य, प्र योषताङ्ग विहगा, शृण्वन्त्यमीलितदृशो विगतान्यवाच, प्रणतभाररविटपा मधुधारा प्रेमहृष्टतनव ઈત્યાદિ વાક્યો અત્ર પ્રમાણત્વે સ્વીકારવા ४ विषयासक्तिहेतुप्रकृतिपरवशत्वं स्त्रीत्वम्। ५ लौकिकचातुर्यवत्वे सति पारमार्थिकसाधनशून्यत्वम् ६ सर्वत्र विवेकराहित्यं पशुत्वम्। ७ लौकिकालौकिकचातुर्यशून्यत्वम् पशुत्वम् ८ અવ્યાપ્તિ દોષ.

## આસુરોની મુક્તિ.

પશુઘ્નનો અર્થ પશુનો વધકરનાર લેવાય, તો તેવા જીવો દૈત્ય છે. પશુઘ્નપણું દૈત્યોનું લક્ષણ છે દિતિના ઉપાખ્યાનમાં દૈત્યોને દયા હોતી નથી એમ જણાવ્યું છેજ, તેઓ ભગવાન્‌ના શત્રુઓજ છે, તેથી તેમનો દોષ પરિહાર્ય નથી. યદ્યપિ ભગવાન્‌નો કોઈ શત્રુ ન હોય, ભગવાન્ કોઇનો દ્રોહ ન કરે, તથાપિ દૈત્યો ભગવાન્‌નો દ્રોહ કરેછે. દૈત્યોની મુકિત થતી જોવામાં આવે છે. કંસાદિની મુકિત થઇ છે. તેનું કારણ એ કે તેમના દોષની એકદમ નિવૃત્તિ થઇ ગઇ છે. પણ સહજ આસુરોની દેહેન્દ્રિયાદિસામગ્રી દૈવી ન હોવાથી તમમ્ પર્યન્ત ગમન કરીને, તમસ્‌થી સંઘાતનો ત્યાગ કરી, સ્વરૂપમાત્રે ભગવત્પ્રાપ્તિ થાયછે. અને અન્યને (અન્ય આસુરોને) આસુરી સામગ્રીનો ત્યાગ કર્યા પછી, દૈવી સામગ્રી સહિત અલૌકિક, દેહ પ્રાપ્ત કરી, ભગવાન્ સાથે સર્વ કામાશન પ્રાપ્ત થાય છે. કંસાદિને સ્વયોગ્યદેહ પ્રાપ્ત થતાં સ્વયોગ્ય લીલાનો અનુભવ થયો અને કાલનેમી પ્રભૃતિ આવિષ્ટોને સ્વરૂપ માત્રે ભગવત્પ્રાપ્તિ થાય. ૪.

## અમારો મનોરથ

શ્રીસુબોધિનીજી, પ્રથમસ્કન્ધ, દ્વિતીયસ્કન્ધ, તૃતીયસ્કન્ધ, દશમસ્કન્ધ અને એકાદશ સ્કન્ધના ચાર આધ્યાયનાંજ ઉપલબ્ધ થાય છે સમ્પૂર્ણ શ્રી સુબોધિનીજીનું ભાષાન્તર પ્રકટ કરવાનો અમારો મનોરથ છે. સૌથી પ્રથમ પ્રભુના હૃદયરૂપ રસાત્મક દશમસ્કન્ધ છપાવવાનો પ્રારંભ કર્યો છે શ્રીસુબોધિનીજી મહાન્ ગ્રન્થ હોવાથી પ્રકરણશઃ જુદા જુદા ભાગ પાડીને પ્રકટ કરવામાં આવશે દશમસ્કન્ધનું પહેલું જન્મપ્રકરણ ત્રણ ચાર માસમાંજ વૈષ્ણવબન્ધુઓના કરકમલમાં રજુ કરવામાં આવશે.

# આજ્ઞાપત્ર

વિદ્વત્કેસરી પૂજ્યપાદ ગોસ્વામી શ્રી ૬ અનિરૂદ્ધલાલજી મહારાજશ્રીનું

આજ્ઞાપત્ર

॥ શ્રીમદનમોહનો જયતિ ॥

॥ શ્રીબાલકૃષ્ણો જયતિ ॥



પુષ્ટિમાર્ગીય વિદ્વન્મણ્ડલીમાં ઉચ્ચસ્થાન પ્રાપ્ત કરનાર, વિદ્યામાટે અનન્યજન-સાધારણ સ્વાર્થત્યાગ કરનાર, અત્યન્ત ઉત્સાહી અને દઢનિશ્ચયી તરીકે પ્રસિદ્ધિ પામેલા, શ્રીમદ્વલ્લભચરણકમલના અનન્યસેવક, ભગવચ્છાસ્ત્રનિષ્ણાત શાસ્ત્રી હરિશંકર ઓંકારજી (મીમાંસાશાસ્ત્રી, વેદાન્તવિશારદ M.R.A.S.) એ શ્રીસુબોધિનીજીનું અત્યન્ત શુદ્ધ અને સરલ ભાષાન્તર કર્યું છે. અમે એ ભાષાન્તર વાંચ્યું છે. આ ભાષાંતર ઘણુજ શુદ્ધ અને સર્વજનોપયોગી છે. ભાષા અત્યન્ત સરલ છે, જેથી સ્ત્રીઓ અને બાલકો પણ સમજી શકે. વિવેચન અને ફુટનોટદ્વારા ઉચ્ચ કક્ષાના પંડીતો પણ આનંદ મેલવી શકે. પંડિત અને અલ્પજ્ઞ એ ઉભયને જો સમાન રીતે કોઇ ભાષાન્તર ઉપયોગી હોય, તો તે માત્ર આ એકજ છે. આ ભાષાન્તરજ શાસ્ત્રીજીના પાંડિત્યની કસોટી છે. "શ્રીસુબોધિની ગ્રંથમાલા"માં સંપૂર્ણ સુબોધિનીજીનું ભાષાન્તર (દશમસ્કંધ, એકાદશના ચાર અધ્યાય, પ્રથમ, દ્વિતીય અને તૃતીયસ્કંધ) પ્રકટ કરવાની યોજના કરી છે.

આ કાર્ય શાસ્ત્રીજીના ઉત્સાહ માત્રથી શરૂ થાય છે. શાસ્ત્રીજીનું દ્રવ્ય પુસ્તક સંગ્રહમાંજ ઘસડાઇ જતું હોવાથી તેઓ આ મહાન્ કાર્યને પહોંચી શકે, તેવી ધનસમ્પત્તિવાલા નથી. માટે અમારી સર્વ વૈષ્ણવોને ખાસ સૂચના છે, કે પ્રત્યેક વૈષ્ણવે ગ્રાહક થઇને તેમજ ધનિકોએ છપાવવામાં ધનની મદદ કરીને પ્રભુની આ નામસેવામાં પણ દ્રવ્યનો વિનિયોગ કરવો. નામસેવાની આવી સુંદર તક વારંવાર મળતી નથી. એજ.

માર્ગશીર્ષ સુદિ ૭ ગુરૂવાર, સં. ૧૯૮૭

## સહાયતા

વિદ્વાંસો મત્સરગ્રસ્તાઃ પ્રભવઃ સ્મયદૂષિતા', અબોધોપહતાશ્ચાન્યે... આ ઉક્તિને અનુસરીને વિદ્વજ્જનો માત્સર્યને લીધે, સમર્થ પુરુષો ગર્વને લીધે અને અન્ય સામાન્ય પુરુષો અજ્ઞાનને લીધે સારા કાર્યની કદર કરતા નથી, તેથી આજ સુધી આપણા સમ્પ્રદાયમાં અનેક ઉત્સાહી કાર્યકરો હોવા છતાં જોઇએ તેવું ઉત્તમ કાર્ય થઇ શક્યુ નથી જો અમને વૈષ્ણવ બન્ધુઓ અપેક્ષિત સહાયતા કરશે, તો અમે આ કાર્ય ધાર્યું છે, તે કરતા પણ વહેલુ પૂર્ણ કરી શકીશું. આશા છે, કે ધનિક વૈષ્ણવો અમને અવશ્ય મદદ કરશે

(૧) જે વ્યક્તિ દરવર્ષે **ત્રણ રૂપીઆ** અગાઉ આપશે તેમને લગભગ ૪૫૦ પાનાના ગ્રન્થો દરવર્ષે મળી શકશે

(૨) જે વ્યક્તિ **માત્ર એકજ રૂપીઓ** ભરીને નામ નોધાવશે તેને, ગ્રાહક ગણીને ૨૫ ટકા વળતર કાપીને વી પી દ્વારા બધા પુસ્તકો આપવામાં આવશે છેલ્લા ભાગમાં આ રૂપીઓ મજરે આપીશું

આ શિવાય જે પ્રભુના કૃપાપાત્ર ધનવાન્ વૈષ્ણવો વધુ મદદ આપશે તેમનાં માટે વિશેષ સગવડ કરવામાં આવી છે. પત્રવ્યવહાર કરવાથી છાપેલી શરતો મોકલી આપશું

**શ્રીસુબોધિજીનું સંપૂર્ણ ભાષાન્તર** લગભગ પચીસ ભાગમાં પ્રકટ કરવાનો વિચાર છે છતાં સમય અને દ્રવ્યની અનુકુલતા હશે તો ઓછા ભાગોમાં પણ પૂર્ણ કરીશકાશે. વૈષ્ણવ બન્ધુઓએ શ્રીસુબોધિનીજીનો લાભ લેવા ચુકવું નહિ એજ પ્રાર્થના. વિશેષ જાણવાની ઇચ્છા હોય તો પત્રવ્યવહાર કરો

મદદ મોકલવાના તથા નામ નોધાવવાના
સ્થળો —
**ત્રિભુવનદાસ પીતાંબરદાસ શાહ**
વડવા કૂવા નડિઆદ.
**જોષી દામોદર લક્ષ્મીરામ મુખીઆજી**
મોટી હવેલી, જામનગર (કાઠિઆવાડ)

વૈષ્ણવોનો દાસાનુદાસ,
**ત્રિભુવનદાસ પીતામ્બરદાસ શાહ.**

---

નોટઃ—ભાષાન્તરના સંબંધમાં તેમજ અન્ય કોઇપણ પ્રકારની માહિતી મેળવવા માટે સંપૂર્ણ પત્રવ્યવહાર "**શાસ્ત્રી હરિશંકર ઓંકારજી** મીમાંશાસ્ત્રી, વેદાન્તવિશારદ મોટુ મંદિર, નડિઆદ. અથવા મોટી હવેલી, જામનગર (કાઠીઆવાડ)" આ શિરનામે કરવો. અથવા અમારા અને મુખિઆજીના નામે પત્રવ્યવહાર કરવો.

श्रीवाक्पतिपादा विजयन्तान्तमाम् ॥

# શુદ્ધાદ્વૈત-ભક્તિમાર્તંડ.

વર્ષ ૬.] શ્રાવણ, શ્રીવલ્લભાબ્દ ૪૫૩. [ અંક ૫.

॥ श्रीगोकुलेन्दुर्जयति ॥

## महानुभावी महाराजा श्रीपृथ्वीसिंहजी.

वैष्णवराज श्री बीकावंशावतंस महाराज श्री कन्याणसिंहजी सुत श्री पृथ्वीसिंहजी महाराज की गुरूभक्ति और उनके प्रणय की प्रभूने जो रक्षा करी उनको कछुकवर्णन ।

ये वही पृथ्वीराज राठौड़ जो श्रीगुसांईजी के २५२ वैष्णवनमें प्रसिद्ध है। उनको चरित्र यहाके राजान के इतिहासमें जितनों हो उतनों २५२ की वार्तामें नहीं लिख्यो गयो तासूं उनको थोडो गुणगान करकें अपनी वाणी कूं पवित्र करूं हू ।

कोई समय दिल्हीपति के संग पृथ्वीराजजी मथुरा आये और श्री महाराणीजी को दर्शन स्नान जलपान करत मात्र निर्मल बुद्धि हो गये तथा उनकी देह इन्द्रियं आत्मा शुद्ध हो गयीं, और बहुत दिनन के बिछुरे थे तासूं श्रीजीके चरणकमल की वियोगाग्नि भभक उठी और बड़े चौबेजी जो २२ राजान के तथा श्रीवल्लभकुल के यमुना गुरून सें अत्यन्त दीनता सें वीनती करी कि चौबेजी महाराज सोंचे पूर्णपुरुषोत्तम की प्राप्ति करावें ऐसे गुरु होय तो कृपा करकें बतावें। ऐसी प्रार्थना सुनकें चौबेजी बोले जी पृथ्वीनाथ यहां श्री गोकुलमें जो वेद पुराण प्रतिपादित ॥ ( वल्लभोऽग्निरूप-स्यात् विठ्ठल. पुरुषोत्तमः ) ॥ श्रीगुसांईजी श्रीविठ्ठलनाथजी पूर्णपुरुषोत्तम को प्रागट्य विराजें हैं उनकी शरण जाइये और मनवान्छित नन्दराजकुमार की दशमी भक्ति जाकूं प्रेम लक्षणा कहें हैं याके प्रेम समुद में छक जाइये। इतनी बात सुनत तत्काल पृथ्वीराजजी श्रीगोकुल आये और श्रीगुसांईजी के पूर्णपुरुषोत्तम रूप दर्शन करकें शरण आयवे की प्रार्थना करी और नाम निवेदन करालियो ।

वा समय श्रीगुसांईजी के पंचम लालजी श्रीरघुनाथजी विराजते हते। आपश्री को विवाह उत्सव हतो तासूं पृथ्वीराजजी कूं साक्षात मर्यादा. पुरुषोत्तम श्रीरामचन्द्रजी तथा जानकी जी के मंगल रूप दर्शन भये। तब पृथ्वीराजजी अत्यन्त प्रसन्न हुये और वाही समय आपश्री रघुनाथजी सें श्रीबालकृष्णजी को स्वरूप प्रतिष्ठा करवाय अपने माथे पधरायलिये और बड़े वैभव सें सेवा करन लागे सब सेवा को रीति आपसें समझ करकें आपकी आज्ञा ले मथुरा आयगये

और दिल्लीपति के पास तिलकमाला धारण करके गये । दिल्लीपति बोले कि तुम भी गोकुलियों के फनदे में फस गये ।' यदि तुमको तुम्हारे. गुरू इष्टदव म परम विश्वास है तो तुम्हारी मृत्यु कब और कहां होगी इस बातको बताइये । महाराज श्री पृथ्वीराजजी नें तत्काल. अपनी मृत्यु की सम्वत मिति वक्त और श्री मथुरा विश्रान्त घाटपे जरूर होयगी ऐसो एक पत्र लिखकरकें एक नकल बादशाह के पास भिजवाय दीनी और एक. अपने पास राखलियो और उनके पास उनकी सेवामें हाजिर रहे । परन्तु अपने श्री ठाकुरजी की सेवा सें पहुचे बिना दरबार में नहीं. जाते । जब पृथ्वीराजजी की मृत्युके थोड़े ही दिन.बाकी रहे तब बादशाहने उनकी परीक्षा लेवे के लियें उनका काबुल के देश फतह करने कूं भेजदीने कि जहांसे मथुराजी पहुँचते २ महीनों में चले बिना असम्भव थे । अब मृत्यु की अवधि थोड़ी रही । पृथ्वीराजजी भी अपने लेख कों देखकें अति चिन्तातुर हुये जो मेरी प्रतिज्ञा प्रभू जरूर रक्खेगें । ऐसी दृढ़ आर्ति प्रभुन के प्राप्ति के समय लगरही जब सागी दिन मृत्यु-को आयो तब तो उनके चित्त में तें अत्यन्त वियोगाग्नि प्रगट हुई और कहवे लगे कि यदि मेरी प्रतिज्ञा भंग हुई तो दिल्लीपति वैष्णवमेष प्रतिज्ञा झूठी मानेगो तो सम्प्रदाय कों कलंक लगेगो । यह दोनों चिन्ता के मारे रात्रि कों पृथ्वी-राजजी कों नींद नहीं आई । यह विरहाग्नि श्रीजीसें सही नहीं गई आपने तुरत उनकी प्रतिज्ञा पूरी करने के साधन तैयार करदियो ॥ ( क्लिश्यमानान् जनां दृष्ट्वा कृपायुक्तो यदा भवेत् )॥ यह श्रीमहाप्रभुजी को वाक्य झूठो कैसेंजाय आपने यह कार्य तुरत बनाय दियो ।

एक मारवाड़ी बीकानेरको वाही समय ऊंठ पर सवार हो करके आयो और आपसें प्रार्थना करी कि हजूर कूं दिल्लीपतिने अभी मथुरा बुलाये हैं । पृथ्वीराजजी प्रसन्न हो करके तुरत ऊंठ पर सवार हो गये । ऊंठ धीरे धीरे चलवे लग्यो तब वह जो सवार आयो हो वाने अरजी करी कि पृथ्वीनाथ आप पाछले आसन पर बिराजो और मैं आगले आसन पर बैठके ऊंठकों चलाऊं जाय आप तुरत मथुरा पहुंच जावोगे ।. तब पृथ्वीराजजी पिछले आसनपर बैठ गये । ऊंठ ऐसे जोरसें चलवे लग्यो सो आपकी तनिक आंख मिच गई । आंख खुलते ही आप तो श्रीविश्रान्तपें आय पहुँच । नतो कोई ऊंठ दिखाई दियो न सवार । समय भी वही आय पहुंच्यो । आपने स्नान कियो तिलक मुद्रा किये चौबेजीकों दक्षिणा दीनी अपने हस्ताक्षरके पत्र देकर तुरत श्रीजीकी नित्य लीलामें पहुंच गये । जिनकूं श्रीहरिगुरू में दृढ विश्वास होय तिनको पण प्रभु अवश्य रक्खें यामें संशय नहीं सो सूरदासजी गाए है । ( जिन गोपाल मेरो प्रण राख्यो मेट वेदकी,कान । सोई अब सूर सहाय हमारे प्रगट भये हरि आन । ) जिनके श्रीठाकुरजी बालकृष्णजी अद्यापि बीकानेरके भव्य मन्दिर राजरतन बिहारीजीमें बिराजे हैं ।

परम भगवदीय महाराज पृथ्वीराजजी कवि भी हते कोई भी कविता आपकी नजर करे तो वामें फल्गुक दोष दिखाय देवें और वाको केवल इनाम मात्र देकरकें.विदा करदें । आप चित्रके

वेत्ता और मर्मज्ञ भी हते और समस्या पूर्ति करनेमें भी शिरोमणि थे। एक समय एक चतुर चकवा चकवींकों पकड करके एक पींजरामें बन्द करके लायो और वाके ऊपर समस्या लिखी कि—( रजनी रो मेलो कियो ) इतनी मात्रा लिख करके दिल्ली पतिकी सभामें पींजरा पेश कियो और समस्या पूर्तिके लिये प्रार्थना कर। सभामें बडे २ पन्डित हते पर कोई भी समस्यापूर्ति नहीं कर सक्यो। तब पृथ्वीराजजीने समस्या या तरहसें पूरी कर दीनी ( सज्जन वारों कोटिशः इन दुर्जन रो भेट। रजनी रो मेलो कियो विधिका अक्षर मेट ) यह देख सारी सभा विस्मयकों प्राप्त हो गई।

ऐसेही एक चित्रकार एक चित्र बनायकर लायो वामें यह भाव कि एक प्रौढा नायकाके कांटा पैरमें लग्यो ताकी पीडसें अकड रही है। वाकी परीक्षा भी दिल्लीपतिकी सभामें काहूसें नहीं भई या भावको मर्म कोई बताय सक्यो नहीं तब चित्रकार वडो दुःखी हुयो और वह चित्र श्रीयमुनाजीमें धोयवेके लिये लायो और प्रतिज्ञा करी कि आजसे इस पेशेको तिलान्जलि देदूंगा और इस चित्रको भी धो डारुंगा क्योंकि इसकी कद्र करनेवाला कोई मुझे नहीं मिला। पृथ्वीराजजी वा समय स्नान कर रहे थे उन्होने उपरोक्त बात कही कहते ही चित्रकार बहुत प्रसन्न हुवा और कहा कि सचेगुणी और परीक्षक आप हे। तब आपने वह चित्र ले लीनों और चित्रकारकों बहुत इनाम दियो।

महाराजा पृथ्वीसिंहजीने कविताके अनेक ग्रन्थ किये हैं वह यहांके राज्यपुस्तकालयमें मौजूद है। आप गुरुभक्तिके चुस्त भक्तराज थे। उनको एक गुरुभक्ति पोषक छप्पय हैं जामें सिवांयं श्रीविट्ठलनाथजीके सबको दोषयुक्त बताया है।

॥ छप्पय ॥

शशिकलंक सरवर सपक सुर सुखभूमिगति। सविष सर्प सविता सताप गगागति वन्कित॥ पन्गु मेरु किरपन कुबेर एक आंख असुरगुरु। नीच नीर नीरस समीर पीरन परमेश्वर॥ ब्रह्मा कुव्हालकसु कोघ हर नृपतिराज पृथ्वीराज पृथ्वी सुसठ। सब दोषरहित विट्ठलेशविन हंस गमन त्रिय दोष हठ॥

वैष्णवानुग्रहीत उपाध्याय काशीनाथ भट्ट, बीकानेर निवासी.
सं. १९८८ मि. प्र आ. कृ. ९ मंगलवार, ता. ९-९-३१.

## " રસાંજલિ. "

"પ્રભુમા સદાજ નાચવું એજ જીવનની દિવ્યતા." "પ્રભુ વિશ્વના વર છે, વર સ્ત્રીને જેમ રસમા નચવે છે, તેમ અખિલ વિશ્વને પ્રભુ વર નચવે છે, માટેજ તે નટવર છે."

"પ્રભુરૂપી વરની સાથે આનન્દમા તરબોળ બની નાચતાં જે કુળવાનપણું આડે આવે, એવા કુળવાનપણામાંય અગ્નિ ઉડયો."

"પ્રભુનાં રમકડાં જેવા ભક્તોને પ્રભુ સાથે રમતા રમતમાં જે આડે આવે છે એવા અસુરોને અનંત વાર ફિટકાર છે."

"હૃદયનૃત્ય કોને આવડે છે? જો આવડે તો એવા પ્રભુનૃત્યહૃદયીને ખાળનાર ભસ્મીભૂત થાય છે, હિરણ્યકશિપુનાં પ્રકટ પારખાં પ્રભુએ પ્રહ્લાદના સંબંધે સ્પષ્ટ દર્શાવ્યા છે. ઓ ભગવત્પ્રેમીઓ!! આવો, ચક્ષુને રૂપ સાથે નચવીએ, જીભને જપ સાથે નચવીએ, હૃદયને ભાવનાઓની લહેરીઓ સાથે નચવીએ, ઉરમાં ઇશ્વરની ઉર્મિઓ ઉછાળીએ, રૂવાંને રોમાંચે પ્રભુ સાથે નચાડીએ, અંગો અંગને કમ્પે કસાવી સર્વ અંગોમાં પ્રભુને ભરી દઇએ.

એવાં નિસનૃત્ય એજ જીવન વ્યાપાર. દીનકિંકર.

श्रीकृष्णः।

# "भारतना केशव!"×

(લેખકઃ—ગિરિધરલાલ જ. શાહ.)

પ્રભુએ નિજલીલાસ્થલ ભારત વર્ષમાં જે અવતાર ધારણ કર્યા છે, તેથી સ્પષ્ટ જાણી શકાય છે કે આ આર્યાવર્તની ભૂમિ, નરનારી અને આર્યાવર્તમાં રાખવામાં આવતાં નામ આપને પરમપ્રિય છે.

કેશવ! એ નામનું શ્રીરાધિકાજી અને વ્રજનાં ગોપિકાઓ અહર્નિશ (રાતદિવસ) સ્મરણ કરે છે તેના ભક્તોનું તો તે સર્વસ્વ છે.

મહાકવિ શ્રી. જયદેવજી તો આ નામ પર એટલા મુગ્ધ થઈ ગયા છે કે તે સ્વરચિત ગીત ગોવિંદમાં ઉક્ત નામવાળા મહા માનનીય પુરૂષને દશાવતાર ધારણ કરવાવાળા સાક્ષાતરૂપ કહેલા છેઃ—

प्रलय पयोधिजले धृतवानासि वेदम् ।

विहितवहित्रचरित्रमखेदम् ॥

केशव धृत मीन शरीर जय जगदीश हरे ॥१॥

**અર્થાત્ઃ**—હે મત્સ્યરૂપને ધારણ કરવાવાળા કેશવ! આપે પ્રલયના સમયે સમુદ્રમાં પરિશ્રમ વિના નૌકાનું રૂપ ધારણ કરી વેદોદ્ધાર કર્યો. અતએવ, હે જગદીશ! હે હરિ!! આપનો જય થાવ.

क्षितिरतिविपुलतरे तवतिष्ठति पृष्ठे ।

धरणि धरणकिण चक्र गरिष्ठे ॥

केशव धृत कच्छपरूप जय जगदीश हरे ॥२॥

હે કચ્છપરૂપ ધારણ કરવાવાળા કેશવ! આપે પોતાની મોટી પીઠ ઉપર પૃથ્વીને ધારણ કરી તેથી આપની પીઠ પર ભૂમિ ધારણનાં ચિહ્ન પડી ગયેલાં છે. અતએવ હે વિશ્વપતિ હરિ! આપનો જય થાવ.

वसति दशनशिखरे धरणी तव लग्ना ।

शशिनि कलङ्कलेव निमग्ना ॥

केशव धृतशूकररूप जय जगदीश हरे ॥३॥

હે વરાહાવતાર ધારણ કરવાવાળા કેશવ! આપની દાઢ પર વળગી રહેલી પૃથ્વી ચન્દ્રમાની કલંક રેખાની પેઠે શોભાયમાન હતી. અતએવ હે જગન્નાથ હરિ! આપનો જય થાવ.

तव करकमलवरे नखमद्भुत शृंगं ।

दलित हिरण्यकशिपुतनु भृंगम् ॥

केशव धृत नरहरिरूप जय जगदीश हरे ॥४॥

---

×સૂચિત.

હે નરસિંહરૂપ ધારણ કરવાવાળા કેશવ ! આપના કરકમલોમાં જે વિલક્ષણ નખ છે. તેનાથી હિરણ્યકશ્યપના શરીરરૂપી ભ્રમરનું વિદારણ કર્યું છે. અતએવ હે જગદીશ ! હરિ !! આપનો જય થાવ.

छलयसि विक्रमणे बलिमद्भुत वामन ।
पदनखनीरजनितजनपावन ॥
केशव धृत वामनरूप जय जगदिश हरे ॥५॥

હે વામનરૂપને ધારણ કરવાવાળા કેશવ ! આપે અદ્દ્ભુત વામન અવતારને ધારણ કરી બલિરાજા નામક દૈત્યને ઠગી અને પાદારવિન્દના નખ જલથી સંસારને પવિત્ર કરી દીધો છે. અતએવ હે જગપતિ ! હે હરિ !! આપનો જય થાવ.

क्षत्रियरुधिरमये जगदपगतपापं ।
स्नपयसि पयसि शमितभवतापम् ॥
केशव धृत भृगुपतिरूप जय जगदीश हरे ॥६॥

હે પરશુરામનું રૂપ ધારણ કરવાવાળા કેશવ ! આપે ક્ષત્રિયોના રૂધિરથી જગતને યુક્ત કરી વિશ્વના પાપ અને તાપનો નાશ કર્યો છે. અતએવ હે જગદીશ ! હે હરિ !! આપનો જય થાવ.

वितरसि दिक्षु रणे दिक्पति कमनीयं ।
दशमुख मौलिबलिं रमणीयम् ॥
केशव धृत रामशरीर जय जगदीश हरे ॥७॥

હે રામચન્દ્રજીનું રૂપ ધારણ કરવાવાળા કેશવ ! આપે ઇન્દ્રાદિક દેવોની સાનુકૂલ થઇ રણમાં રાવણના દશ મસ્તકોનું દશે દિશાઓમાં બલિદાન આપ્યું. અતએવ હે જગદીશ ! હે હરિ !! આપનો જય થાવ.

वहसि वपुषि विशदे वसनं जलदाभं ।
हलहति भीति मिलितयमुनाभम् ॥
केशवधृत हलधररूप जय जगदीश हरे ॥८॥

હે હલધર રૂપ ધારણ કરવાવાળા કેશવ ! આપશ્રીએ સ્વચ્છ શ્રી અંગ ઉપર મેઘના સમાન વસ્ત્ર (ની લામ્બર) ધારણ કર્યું છે. તે વસ્ત્ર જાણે હળના ડરથી આવેલી શ્રી યમુનાજી સદશ દેખાય છે. અતએવ હે કેશવ ! હે હરિ !! આપનો જય થાવ.

निन्दसि यज्ञविधेरहह श्रुतिजातं ।
सदयहृदय दर्शितपशुघातम् ॥९॥
केशवधृत बुद्धशरीर जय जगदीश हरे ॥९॥

હે બુદ્ધ રૂપ ધારણ કરવાવાળા કેશવ! આપે યજ્ઞ વિષયક શ્રુતિઓની (જેમાં પશુ હિંસા છે તેની) નિન્દા કરી છે. અતએવ હે દયાળુ અંતઃકરણવાળા જગદીશ! હે હરિ!! આપનો જય થાવ.

म्लेच्छनिवहनिधने कलयसिकरवालं ।
धूमकेतुमिव किमपि करालम् ॥
केशवधृतकल्कि शरीर जय जगदीश हरे ॥१०॥

હે કલ્કિ અવતાર ધારણ કરવાવાળા કેશવ!!! આપ મ્લેચ્છો (રાક્ષસો=અસુરો) ને મારવાને માટે ધૂમકેતુની પેઠે વિકાળ અપૂર્વ અવતાર ધારણ કરશો. અતએવ હે જગદીશ! હે હરિ!! આપનો જય થાવ.

આ પ્રકારે કેશવ! નાના પ્રકારના રૂપ ધારણ કરી ભારતભુમિ, ભારતીય અને ભારતીયતાના નામને સાર્થક કરી રહેલા છે.

કેશવ! આ નામ વશ કરવામાં તો અતિ પ્રસિદ્ધ જ છે. તેણે ત્રણ દેવોને પણ પોતાને વશ કરી લીધા છે. તો બીજાની તો શી શક્તિ?

" कस्य अस्य ईशस्य केशास्त्रिमूर्तयः यद्वशेन वर्त्तन्ते स वा केशवः । "

તાત્પર્ય—બ્રહ્મા, વિષ્ણુ, અને શંકર એ ત્રણે દેવો જેની આજ્ઞાનુસાર વર્ત્તે છે, તે કેશવ છે. કોણ? ભારતના કેશવ!

અહા! જે સુન્દર કેશવાળા છે. તે 'કેશવ!' અથવા જે બધાંની અંદર જગમગ જ્યોતિ જગાડવાવાળા છે તે 'કેશવ' જ ભારતના કેશવ છે.

---

## સ્વતંત્રતા અને પરતંત્રતા.

### સેવાની દૃષ્ટિએ.

શ્રીમહાપ્રભુજીએ એવો સ્વાભાવિક માર્ગ જગતપર મૂક્યો કે તે પ્રમાણે આચરતાં આખા જીવનમાં જરા પણ તકલીફ ન પડે, અને આનંદસાગરમાં સદેહે અને વિદેહે સહજ તલ્લીન રહેવાય. જે વસ્તુઓ નિત્ય પોતાની નથી તેને આધીન બનવાથી અથવા તે વસ્તુઓને પોતાની માની તેવી બાહ્ય ઉપાધિઓના અહંકારે કે અભિમાને જીવ સ્વજીવનને ઉદ્યોગમાં ન મૂકતાં સ્વાર્થમાં મુકી પરતંત્ર બનાવી પાયમાલ કરે છે. અને વિશ્વમાં પણ અનિયમિતતા ઉત્પન્ન કરી મૂકે છે. પ્રભુએ ચાલવા માટે ચરણ આપ્યા છે, અને ચાલવાની શક્તિ છતાં સહેજ જવું હોય તો પણ વાહનો જોઇએ છીએ. કેટલાકનાં સહેજ પણ ચાલવાથી પોઝીશન અથવા ભાર ઘટી જાય છે. પ્રભુ જો ન્યાયી અને ખરો દયાળુ હોત તો તેઓને પ્રતિષ્ઠા સાચવવા માટે અને જરૂર ન હોવાથી ચરણ પણ ન આપ્યા હોત તો? પણ

પ્રભુ તો આડંબરોને અને ઉપાધિઓના અભિમાનના આવેશને સમજે છે, તેની આવી પામરતાને હસી કાઢે છે. શ્રીમહાપ્રભુજી પાસે અનહદ સાધનો હતાં. આપશ્રીની પરિક્રમામાં એ ધારત તો આપને ભગવદીયો પોતે વાહને બેસાડી સર્વત્ર ઉંચકીને ફેરવત, પણ તે તરફ આપે લક્ષજ નથી આપ્યું. માત્ર એકવાર આપ ગુજરાતમાં પધાર્યાં ત્યારે શ્રીઅંગ સહેજસાજ નરમ હોવાથી સુખપાલમાં બિરાજી માત્ર રાજનગર (અમદાવાદ) વટાવ્યું હતું. શ્રીઅંગ નરમ બતાવી સુખપાલમાં બિરાજી આવી લીલા બતાવવાનું કારણ પણ અદ્ભુત છે. તે વખતે ગુજરાતમાં બાવન રજપુત ઠકરાતોને મુસલમાન બનાવનાર ધર્માંધ બાદશાહ મહમદ બેગડો તખ્તનસીન હતો. પ્રાકૃત બુદ્ધિવાળાઓને એવી શંકા રહેતી હતી કે શ્રીમહાપ્રભુજી ગુજરાતનાં તીર્થોમાં પરિક્રમા કરે છે તે વાત બાદશાહ જાણશે તો જરૂર જુલમ કરશે કે અટકાવ કરશે. શ્રીમહાપ્રભુજીતો અગ્નિ સ્વરૂપ છે, ભગવન્મુખારવિંદ સ્વરૂપ છે, વસ્તુતઃ શ્રીકૃષ્ણ છે. આવા સર્વ શક્તિમાનને ડર કોનો હોય? આવું દર્શાવવા આપે ભદ્ર પાસે થઇ બાદશાહના મહેલ આગળ બાદશાહ ઝરૂખામાં બેઠેલો અને સુખપાલમાં બેસી જયનાદ કરાવતાં કરાવતા ચાલવા માંડયું. કોઇ મુસલમાને બાદશાહને તરતજ કહ્યું કે જુઓ પેલા કોઇ હિંદુ આચાર્ય જહાંપનાહની સમક્ષ સુખપાલમાં બેસીને જવાનો ભારે અવિવેક કરે છે. બાદશાહે આ સાંભળી સુખપાલ સામે જોયું તો દિવ્ય અગ્નિના અંગારા સમાન શ્રીવલ્લભાધીશનું સ્વરૂપ દેખાયું, એટલે બાદશાહે કહ્યું કે આ તો ખુદાનું તેજ છે. અગ્નિ સાથે મને વેર કરાવવાની ઇચ્છા શા માટે કરો છો? આમ બોલી તેણે શ્રીમહાપ્રભુજીને દૂરથી નમન કર્યું. આવી રીતે પોતાનું સ્વરૂપ ભગવદીયોને અને બીજા સામાન્ય દૃષ્ટિવાળાને બતાવવા શ્રીવલ્લભાધીશ સુખપાલમાં બિરાજ્યા હતા.

અહીં બીજી એક વાત સમજવા જેવી એ છે કે આપણે બુમો પાડીએ છીએ, કે મુસલમાનો વટાળે છે ને વટાળ્યા. પણ જે સ્વધર્મ ચુસ્ત છે, તેને ધર્મભ્રષ્ટ કરનાર ચૌદ લોકમાં કોઇ નથી. માત્ર અમે હિંદુ છીએ એવું મોઢે બોલનાર પણ હિંદુ તરીકેના આચારનો કંઇજ ખ્યાલ નથી તેમને તો પ્રભુ શી રીતે સાચવે! આપણે વૈષ્ણવ હોવાનો દાવો કરતા હોઇએ પણ સેવા સ્મરણ કશું ન કરતા હોઇએ પછી એવા જીવને પ્રભુ શી રીતે સાચવે? લૌકિક મોટાઇઓ અને શરમને લીધે પોતાના પ્રિય પ્રભુનું ચરણ ચિહ્ન તિલક ધારણ કરતાં પણ આપણે લજવાઇએ, પછી પ્રભુ આપણું રક્ષણ શી રીતે કરે? સાચો સ્વધર્મિ મનુષ્ય સદાજ સ્વતંત્ર છે. તેને તેના ધર્મમાં નડનાર કોઇજ નથી. કદાચ પ્રભુ તેની સાચી સેવા જોવા કંઈ વિઘ્ન નાખે તો પણ તે સેવા ધર્મથી ભગવદ્ ધર્મથી ચલિત ન થાય તો તેનો હાથ પ્રભુજ સાક્ષાત સદાને માટે પકડી રાખે છે. આપણને **એનામહાન અને દયાળુ સ્વરૂપની કદર નથી; પણ એ તો કદરદાન રાઈ જેટલી સેવાને મેરૂ સમાન ગણનારો મહોદાર ચરિત્રવાન દયાસાગર છે.**

હવે આપણે મૂળ વિષયપર આવીએ. સાચી સતી તેજ છે કે જે પોતાનાં પ્રિયની સર્વ સગવડો હાજતો જાતે પુરી કરે; સર્વ પ્રકારની મરજી જાતે સાચવે. પ્રિયની સેવામાં પ્રતિષ્ઠાને પણ બાજુપર મૂકે. આવાજ કારણસર દામોદરદાસ સંભળવાળા શ્રીઠાકોરજી માટેનું જળ જાતે ભરતા. પોતાની પાસે મોટી દોલત તથા તેમના સસરા મોટા નગરશેઠ છતાં જાતેજ જળ ભરતા. અહીં સ્વતંત્રતાનો ખ્યાલ પણ કરવો જોઇએ, જાતે જળ ભરનારને જળ માટે બીજાપર આધાર રાખી પરતંત્ર નથી રહેવું પડતું, એટલે તેવો સેવાભાવી સ્વતંત્ર છે. આશકરણ રાજા પણ મોટા રાજા છતાં પ્રભુને માટે જાતે સામગ્રી કરતા. તેમને ભીતરીઆ સુખીઆનું ખર્ચ આપવું મુશકેલ નહિ હોય!! પણ પ્રભુને માટે પોતેજ સામગ્રી કરે. અહીં સેવાની દૃષ્ટિ લગારવાર બાજુપર મુકીએ તો પણ સ્વતંત્રતાની દૃષ્ટિએ પણ મહાન્ છે. તેને રસોઇઆ માટે પરાધીન નથી રહેવું પડતું, વસ્તુ જોઇએ તેવી થાય, બનાવનાં પોતાનું હૃદયપણ પેસે, લગાર પણ અભિમાન હૃદયમાં ન આવે. બાહ્ય વસ્તુઓની મમતા પણ ન રહે. આ વસ્તુ વિચારે જાતે સેવા કરનાર સર્વ રીતે સ્વતંત્ર છે. બુહારી કરવાની મંદિરની સેવાને પણ મહાન્ કહી છે. જેના ઘરમાં પ્રભુ બિરાજે છે, તેનું ઘર તે મંદિર છે, ને તેમાં પ્રભુના મંદિરની ભાવનાથી પ્રેમપૂર્વક બાહ્ય ગમે તેટલી પુંજી–મિલકત અને સેવકો છતાં જાતે કરે તે લોક દૃષ્ટિએ પણ કેટલો ત્યાગી કહેવાય? વળી તેણે લૌકિક પ્રતિષ્ઠા અને અભિમાન કેટલાં છોડયાં કહેવાય? તે પોતે પણ સ્વતંત્ર કહેવાય કે લૌકિકમાં હલકું ગણાતું કાર્ય કચરો કાઢવો કે બુહારી કરવી એ પણ જાતે કરે છે. એટલીએ એને પરાધીનતા નથી. એ જાતેજ સ્વતંત્ર છે. લૌકિક દૃષ્ટિએ પણ સેવાને બહાને પોતાની હાજતો પોતે સાચવી લે છે. અંબરીષ રાજા તો હદ કરતા. પ્રભુને માટે ચુન-લોટ જોઈએ તે પણ જાતે દળતા. સૂર્યવંશી એક સમ્રાટ અયોધ્યા નરેશ જાતે ચૂન દળે એના પ્રભુપરના પ્રેમની કંઇ પરિસીમા હશે? એજ સદાય સ્વતંત્ર છે. દળવાની પરતંત્રતા પણ તેને નથી ગમતી. વાસણો પણ તેઓ જાતેજ ઘસતા. અલૌકિક દૃષ્ટિએ આ બધાં કાર્ય મહાન છે, પંણ લૌકિક દૃષ્ટિએ પણ કેટલાં સરસ છે? જાતે દળનાર, જાતે જળ લાવનાર, જાતે બુહારી કરનાર, જાતેજ વાસણ માંજનાર કેટલો ત્યાગી નિરભિમાની અને સ્વતંત્ર હોય? મતલબકે પુષ્ટિભક્ત જો પુષ્ટિમાર્ગ પ્રમાણે વર્તે તો જરાપંણ પરાધીનતા ન ભોગવે. તદ્દન સ્વતંત્ર જીવન ગાળે. આરોગ્યની દૃષ્ટિએ પણ શરીરને કસરત મળવાથી શરીરપણ તંદુરસ્ત રહે. હજી મજાતો હવે આવે છે. પ્રભુને પારકી કમાણીનું પણ નથી ગમતું. જે માણસ પ્રભુને કંઇક પણ અંગીકાર કરાવે છે તે વસ્તુ તેણે કોઇ પણ પ્રકારની મહેનત વડે જાતે પેદાકરેલી હોવી જોઇએ કોઇ કમાય ને તે જો બીજો પ્રભુના ઉપયોગમાં લે એથી પ્રભુ રાજી ન થાય. એમાં અંગીકાર કરાવનારે શી તસ્દી લીધી? નારણદાસ બ્રહ્મચારીએ મહોરોના અચાનક ઘરમાં આવી પડેલા ઢગલાને બગાડ કહીને કાઢી નંખાવ્યો, એનું કારણ શું? વગર

મહેનતનું હોવાથી તેને બગાડ કહે છે, બીજું કંઇ કારણ નથી. તેનો આત્મા વસ્તુને ઉત્પન્ન કરવામાં કેટલો પેઠો ? એ પ્રભુ જુએ છે. આથી મોટા ભગવદીઓએ પારકી વસ્તુઓ લઇને અંગીકાર નથી કરાવી. મોટા રાજાઓએ પ્રસન્ન થઇ જાગીરોને સરપાવ આપવા માંડયા, તે નથી લીધા. જાગીરોમાંની કમાઇ તથા સરપાવ અન્ય જનોની પેદાશ છે તે લઇ પ્રભુને અંગીકાર કરાવવાથી શો લાભ ? આથી ગઢાની રાણીએ સવાસો ગામ શ્રીગુસાંઇજીને દાનમાં આપવાનો સંકલ્પ કર્યો. શ્રીગુસાંઇજીએ તેનો અંગીકાર રાણીએ ઘણી વખત વિનતિ કરી છતાં ન કર્યો, છેવટે રાણી રડી પડી ત્યારે શ્રીગુસાંઇજીએ આજ્ઞા કરી કે અમારી જ્ઞાતિવાળાને આપી દ્યો. આથી ભટોને તે ગામો વહેંચી આપ્યાં જેમાંનાં કેટલાંકનો ભોગવટો હજી પણ ભટોના વંશજ કરે છે. આનું નામ સ્વતંત્રતા. કુંભનદાસને ફતેપુરસીકી બોલાવી બાદશાહે પ્રસન્ન થઇ માગવાનું કહેતાં આ નિઃસ્પૃહ સાધુપુરુષે જવાબ આપ્યો કેઃ—

> ભક્તનકો કહા સીકરી સો કામ,
> આવત જાત પનૈયા તૂરત વિસર ગયો હરિ નામ;
> જાકો મુખ દેખત દુઃખ ઉપજત તાકો કરનો કર્યો પ્રણામ,
> કુંભનદાસ લાલ ગિરધર વિના એ સબ જુઠો ધામ—ભક્તનકો.

પાદશાહ એવો પ્રસન્ન થયો કે જો કુંભનદાસજી સીકરી રાજધાનીનું શહેર પણ માગે, તો તે પણ આપી દઉં. આ હાર્દ સમજીને કુંભનદાસે કહ્યું કે ભાઇ મારે તારી સીકરી ગામને શું કરવું છે ? કશી જરૂર નથી. ઉલટું અહિં આવ્યાથી તો મારાં પગરખા તૂટયાં, ને પ્રભુનું નામ ભૂલ્યો, તો વળી તારી સિકરીને જો હું લઉં તો તો શું એ થાય ? ઉલટો તદ્દન બહિર્મુખ થઇ જાઉં ? વળી પ્રભુને નમાવવાનું જે માથું તે જેનું મોં જોવાથી દુઃખ ઉપજે એવાને પ્રણામ કરવામાં નમાવવું પડયું. પ્રભુ વિના આ તારૂં ધામ તદ્દન જુઠું છે. તેથી તારૂં આ ગામ પણ જુઠું છે. આવી નિઃસ્પૃહતા જોઇને પાદશાહ ઝંખવાણો પડી ગયો, એટલું જ નહિ પણ પોતે આવા નિઃસ્પૃહને ભક્તિમાં ભંગ કરી બોલાવા માટે પસ્તાવો થયો. અહીં વિચારવા જેવી વાત એ છે કે બાદશાહ પરાધીન છે કે કુંભનદાસજી ? બાદશાહ સ્વતંત્ર છતાં તેની પ્રકૃતિ પરાધીન હોવાથી પરાધીન છે. જ્યારે કુંભનદાસજી સર્વ રીતે ભગવદાધીન હોવાથી સ્વતંત્ર છે. આથીજ નિડરપણે પોતે જવાબ પણ માથામાં મારે તેવો આપ્યો. જવાબ આપતાં એવો વિચાર ન કર્યો, કે બાદશાહ મોટો સત્તાવાળો છે, માટે જો આવું કહીશ તો મને સજા કરશે ? પોતે જાણે છે કે બાદશાહનો બાદશાહ પ્રભુ મારા શિરપર બિરાજે છે, તેના આગળ આ બાદશાહ તણખલા જેટલો પણ નથી, આનું જ નામ સ્વતંત્રતા, આનુંજ નામ પ્રભુની ખુમારી કે રસ મસ્તી. વળી ધીરેલા રૂપીઆના વ્યાજના દ્રવ્યનો પણ પ્રભુને અંગીકાર કરવાનું નથી ગમતું. બસો બાવન

ચોરાસીની એક વાર્તામાં એક વૈષ્ણવે એક તાતીન એટલે વણકરને રૂપીઆ ધીર્યા, તેના વ્યાજમાંથી શ્રીઠાકોરજીને વસ્તુઓ અંગીકાર કરાવતા. આથી શ્રીઠાકોરજીએ તેને દર્શન દઇ જણાવ્યું, કે તું મને તાતીનના વ્યાજપર રાખે છે, તે નથી ગમતું. આથી તે વૈષ્ણવે તાતીનને ધીરેલા રૂપીઆ ઉપાડી લીધા. આમ શ્રીઠાકોરજીનું કહેવાનું કારણ એ છે કે વ્યાજ લેવા જતાં પેલા તાતીનની લાગણી દુઃખાય અને વળી આમાં વગર પરિશ્રમનું દ્રવ્ય છે તેથી પ્રભુ અંગીકાર કરતાં આનાકાની કરે છે. વ્યાપારનું દ્રવ્ય પણ જો પ્રમાણિકપણું હોય તોજ પ્રભુ અંગીકાર કરે છે. વેપારમાં પ્રપંચ અને જુઠ રહેલી છે. શ્રીમહાપ્રભુજી શ્રીસુબોધીનીજીમાં પ્રથમ સ્કંધમાં કહે છે કેઃ-वचनेन कार्यसिद्धिर्वाणिज्यम् છેતરીને કાર્ય સાધી લેવું એજ વાણિજ્ય એટલે વેપાર કહેવાય. છેતરીને કાર્ય કરી દ્રવ્ય સાધે તે પ્રભુ અંગીકાર ન કરે એ સ્પષ્ટ વસ્તુ છે. કેવળ તત્ત્વદષ્ટિએ જોતાં પ્રભુ ખેતીમાંથી ઉત્પન્ન થતી વસ્તુઓનો ખૂબ આનંદથી અંગીકાર કરે છે, કારણ કે ખેતીનો ધંધો સ્વતંત્ર હોઇ તેમાં કોઇને દુઃખ દેવાપણું નથી. અને જાતે મહેનત કરીને ઉત્પન્ન કરવાનું છે. આથી પ્રભુને ખેતીની ઉત્પત્તિનું અંગીકાર કરવાનું બહુ ગમે છે. આ પ્રમાણે સેવાની દૃષ્ટિએ વિચારતાં પુષ્ટિમાર્ગ કેવળ સ્વાભાવિક અને અલૌકિક છે. વ્યવહાર દૃષ્ટિએ પણ ઉત્તમ છે કારણ કે એથી શેઠ અને સેવકપણાનાં અભિમાન નાશ પામે છે. દુનીઆની વ્યવસ્થા પણ જળવાય છે. વળી શ્રીમહાપ્રભુજીના સિદ્ધાંતો પ્રમાણે ચાલવાથી સર્વત્ર શાંતિ પ્રસરી રહે છે. આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે પુષ્ટિમાર્ગ ધર્મ દૃષ્ટિએ અને વહેવાર દૃષ્ટિએ મહાન માર્ગ છે. આ માર્ગ વિશ્વધર્મ થાય તો જગતમાં એકદમ શાંતિ થાય. ધન મેળવવા માટે બીજાને દુઃખ થાય એવા અને ગરીબોના પેટપર પગ મુકાય એવા ધંધાને ઉત્તેજન આપનાર પરદેશી કાપડના અને વસ્તુના વેપારીઓએ બહુજ વિચારવા જેવી વાત છે. પ્રભુ સિવાય કોઇ આપણું નથી, દ્રવ્ય પણ અહિંને અહીં રહેશે, ને બીજાને દુઃખી કરી આપણા સ્વાર્થ સાધીશું; તો પ્રભુ કદી રાજી નહિ રહે.

છેવટે ભક્તિમાન ત્યાગી અને સ્વાશ્રયે પ્રભુમયજીવન ગાળનારજ સ્વતંત્ર છે. તેથીજ ગોપાળદાસજી કહે છે કે ભક્તિમાર્ગીયજીવ સ્વતંતર કેવળ ભક્ત ન થાય" ભક્તિમાર્ગીય જીવન સ્વતંત્ર છે. પ્રભુમય જીવન ગાળનાર શુદ્ધ જનોને નમન કરી લેખનીને આરામ આપું છું.

દીનકિંકર.

# कोयल साथे लडाइ.*

( કન્યા ધર્મ શિક્ષણ ભાગ ૧ લો. બહાર પડી ગયો તેનો પાઠ ૪ થો. )

એક દિવસ વસંતઋતુમાં વિશાખા બેન પોતાના ઘર પાછળ બગીચામાં ઉભાં હતાં; વિશાખાએ નાનાં નાનાં ફૂલઝાડ વાવી પોતાના અગાસીઆમાં સુંદર બગીચો બનાવ્યો હતો, અંદર તુલસીજીના કયારા પણ હતા, આ વાડામાં એક લીમડાનું ઝાડ હતું; તેના પર એક કોયલ આવીને "તું હું તું હું" કરીને ટૌકા કરવા લાગી. આ સાંભળી વિશાખાને એમ લાગ્યું કે આ મને જોઈને "તું વહુ તું વહુ" એમ કહે છે, નાની કુમારીને જો કોઇ વહુ કહે તો બહુજ માઠું લાગે છે, તેમ આ શબ્દ સાંભળી વિશાખાને પણ માઠું લાગ્યું, અને તે પણ કોયલને "તું વહુ તું વહુ" એમ સામે *જવાબ દેવા લાગી. કોયલને હમેશા એવી ટેવ હોય છે, કે જો તેના જેવો અવાજ* કાઢીને આપણે તેની સાથે બોલીએ; તો તે પણ આપણી સાથે ટાંચે ચડે છે, ને થાકતી નથી; વિશાખાની પણ આ દશા થઇ. કોયલ અને વિશાખા સાથે બોલવા લાગ્યાં. વિશાખા બોલે એટલીજવાર કોયલ પણ બોલે, છેવટે વિશાખા થાકી અને તેણે કોયલને ઢેકું મારવાનો વિચાર કર્યો; પણ તે બહુ ઉંચી ડાળીએ બેઠી હતી. આથી વિશાખાએ એકદમ પોતાની માને કહ્યું, કે બા, બા, જો આ કોઇક પંખી મને ગાળો દે છે, તું એને અહીંથી કાઢી મૂક. આ સાંભળી તેની મા એકદમ દોડી આવી, આ જોઇ માએ કહ્યું બેટા વિશાખા, આ તો વસંત ઋતુનાં રાણી કોયલ બાઇ છે, તે પ્રભુનું ભજન કરે છે, તેમને પ્રભુની જોડ રમવાનું બહુ ગમે છે; માટે તે પ્રભુને ટૌકા કરીને બોલાવે છે.

વિશાખા—એ, ત્યારે એવું "તું વહુ તું વહુ" એવું, કેમ બોલે છે. ?

બા–બેટા, એની ભાષામાં પ્રભુનું નામ એવું બોલાય. એ તું હું તું હું એમ કહે છે. એ પ્રભુને કહે છે કે તું અહીં આવ એટલે તું હું સાથે રમીએ.

વિશાખા—વાહ બા, ત્યારે આ કોયલ તો બહુ ભલી કહેવાય. હું તો એની જોડે ખોટું લડી.

બા–બેન વિશાખા, એવું ઘણી વાર આપણે વગર કારણે ઘણાં સાથે લડી પડીએ છીએ. માટે જો આ ઉપરથી તું શિખામણ લેજે કે કોનું કંઇ પણ સાંભળીને કોઇ સાથે લડવું નહિ.

વિશાખા–બા, હવે હું આ કોયલની સામે કદી નહિ બોલું. ઉલટી તે બોલશે, ત્યારે સાંભળીશ.

બા. જોને, એની વાણી કેવી મીઠી છે ? જે મીઠી વાણી બોલે તે કોયલના જેવી મીઠા બોલી કહેવાય.

---

* આ પાઠો કન્યાધર્મશિક્ષણના પાઠોનો નમુનો છે, કે છપાઇને જે બહાર પડી ગયું-બો. ૦–૨–૦. ૧૦૦ ના રૂ. ૧૦).

## પાઠ ૫ મો. રસીલી કોયલને આમંત્રણ.

દોહરા.

આવ આવ અલિ કોકિલા, ભજીએ પ્રભુને બેઉ;
થઇએ સખીઓ આપણે, એવી પાડો ટેવ.

આવો નિત આ લીમડે, બેસી ગાઓ ગાન;
સાથે હું બોલીશ વળી, ઉઠે ભજનની તાન.

વાણી મીઠી તમ તણી, મીઠી વળી મુજ વાણ;
બેઉની મીઠી વાણીએ, રીઝશે શ્રીભગવાન.

શ્યામ સમાં છો સાગળાં, મોરલી શો તમ સાદ;
રિસાશો નહિ કિંકરી, હવે કરીશ નહિ વાદ.

---

## गुजरातने अहिंसा केम पची ? तेनुं मूळ श्रीमहाप्रभुजीज छे.

" क्षमा वीरस्य भूषणम् " ક્ષમા એ વીર એટલે બહાદુર અથવા સમર્થનું ભુષણ છે. માણુસ જેટલે અંશે મનનો વધારે મજબુત તેટલે અંશે તે સહનશીલ હોય છે, અને જેમ મનનો હલકો તેમ તે સહેજ સહેજમાં ચીડાય છે. પશુઓમાં પણ જોઇએ; તો સિંહ એક મહાન પશુ છે તો તે ઘણોજ ગંભીર હોઇ ચીડાતો નથી. ખુમારીમાં પડયો રહે છે, જ્યારે કુતરૂ એક હલકું પશુ હોઇ અમથું અમથું રસ્તામાં જનારને પણ ભસે છે. વગર કારણનું કશો સહેજે પણ અવાજ થાય તો પવનને પણ ભસે છે. આવું તે મનનું તદ્દન હલકુ પ્રાણી હોવાથી તેને અડતાં નહાવું પડે છે. અને આપણે આથી તે પ્રાણીને પાળતા નથી. અન્ય પ્રાણીઓનું તો ચામડું પણ ઉપયોગમાં આવે છે, જ્યારે કુતરાનું તો ચામડું પણ ખપમાં ન આવે; જ્યારે સિંહ વાઘ જેવાં મરદ અને શૂરાં ઘમંડી પ્રાણીઓનાં ચામડાં પર આસન કરી યોગીઓ યોગ સાધે છે, મતલબ કે વીર પ્રાણીઓનાં તો ચામડાં પણ પવિત્ર મનાય છે. આપણી પ્રજાઓ ગુણને પૂજનારી છે. અહીં આ દેશમાં લૌકિક સ્વાર્થ તરફ બહુજ ઓછું લક્ષ અપાય છે. આ કથન પ્રમાણે ગુજરાત સિંહ સમાન મરદ છે; માટેજ તેણે હિંસાને કેટલાંય વર્ષોથી ત્યજી છે. તે ધર્મવૃત્ત ભૂમિ છે. ખરી રીતે જોતાં વ્રજભૂમિ અને સૌરાષ્ટ-મહસૌરાષ્ટ્ર એટલે આખું ગુજરાત આર્યાવર્તની પવિત્રમાં પવિત્ર ભુમિઓ છે, આથી શ્રીકૃષ્ણ ભગવાને પોતે પ્રકટય લીધું વ્રજ ભૂમિમાં અને બાળલીલા કિશોરલીલાઓનો વ્રજ ભકતોને આનંદ આપી પોતાનામાં નિરોધ કર્યો; અને રાજલીલા અને પ્રૌઢલીલા પોતાની રાજધાની દ્વારકામાં કરી એ રીતે ગુજરાતને અલંકૃત કર્યું. આજ કારણથી આ બેઉ સ્થળો સદા અહિંસક રહ્યાં છે. ધર્મભાવના પણ ગુજરાત અને વ્રજભૂમિમાં ખૂબ છે. આથી શ્રીમહાપ્રભુજીએ પણ વૈષ્ણવ ધર્મનો-સ્વસંપ્રદાયનો ફેલાવો વધુ પ્રમા-

ણુમાં ગુજરાતમાં કર્યો. આપે પરિક્રમામાં સમારોહ કરી બેઠકો સ્થાપન કરી તેમાં ૮૪ માં (કુલ બેઠકો આખા હિંદુસ્તાનમાં ૮૪ છે) ૨૩ વ્રજભૂમિમાં અને ૨૫ ગુજરાતમાં છે, એટલે કે અડધ ઉપરાંત બેઠકો આ બે પવિત્ર ભૂમિઓમાં છે, તેજ તેની પવિત્રતાની સાબીતી બતાવે છે. જે ઉપદેશ અહિંસાનો મહાત્મા ગાંધીજી આજે કરે છે, તે ઉપદેશ તો શ્રીમહાપ્રભુજીએ સાડા ચારસો વર્ષ પર કર્યો હતો અને વૈષ્ણવી આચાર્યો–શ્રીગોસ્વામી બાલકો આજે પણ એ ઉપદેશ આચારથી એજ બતાવી રહ્યા છે, ને શાંત અને પ્રેમી ક્ષમાશીલ વૈષ્ણવ સૃષ્ટિએ નિત્ય જીવનમાં વ્યાપારમાં ઉતાર્યો છે. શ્રીમહાપ્રભુજી તો હિંસાના એટલા બધા નિષેધક છે કે શ્રીકૃષ્ણના એવા વ્યવહારૂ સ્વરૂપની સેવા પણ પોતાના માર્ગમાં નથી રાખી. શ્રીકૃષ્ણનું જે સ્વરૂપ દેખાઈતી પણ ધર્મ રક્ષણ માટે જે હિંસા કરે છે, તે સ્વરૂપ પ્રભુનું સંકર્ષણ સ્વરૂપ છે. જુદાં જુદાં કાર્ય વખતે પ્રભુ જુદા જુદા સ્વરૂપે બને છે. આથી વૈદિક ધર્મનું પલાન કરવા પોતે સંકર્ષણનું સ્વરૂપ ધારણ કર્યું, તેજ હળધર અથવા બળદેવજી છે, અને આસુરોને મારવામાં પણ બળની જરૂર પડે છે તેથી પોતાનું મર્યાદિત વૈદિક ધર્મના રક્ષણ માટે બળ અથવા શક્તિ સ્વરૂપ બળદેવજી બન્યા.[1] પોતાનું કેવળ પૂર્ણ પુરુષોત્તમ સ્વરૂપ તો કદી હિંસા ન કરે, બધાને પ્રેમવડે પોષે, સર્વ પર અમૃત વર્ષાવે. આજ સ્વરૂપ તે બાલસ્વરૂપ શ્રીકૃષ્ણ છે ને એ સ્વરૂપની સેવાજ શ્રીમહાપ્રભુજીએ પુષ્ટિમાર્ગમાં દાખલ કરી છે.

ઘણા જણ આપણા વૈષ્ણવો પર આક્ષેપો કરે છે; કે વૈષ્ણવો દ્વારકાના શ્રીકૃષ્ણને તથા ગીતાના ઉપદેશક શ્રીકૃષ્ણને માનતા નથી. હા, અમે નથી માનતા એમ નહિ, પણ એ સ્વરૂપો શાસ્ત્રીય અથવા વૈદિક ધર્મનું પાલન કરવા છે. વૈદિક[2] વસ્તુઓનું તત્ત્વ તો ત્રિગુણાત્મક છે. તેમાં કામ્ય કર્મોનો ઉપદેશ છે. યજ્ઞાદિકનાં ફળ પણ બતાવ્યાં છે. (જો કે આંતરિક રીતે તો તેમાં નિષ્કામપણાનો જ ઉપદેશ છે. પણ દવા પાવી હોય તો બાલકને જેમ પતાસાની લાલચ આપી રોગ મટાડવા દવા પાવામાં આવે છે, તેમ વેદો તો પ્રભુની સ્તુતિ કરે છે, પણ લાલચુ જીવને અંદર લાલચ આપવા સકામપણું બતાવી તે સહાજ નિષ્કામપણા તરફ લઇ જાય છે.) આથી શ્રીકૃષ્ણ ગીતાના ઉપદેશ વખતે અર્જુનને પણ ધીમે રહીને વેદાતીત થવાની ટકોર કરે છે. કહે છે કે:–"त्रैगुण्य विषयावेदाः निस्त्रैगुण्यो भवार्जुन" હે અર્જુન, વેદો તો ત્રણ ગુણ સત્વ, રજો અને તમોગુણથી ભરેલા છે, માટે તું તેનો પણ મોહ છોડી ત્રિગુણાતીત કે વેદાતીત થા. અર્જુન આ ટકોર નથી સમજી શક્યો. કોઈ કહેશે કે વેદમાં ઉપરનાં તત્ત્વો છે, તો છેજ; રાજાઓ અથવા ક્ષત્રિયો બ્રાહ્મણો વગેરે યજ્ઞાદિક કરતા તેમાં કામ્યતાજ હતી; અને એ કામ્યતા તેઓ કેમ રાખતા તો યજ્ઞોપયોગી ચીજોને

---

૧ બળદેવજી વેદનો અવતાર છે. પ્રભુનું બળ વેદ છે, તેથી બળદેવજી ચોવીસ અવતારોનો એક અવતાર ગણાય છે.

૨ પુષ્ટિમાર્ગમાં નિષ્કામપણે વૈદિક ધર્મનું પાલન છે.

ભરેલાંજ છે સ્વતંત્રતા પરતંત્રતાના લેખોમાં કહ્યા પ્રમાણે જે આત્યંતિક કલ્યાણની ઇચ્છાવાળો છે; તેનું તો લક્ષજ એ તરફ ન હોય. એ તો પ્રભુમાંજ તલ્લીન રહે છે. મને પણ આવું લખવું નથી ગમતું; પણ આપણા આચાર્યશ્રીએ જે તત્ત્વને ભૂતળપર ચારસો વર્ષથી મૂક્યું છે. એજ તત્ત્વને અવલંબીને કાર્યકરો કામ કરે છે, તેમણે નવું ઉપત્ન્ન કર્યું છે એવું માની અભિમાન કરવાનું નથી. પ્રેમતત્ત્વના અને નિર્ગુણ ભક્તિમાર્ગના ઉપદેશક શ્રીવલ્લભાધીશનો તો આદેશ છે. વૈષ્ણવો પોતાના વિરોધીઓને જવાબ નથી આપતા, તેનું કારણ પણ તેમની ઉદારતા, મોટું મન, અને સહનશીલ વૃત્તિ છે, શ્રીમહાપ્રભુજીજ એમ કહે છે કે भार्यादीनां तथान्येषांमसतश्चाक्रमं सहेत् (તને ભક્તિનો અનુભવ થતાં પ્રભુમાં તલ્લીન થઇશ ત્યારે તારાથી બધાંની મરજી નહિ સચવાય, તેમનો સ્વાર્થ નહિ પોષાય એટલે) તારી સ્ત્રી તારાપર આક્રમણ એટલે લઢાઇ કે ઝઘડા કરશે પણ તે વખતે 'सहेत्' સહન કરજે સામો જવાબજ ન આપીશ. જો આપીશ તો ઝઘડો વધશે ને તારી ભક્તિ છુટી જશે, ને તારો આનંદ જતો રહેશે. પ્રભુની સેવાદિક નહિ થાય, ઉલટું નહિ બોલું, તો થાકીને હારીને છેવટે ઉપેક્ષા કરશે. ત્યારપછી "अन्येषाम्" એટલે સગાં સંબંધી અને આજુબાજુના સંબંધીઓ તારાપર આક્રમણ કરશે, પણ તું તો સહનજ કરજે, રખે બોલતો. છેવટે તારી ભગવદ્ ભક્તિ અને આનંદ તથા લહેર ન સહન થવાથી "असत." અસંતો એટલે દુષ્ટો અથવા બહિર્મુખો પણ તારાપર આક્રમણ કરશે; તો પણ તું તો "सहेत्" સહનજ કર. તેમનાં પ્રભુ વિરોધી કાર્યોનો બદલો તેમને પ્રભુજ આપશે. પ્રહલાદમાં ઘણી તાકાત હતી તે એક શાપથી અથવા ક્રોધ દૃષ્ટિથી હિરણ્યકશિપુને બાળી મૂકે, પણ તે ભક્તનું કાર્ય નથી; આથી બધું સહન કરે છે; છેવટે પ્રભુથી નથી સાખી શકાતું; ત્યારે અગ્નિસ્તંભમાંથી પ્રકટ થઇ હિરણ્યકશિપુને ચીરી નાખે છે. ભક્તના અપરાધીપર અનહદ ક્રોધ યુક્ત થઇ ભગવાન નરસિંહ સ્વરૂપ ધારણ કરે છે. આ સ્વરૂપની વિકાળતા જોઇ લક્ષ્મીજી પણ થરથર કંપે છે. દેવતાઓય ધ્રુજી જાય છે. ભયના માર્યા ક્રોધ સમાવવાની સ્તુતિ પણ નથી કરી શકતા; છેવટે લક્ષ્મીજીને ક્રોધ સમાવરાવવાની વિનતિ દેવો કરે છે. પ્રભુ આવા ક્રોધમાં છતાં ભક્ત પ્રહલાદ તો પોતાના પ્રિય પ્રેમી પરમ તત્ત્વરૂપેજ પ્રભુને જુએ છે. પ્રભુ તો નરસિંહ સ્વરૂપે વાત્સલ્ય ભાવે જેમ ગાય પોતાના વાછરડાને પ્રેમપૂર્વક જીભ વડે ચાટે, તેમ પ્રભુ ભક્ત પ્રહલાદને પ્રેમપૂર્વક ચાટે છે. ને એ દ્વારા તેનાં અંગોને હિરણ્યકશિપુના ત્રાસથી પડેલા સંકટોનું નિવારણ કરવા જીભવડે ચાટી અધરામૃતથી જખમ રૂઝવે છે. ધન્ય છે આવા પ્રભુને ! ! આથીજ પુષ્ટિમાર્ગમાં આ ભક્ત વત્સલ નરસિંહ ભગવાનની જયતિ ઉજવાય છે. મારૂં કહેવાનું તત્પર્ય એ છે કે આર્ય સંસ્કૃતિનું શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ તત્ત્વ શ્રદ્ધા છે, તેથી ખરો શ્રદ્ધાળુ ભજન સિવાય બીજું કાંઇજ પ્રચ્છતો નથી, તેથી પ્રભુ પણ તેને સર્વ રીતે પોષે છે, કોઈ કહેશે

કે ત્યારે અમે અમારો નિર્વાહ કેમ કરીએ, જો વસ્તુઓ ન સાચવીએ તો ? તો તેનો જવાબ પણ પ્રભુજ આપે છે કે તું જો કેવળ મારોજ આશ્રય રાખીશ ને મનેજ અનન્ય ભાવે ભજીશ તો હુંજ તને જોઇતી ચીજો પુરી પાડીશ. જો સાંભળ શ્રીગીતાજીનો ઉપદેશ:—

अनन्याश्चिंतयन्तो मां ये जनाः पर्युपासते ॥
तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम्.

ભાવાર્થ—જે મને પૂર્ણશ્રદ્ધાથી સર્વાત્મભાવે અનન્યતાથી ઉપાસે છે, તેવા નિત્ય ભાવયુક્ત ભક્તિયોગીનાં યોગ અને ક્ષેમ હુંજ બનું છું એની સર્વ ઇચ્છાઓ હુંજ પૂર્ણ કરૂં છુ.) શ્રીમહાપ્રભુજીપણ એમજ કહે છે. लौकिकं वैदिकं चापि स्वमसाधयिता प्रभुः ઈત્યાદિ. મતલબકે આપણે જે સહન કરીએ છીએ, એ જાણ્યે અજાણ્યે શ્રીમહાપ્રભુના ઉપદેશ તત્ત્વનુંજ મૂળ છે, એજ મરદાઇ છે. જે પુષ્ટિતત્ત્વને ન સમજનાર બિચારા પામરો ભલે આક્ષેપો કર્યા કરે પણ જેમ કુતરૂં ભસે છે, તે સામે હાથી પોતાના બળનો અનુભવ હોવાથી જોતોજ નથી, પણ ચાલતોજ જાય છે તેમ પ્રભુપરના શ્રદ્ધાળુ ભકતો નાસ્તિકો ગમે તેવા આક્ષેપો કરે તો પણ પ્રભુના સર્વશક્તિમાનપણાના અનુભવી હોવાથી તે બોલતાજ નથી. ધન્ય છે હજારો એવા ક્ષમાશીલ, ઉદાર અને ક્ષમાશીલ વૈષ્ણવ સમાજને અને તેના ઉત્પાદક શ્રીવલ્લભાધીશને. ! !

દીનકિંકર.

---

## અભિલાષ.

વ્રજ જીવન ! વ્રજમાં બોલાવો મ્હને.
આપના ચરણોનો દાસ બનાવો મને—
વર્ષો થકી વિખુટો પડ્યો હું કઠોર તાપ થકી રડ્યો
શોધે સરલ પથ ના જડ્યો બની બ્હાવરો બહુ બરબડ્યો
હવે પ્રિયતમ ! ના તલસાવો મને—
હોંસ છે હૃદયે ઘણી યમુનાજીના જલપાનની
ઝાંખી થવા ગિરિરાજની, ને નિરખવા છબી આપની
દામોદર ! દયા કરી એ દર્શાવો મને—
લીલા રચેલો વ્રજના ઘણા વ્રજવાસી સર્વ સોહામણા
પશુ, પક્ષિ, તૃણ, તરૂ પૂજ્ય જ્યાં વાત્સલ્ય યુક્ત વજ્રધરા
નન્દ નન્દન ! ત્યાંજ વસાવો મને—
વિષયાટવીથી ભ્રમ છું અજ્ઞાનમાં નિમગ્ન છું
અતિ ભ્રાન્ત છું ઉન્મત્ત છું નિર્બુદ્ધ અતિ અલ્પજ્ઞ છું,
પ્રણવાર્ણવ ! દઇ પ્રેમે હસાવો મને—
ઇચ્છા નથી આ લોકની પરલોકમાં પ્રીતિ નથી
ભવદીયમાં મુજ વૃત્તિ અતિ આપ વિણ બીજી નથી,
નાથ ! દીન છું દાસ બચાવો મને—

બાલમુકુન્દ.

---

## શ્રીસુબોધિનીનાં સૂત્રો.

(१) रोमहर्षणस्यापत्य रौमहर्षणिः रोमसु सर्वदा हर्षणं यस्य तस्य सर्वदा भक्त्युद्रेकः ॥

ભાવાર્થ—રોમ એટલે રૂવાં. જેનાં રોમ રોમમાં, સદાજ સદા વર્ષણ એટલે રોમાંચપર રોમાંચ પ્રભુના આનંદને લીધે થાય છે, તેનામાંજ હમેશાં પ્રેમલક્ષણા ભક્તિનું વર્ષણ થાય છે. પ્રેમલક્ષણા ભક્તિનો એજ વિલાસ છે એવો ભક્ત રોમ હર્ષણ કહેવાય છે. એવા રોમ હર્ષણના પુત્રમાં પણ એ ગુણ ઉતરે, તેથી તે પણ ભક્તિ વિલાસી હોય છે, તેથી રૌમહર્ષણિ કહેવાય છે. આવા પ્રેમીદ્વારાજ અનુભવી હોવાથી ભગવલ્લીલાની વાર્તા પ્રકટ થાય છે. આથી શ્રીભાગવત તેવા અનુભવી ભક્તથી પ્રકટ થયું છે. પ્રભુના સંબંધવાળી અને તેવા અનુભવીને મોઢેથી પ્રકટેલી ભગવદ્વાર્તા પણ શ્રીભાગવતજી સમાન છે. કંપ રોમાંચાદિક પ્રભુના અનુભવનો પુરાવો છે, એમ શ્રીગોકુલેશ સ્વવચનામૃતોમાં આજ્ઞા કરે છે. **( હાસ્ય પ્રસંગો ભાગ ૧ લાનો ૫૬ મો પ્રસંગ વાંચવાથી આ વાત સ્પષ્ટ સમજાશે. )**

(२) अत्र हि यथा यथा विरक्तस्तथा तथा अधिकारी ।

અહીં શ્રીભાગવતજીમાં અધિકારી જેમ જેમ વિરક્ત તેમ તેમ અધિકારી છે, મતલબ કે જેમ જેમ લૌકિક વૈદિકમાંથી ચિત્ત નીકળતું જાય તેમ તેમ પ્રભુમાં વિશેષ વિશેષ પ્રેમ થતાં વધુ વધુ રસ શ્રીભાગવતજીમાં પડે છે. વિરક્ત એટલે વિ એટલે વિગત અથવા નથી, અને રકતપ્રેમ અથવા આનંદ. જેનો લૌકિક વૈદિકમાં જરાપણ પ્રેમ અથવા આનંદ નથી, અને વિ એટલે વિશેષ અથવા અતિશય અને રક્ત એટલે પ્રેમ અથવા રંગાઇ જવું તે, મતલબ કે અ.હદ પ્રેમે પ્રભુમાં રંગાઇ જનાર તે વિરક્ત કહેવાય. તેવો પ્રેમીજ વિરહી હોય, આથી આધિદૈવિક ભાવનામાં વિરક્ત કહીએ તો વિ એટલે વિગત અથવા જતા રહેલું અને રક્ત એટલે રૂધિર. પોતાના પ્રિય પ્રભુના વિરહે જેના શરીરનું રૂધિર પણ સુકાઇ ગયું છે, રૂધિર વગરનું થયું છે તેવો વિરહી ભક્ત તે વિરક્ત કહેવાય. એવા ભક્તની ઉત્તમતા છે માટે ભગવદીય વિરહની માગણી કરે છે કેઃ—

**દુહો—કાહુકો દીનો કછુ કાહુક લંક લુંટાય;**
**કૃપા કરી મોય દીજીયે, જબ એક નીકળે હાય.**

પ્રભુની પાસે માગે છે કે, હે પ્રભુ, કોઇને કંઇ પુત્ર પ્રતિષ્ઠાદિક આપો કોઇને લંકા લુંટી આપો, ( ધનાદિક આપો ) પણ મને તો કૃપા કરીને એજ આપો કે આપના વિયોગથી એક "હાયજ" મારા મુખથી નીકળે. ભક્તની "હાય" એ પ્રભુના વિયોગથી ભક્તના હૃદયમાં પ્રજ્વલિ રહેલી પ્રચંડ વિરહાગ્નિની ધૂપ છે. એજ શ્રીમહાપ્રભુજીનું સ્વરૂપ છે. શ્રીમહાપ્રભુજીમાં આસક્તની એજ દશા હોય છે. શ્રીમહાપ્રભુજી આવાજ વિરહાગ્નિનું સાક્ષાત મૂર્તિ સ્વરૂપ હોવાથી આપ કેવળ વિરક્ત જીવનમાં વિહરે છે. એકજ ધોતી ને એકજ ઉપરણો ધારણ કરે છે. વિરહાગ્નિ દગ્ધ

હોવાથી વિરહથી પ્રકટેલા દિવ્ય પસીના (પરસેવા) ના પ્રકટ સ્વરૂપ એક મોતીની માળા ધારણ કરે છે. આજ વિરક્તતાનું સાક્ષાતપણું છે. શરીરે ભગવાં પહેરવાં એ વિરક્તતા છે. વેદમાં એવા ભાવની શ્રુતિ છે કે "અતસ તનુનો પ્રભુ અંગીકાર કરતા નથી" અતસ એટલે વિરહ રહિત અથવા જેનાં ઇંદ્રિય મનાદિક અંગો વિરહથી પરિપકવ નથી થયાં તેવાનો પ્રભુ અંગીકાર નથી કરતા. આજ તપ્તતા તે શ્રીમહાપ્રભુજીનું સ્વરૂપ છે, માટે એમ કહ્વામાં આવે છે કે શ્રીમહાપ્રભુજીના શરણ સિવાય કોઇને પ્રભુની પ્રાપ્તિ નથી. વિરહાગ્નિનું સાક્ષાત સ્વરૂપાત્મક સ્વરૂપ શ્રીવલ્લભાધીશ છે ને તેજ કૃપા કરે તો પ્રભુ મળે

શ્રીમહાપ્રભુજી દ્વારિકા પધાર્યા ત્યારે ત્યાના પૂજારીઓએ કહ્યું કે આપ શંખ, ચક્રાદિક છાપ લ્યો, તો અમે શ્રીરણછોડજીનાં દર્શન કરાવીએ. શ્રીમહાપ્રભુજીએ કહ્યું કે છાપ લેવાનું શું કારણ છે ? એટલે પૂજારીઓએ કહ્યું કે વેદમાં લખ્યુ છે. શ્રીમહાપ્રભુજીએ કહ્યું કે અમે ચાર વેદ, ઉપનિષદાદિક બધું જોયું પણ એવું ક્યાંય નથી લખ્યું. એટલે પૂજારીઓએ ઉપર જણાવેલી અતસ તનુનો પ્રભુ અંગીકાર કરતા નથી તે શ્રુતિ કહી. એટલે શ્રીમહાપ્રભુજીએ કહ્યું કે તમે એક શ્રુતિ માનો છો કે બધી શ્રુતિઓને સાચી માનો છો ? પૂજારીઓએ કહ્યું કે શ્રુતિઓ પ્રભુજીની વાણી હોઇ બધી સત્ય છે. એટલે શ્રીમહાપ્રભુજીએ કહ્યું કે શ્રુતિમાં એમ પણ કહ્યું છે કે "અગ્નિથી ડામવાળા–ડામીલ શરીરનો પણ પ્રભુ અંગીકાર કરતા નથી. આ સાંભળી પૂજારીઓ ગભરાયા. એટલે શ્રીમહાપ્રભુજીએ અતસનો ભાવ કહી બતાવ્યો કે અતસ એટલે વિરહ રહિત. જે તનુ વિરહાગ્નિથી પરિપકવ નથી થતું, તે શરીર અલૌકિકતા અથવા 'નવત્વ' પ્રાપ્ત નથી કરતું; અને તેથી તેવા શરીરનો પ્રભુ અંગીકાર નથી કરતા. આ સાંભળી પૂજારીઓ નમી પડયા અને સર્વે શ્રીમહાપ્રભુજીને શરણે આવ્યા. કોઇ અતપ્તનો અર્થ અગ્નિથી તપાવું એવો લઇ ધૂણી ધખાવી વચ્ચે બેસે છે, કોઇ સૂર્યના તાપે ઉધે મસ્તકે તપ કરે છે. તે કોઈ ઉપરની શ્રુતિનો ખરો અર્થ નથી સમજતા. આથી પ્રભુ પ્રસન્ન ન થતાં અગ્નિદેવ, સૂર્યદેવ, આદિ પ્રસન્ન થઇ રાજ્યાદિક કે એવી વસ્તુઓ આપી એ લૌકિક તપસ્વીને રાજી કરે છે. જ્યારે આ શ્રુતિનું ખરું રહસ્ય શ્રીમહાપ્રભુજીજ જાણે છે. જ્ઞાનીઓએ જ્ઞાનાગ્નિ અર્થ કરી એ રીતે તપ્તતનુ પ્રાપ્ત કરવા વિચાર્યું. પણ એ જ્ઞાન કયું તેનો નિર્ણય ફાવે તેણે ફાવે તેવો પોતાની બુદ્ધિ પ્રમાણે કર્યો. શ્રીમહાપ્રભુજી તો લીલાત્મક જ્ઞાનનેજ જ્ઞાનાગ્નિ કહે છે, તેજ ખરું છે. ખરું તત્ત્વ તો પ્રેમાગ્નિ છે વિશ્વમાં સર્વ ધર્મમાન્ય એ તત્ત્વ છે. શ્રીમહાપ્રભુજી એજ તત્ત્વને ફલ તત્ત્વ કહે છે. તેવો તત્ત્વચિંતક શ્રીભાગવતજીનો અધિકારી છે અને એજ વિરક્ત છે.

દીનકિંકર.

---

## ભાવના સૃષ્ટિ.

( લેખકઃ- રા. રા. નારણભાઇ વાઘજીભાઈ પટેલ. નડીઆદ. )

( અંક ૪ થા ના પૃષ્ઠ ૧૨૮ થી ચાલુ. )

૧૧.

પ્રભુ! તને ઢુંઢવા આવ્યો છું.
વેદાંતીઓ જ્ઞાનમાર્ગ દર્શાવે છેઃ
કર્મકાંડીઓ ઉપાસના કરવાનું કહે છે.
ભક્તિમાર્ગીઓ ભક્તિ ઉપદેશે છેઃ
પણ હું કેવળ નિઃસાધન છું.
મારૂં અજ્ઞાન-પામર હૃદય મુંઝાય—ચિરાય છે.
માત્ર તને પામવાની આશાના તંતુએ તે ટકી રહ્યું છે.

તો હે દયાળુ દેવ! જીવન ખતમ થયું નથી, ત્યાં સુધીમાં મને ખરો માર્ગ દર્શાવવાની કૃપા કર.

૧૨.

ઓ પ્રિય લહરીઓ! તમારો મારા પર મહાન્ ઉપકાર છે.

પ્રભુના ચરણુકમળની સુગંધી ઘસડી લાવીને તમેજ મને તેના સામીપ્યનું ભાન કરાવ્યું.

પણુ નાથ! હજીએ હું તો અંધકારમાંજ આથડું છું. તારી પ્રેમલ જ્યોતિનું માત્ર એક કિરણ મારા જીવનપથમા પ્રકટાવ.

૧૩.

કોણ જાણે?

મારા જીવનપથનો અંત અંધકારમા છે કે પ્રકાશમા?

હું ખુદાઇ રાહે છુ કે સેતાન મને ઘસડી રહ્યો છે?

પણ એક વસ્તુ ચોકસ છે. દુન્યવી સુખો અકારાં થઇ પડયા છે, અને આત્માને કોઇ અનોખી તૃષા પીડી રહી છે.

એ તૃષા ક્યારે સમશે?

૧૪.

આસુ હૃદયની મલિનતા ધોનાર દિવ્ય ઔષધિ છે. એ ખરૂં, પરંતુ નાથ! તારા વિરહના તાપ વડે આસુઓ સુકાઇ ગયા, અને હવે તો જીગરનાં ખુન છે. એ ખૂન ખૂટી ખાક ઉડી નથી, ત્યા સુધી દયામય! તારા પ્રેમામૃતનુ સિંચન કર.

૧૫.

પ્રભુ! તારે આગણે મનોહર ફુલવાડી ખીલી રહી છે, આથી તારાં ચરણોમા બેચાર કરમાયલા ફુલોની ભેટ ધરતાં શરમાઉ છુ.

પ્રકૃતિ નાચી કુદીને તારા ગુણગાન કરી રહી છે. ત્યાં મારૂં બેસૂરૂં ક્ષુદ્ર ગીત શા કામનું?

સૂર્યચંદ્ર અને નક્ષત્ર મંડળ તારા દિવ્ય પ્રકાસ વડે પ્રકાશી રહ્યા છે, ત્યા તારી મનોહર મૂર્તિ નિહાળવા હું કર્પૂરાદિકના આરતિદીપો પ્રકટાવવાની ધૃષ્ટતા કાં કરૂં?

નાથ! તારાં દર્શન માટેની મારી સર્વ તૈયારી નિરર્થક છે.
મારા મનોરથ માત્ર તારો એક કૃપાકટાક્ષ પૂરી શકે.

૧૬.

પ્રભુ! આજ સુધી મેં ક્ષુદ્ર ગુલાબની પાંખડીઓ ચૂંટી તેની માળા વડે તારી મનોહર મૂર્તિને શણગારવાની ચેષ્ટા કરી. પણ ગોપીજનવલ્લભ! હવે હું સમજ્યો કે તારો રસહિંડોલ વૃંદાવનની દિવ્ય સુગંધયુક્ત વાટિકાઓમાં ઝૂલી રહ્યો છે.

રાજભોગની સામગ્રીઓ તૈયાર કરવાની ગડમથલમાં હું ઘેરાઈ રહ્યો હતો, પરંતુ મને અનુભવે હવે ભાન થયું કે નાથ! તું તો પરમ ભાગ્યવાન વ્રજાંગનાઓના અધરામૃતનું પાન કરવામાં લીન બની ગયો છે.

હવે તો એ બડભાગી શ્રીમદ્ ગોપીજનોની ચરણરજ મારા મસ્તક પર ધરી તેમની કૃપા યાચું છું.

૧૭.

મારા માનવજીવનની વસંત ખીલી હતી.
મુકુટધારીઓ મારે મન સ્વચ્છ હતા.
મને કલ્પનાની પાંખો ફૂટી હતી.
હું ઉંચે ને ઉંચે ઉડતો હતો.

—પણ હા! મારા એ મધુર જીવનનો એકાએક અંત આવ્યો. દૂર દૂરથી તારું કૂજન મારે કાને પડયું અને હું ભાન ભૂલ્યો.

મેં લક્ષ્મીના વૈભવો ફેંકી દીધા, અને મારો કીર્તિનો કોટ તૂટી પડ્યો. જગતના લોક મને પાગલ કહી મારી સામે હસે છે.

નાથ! તેં તો મારી ત્રિશંકુની દશા કરી!

૧૮.

હું કયાં ગીતો વડે તારા ગુણ ગાઉં?

ઋચાઓ વડે તારાં ગુણગાન કરીને વેદો પણ અંતે નેતિ નેતિ ભાખે છે, તો પછી ઐશ્વર્યના ભંડાર! શાસ્ત્રનાં થોથાં-પોથાં રૂપી કોઠીઆનાં ત્રાજવા વડે તારો પાર પામવાનો યત્ન કરવો વ્યર્થ છે. છતાં મારી અલ્પમતિએ વા તારી ઉદારતાએ તેમ કરી રહ્યો છું.

કલ્પના વડે તારી મનોહર મૂર્તિનું આલેખન કરવા યત્ન આદરૂં છું, ત્યા તો વિરહનાં અશ્રુઓ ચિત્રફલકને ભીંજવી નાખે છે.

ઓ દયાસાગર! હું કઇ રીતે તને રીઝવું?

૧૯.

એ ધન્ય ક્ષણે મેં જોયું કે—
તારા આતિથ્ય માટે,

સાગરરાજ સહસ્રાવધિ તરંગો ઉછાળી ગર્જના કરતો હતો. જંગલની વનશ્રી સૌન્દર્યના ફુવારા ઉડાડતી હતી. મનોહર પક્ષીઓ કલરવે તારાં ગુણગાન કરતાં હતાં, અને વૃક્ષો પોતાનાં પર્ણરૂપી કરતાલ વડે તેમાં તાલ આપતાં હતાં. તારકો તને નિહાળવા માટે ગગનગોખમાંથી ડોકીઆં કરતા હતા.

તારા આગમનની ઉષા ઉડતી હતી.

૨૦.

ઉત્સાહના અનુકૂળ વાયુમાં આશાની મજબૂત પાંખો પ્રસારીને મેં ઉંચેને ઉંચે ઊડવા માંડયું. લાંબી મજલ કાપતાં છતાં પણ જળમય પ્રદેશ દૂરનો દૂરજ જણાયો. મારી તૃષા વધતી ચાલી. કંઠ શોષાયો, આંખે રાતાં પીળાં જણાવા લાગ્યાં, તંમર આવી અને મૂર્છા ખાઇ હું ભોંય પર પડયો. ક્ષણમાં મારૂં જીવન હતું ન હતું થઇ જાત, પરંતુ પૂર્વના સંસ્કારને બળે કોઈ ભક્ત અને અનુભવી પથિકની અમૃતદષ્ટિ મારા ઉપર પડી. તેણે પોતાની મશકમાંનું જળ મારા મોં ઉપર છાંટયું, અને પાયું. તેની દયાથી હું શુદ્ધિમાં આવ્યો. પછી તેણે કહ્યું: ઓ અજાણ્યા મુસાફર! મૃગજળ પાછળ કાં દોડે છે. આવ અમારી નવપલ્લવિત હરિયાળી વાટિકા તરફ, અને તેમાંના સરોવરમાના અમૃતજળથી તારી યુગ યુગની તૃષા છીપાવ.

૨૧.

સૂર્ય-ચંદ્રમાં તેજ તુંજ પ્રેરી રહ્યો છે.
વનશ્રીમાં તારાજ સૌન્દર્યના ફુવારા ઉડી રહ્યા છે.
પક્ષીના રવમાં તારૂંજ માર્દવ સ્ફુરે છે.
અનંત વ્યોમમાં તારીજ શાંતિ પ્રસરેલી છે.
શિલ્પીઓ, ચિત્રકારો અને કવિઓમાં તારીજ કલા પ્રકાશે છે.
વિશ્વસમસ્ત તારા વૈભવેજ વિરાજિત છે.

તો ઓ દયાસાગર! મારા પ્રત્યેજ તું આટલો નિષ્ઠુર કેમ?
મારા હૃદયનાં અંધકાર, અશાંતિ દારિદ્ર આદિ ક્યારે વિદારીશ!

૨૨.

એ પુષ્પમાળા જોઇ બધાં મુક્તકંઠે કલાકારનાં વખાણ કરતાં હતાં.

તેમાંનાં ફૂલો રંગબેરંગી અને સુગંધયુક્ત હોઈ મનોહર લાગતાં હતા, વળી પ્રેમતંતુએ તેમને એક બીજા સાથે ગુંથી લીધા હતાં, અને ચળકતા તારોથી તેની શોભા વધારવામાં આવી હતી. માલાકારે પોતાનું ચાતુર્ય વાપરવામાં કશીએ કચાશ રાખી નહોતી.

પરંતુ એ ફૂલહાર જોઇ, તેમજ ઉપવનનાં લતાવૃક્ષોની શાખાઓ ઉપર વાયુલહરીઓમાં સ્વચ્છંદે રસ હિંડોળ લેતાં મધુરાં ફૂલડાંની આ દશા નિહાળતાં મારૂં હૃદય તો ખરેખર રડી ઉઠયું, કે પ્રભુને લાયક આ પુષ્પો અહીં ને અહીંજ જીવન તેડ્ડી નાખશે, કે પોતાના ક્ષણિક છતાં દિવ્યજીવનને પ્રભુના કંઠમાં પધારી ધન્ય કરશે!!

ઓ સહૃદય માનવ! તારા ઉજત હૃદયના ક્ષણિક આનંદ માટે કુદરતી પુષ્પ સૌન્દર્યને ન વેડફતાં પ્રભુને સમર્પી તારી સાચી સૌંદર્યભાવના એ પ્રભુ પાસે રજુ કર.

# ગીતાંજલિ.

## કાવ્ય ૫૬ દ્વૈતમાં અદ્વૈત

(રા રા શંકરભાઈ ત્રિકમભાઈ પટેલ)

(આવો આવોને સખીઓ આજ, રસતાળી પાડી)

આમ મુજમાં તુજ આનંદ ભરપૂર છે ભરિયો
આમજ મુજ સમીપે તું, ઉતરીને આવ્યો
ઓ સકળ ભુવનના નાથ, ત્રિભુવનપતિ મારા
જો હું નહિ હોત પ્રભુ હોત તુજ પ્રેમજ ક્યાં ?
સૌ આ સંપદનો ભાગી, ગણ્યો તારો મુજને,
ખેલાય અસીમ રસખેલ સદા મુજ ઉર માંહે
તુજ ઇચ્છા રૂપ વિચિત્ર, ધરે મુજ જીવનમાં,
તે ધર્યો મનોહર વેશ, મન મારૂં હરવા
તેથીજ પ્રભુ તુજ પ્રેમ નિજને ભુલી જતો,
ભક્તોના પ્રેમે તુજ પ્રેમ સમાઇ જતો
સમેલન એ બેનું, પૂર્ણ પ્રભુ જ્યાં થાયે,
તુજ દર્શન પ્રભુ ત્યાં થાય, એવા અદ્વૈતે

---

## કાવ્ય ૧૦૩ એક અનન્ય પ્રણામ.

(હે માતૃભૂમિ તોરે)

ઇંદ્રિય મારી સઘળી એક વંદને ઝુકી રો',
સસર્ગ વિશ્વનો આ તુજ પાદમાં કરી રો'—
વરસ્યાં વિમાનું વાદળ, નીચું નમે અષાઢે
મારૂં સમગ્ર મન ત્યમ, તુજ આગળે ઝુકી રો'—
મારા બધા ગીતોના, થઇ રાગ સર્વ ભેગા,
શાંતિ-સમુદ્રમાંહી, થઇ એકધાર વહી રો'—
આતુર ઘેર જાવા, કૈલાસ હંસ વળતા,
નિજ સ્થાયી ધામ કેરી, યાત્રા જીવન કરી રો'—

## નોંધ અને સમાચારાદિક.

**ભાઇ રતિલાલને**—રાજુનથી ભાઇ રતિલાલભાઇ કેટલાક પ્રશ્નો પુછે છે તેના ઉત્તર ધીમે ધીમે પણ વિસ્તારથી નીડરપણે આપવામા આવશે. પણ રતિલાલભાઇને અમે એટલુજ કહીએ છીએ, જગતમા દરેક પરોપકાર પરોપકાર કરવાનું કહે છે, પણ પરોપકારી તો એક પ્રભુજ છે. જીવ કઈ વસ્તુને પોતાની ગણીને પરોપકાર કરવાનો હતો? લક્ષાધિપતિ પણ પરોપકાર કરે છે, તેનો ઉત્પાદક કોઇક હોય છે, માત્ર મિથ્યા મારૂં મારૂં કરીને અભિમાને મરે છે. દરેક માણસ પોતાના જીવનને શુદ્ધ રીતે ત્યાગ વૃત્તિ રાખી સાચવે તો બધા ઝઘડા જતા રહે પુણ્ય પાપની રચનાઓ અહંતા મમતાનેજ અવલંબે છે. શ્રી.મહાપ્રભુજીની દૃષ્ટિએ જવાબ આપતા તમારા પ્રશ્નોનો એક ગ્રન્થ થાય

**સદ્દેર્જ**—કેટલાક ભાઇઓ દિવાળીના ખાસ અંક જેવડા અંકની અને એવા ચિત્રજીની આશા રાખતા હતા. અમને પણ એવી હોંસ રહે છે કે દર વરસે એક અંક તો એવો આપવો, પણ ગયા દિવાળીના અંકમા ધોધમાર ખર્ચ કર્યું, તેની કદર જો વિશાળતાથી થઈ હોત. તો ઠીક પણ વી પી પાછા વાળી ઘણાઓએ અમને નાસીપાસ કર્યા. અમારે પગ સામે જોઇને ખર્ચ કરવાનું રહ્યું. વિશ્વાસેજ વિશ્વ નભે છે અમારા જેવા પામરો પર વિશ્વાસ ન રાખતા પ્રભુ પર વિશ્વાસ રાખી આવી પ્રભુ સબંધી સંસ્થાઓ તરફ જોવું ને મદદનીશ થવું હજી બીજો અંક ચિત્રજીવાળો આવશે. ચિત્રજી તૈયાર છતા જાળગામે દેવાલ તૈયાર ન હોવાથી ગયા અંકમા નથી મૂક્યા.

**મદદનીશ બંધુઓને**—જે ભાઇઓ પાસે લવાજમ આવ્યાં હોય તેમણે આવતા ભાદરવા સુ. ૧૧ સુધીમા હિસાબ અને નામ સાથે મોકલી આપવા. લવાજમ મોકલનાર બંધુઓએ ભાદરવા સુ. ૧૧ સુધીમા લવાજમ મોકલી આપવું. ત્યાર બાદ લવાજમ બાકી રહેશે તેમને વી. પી. કરવામા આવશે ભાદરવા સુદિ પૂર્ણિમા પછી વી. પી શરૂ થશે. આ વર્ષે એક પણ વી. પી. પાછું નહિ આવે એવી આશા છે.

**અમારી વિનતિ સંભળાય છે**—કેટલાક ભગવદીયો સાથે અમારો એવો સંબંધ છે કે અમે બબ્બે વર્ષથી લવાજમ ન માગતા એમને એમ મોકલતા તેમને વી. પી કરવુ પણ અયોગ્ય લાગે. આવા ભાઇઓ અમને પાછલા લવાજમ સાથે લવાજમ મોકલી આપે છે તેમનો અમે ઉપકાર માનીએ છીએ, આપણે ત્યાથી રહેવું જોઇએ. વહેલુ મોડુ તો પરિસ્થિતિને અનુસરીને અથવા આળસથી પણ થાય પણ પ્રમાણિકતા તો સાચવવી પડે. આ ઉપરથી અમે પ્રમાણિક હોવાનો દાવો નથી કરતા. નિયમિત માસિક ન આપવુ એ પણ અપ્રમાણિકપણુજ છે. પુસ્તક વહેલા મોડા મોકલવા એ પણ ઠીક તો નથી, પણ ભગવદીયો અમને નિભાવી લે છે તે એક તેમની દયા છે અમે તો શ્રીમહાપ્રભુજીનીજ કૃપા અને ભગવદીયોની અમી નજરથીજ ટકી શકીએ છીએ. બાકી તો સુરદાસજી જેવા અનુભવી કહે છે કે "જીતની રવિ છાયાકી કણિકા, નિતને દોષ હમારે" હેરીઆમા ઘરમા જે રજકણો ઉડે છે તેટલા દોષ અમારામા છે. તે તરફ સર્વ; બંધુઓ ક્ષમ વાત્તથી જુએ અમારે એક પણ વી. પી. ન કરવું પડે એમ લવાજમ આવી જાય તો કેવી મજા!!

**શાંતિ ન છોડવી**—કેટલાક ભાઇઓ અસહકાર ફરી શરૂ થશે એમ માની ગભરાય છે. આપણે તો પ્રભુને જેવી સ્થિતિ કરવી હશે તેમ કરશે એમ માની પ્રભુના આશરે તેનુંજ ભજન કરવુ. તે સર્વ સમર્થ છે. તેના પર જેનો વિશ્વાસ હશે તેનું ભલુંજ કરવાનો જીવને લૌકિકનો મોહ છે તેથી ન સમજાય. તોફાનોમા જાતે ઉતરવા કરતા પ્રભુને અવલંબી રહેવુ એજ શ્રેષ્ઠ છે. નિ સાધન થયા સિવાય અભિમાને કામ કરવાથી નિવેડો ન આવે. આજુ બાજુ ગમે તેવી અશાંતિમા જરા પણ પોતાની શાંતિ ન છોડે તે ભગવદીય માલા પ્રસંગ વખતનો જુલમી ચિતાર નજરે જોયા હોય તો ખબર પડે કે શ્રીગોકુલેશે કેટલી અશાન્તિ સહન કરી છે? એકવાર એક વૈષ્ણવે વિનતિ કરી કે રાજ આપણા દુશ્મનોનો પાર નથી. આપે કહ્યું કે તમારૂં મન તમારો દુશ્મન છે. આપણે વળી દુશ્મન કેવો? આ કેવી શાંતિ? કેવી શ્રદ્ધા? કેવુ ઉદાર મન? કેવી ધીરજ? એજ ભગવાન, એજ મહાપ્રભુજી એજ માર્ગ અત્યારે છે. પછી શા માટે ગભરાવું? પ્રભુને જે સ્થિતિમા મુકવા હોય તે સ્થિતિમા મૂકે. પ્રભુ સામે નજર રાખી બુધુ કરવુ. સ્વાર્થની જાળમાં ન ફસાવુ.

**શ્રીગિરિરાજજી મે સ્થલન પે શ્રી પ્રભુન કે મનોરથ હોયગે**—સ્વસ્તિ શ્રી બડે શ્રીમથુરાધીશ કે નિજકાયત પ્રથમ પીઠસ્થ શ્રીમદ્ગોસ્વામી શ્રી ૧૦૮ શ્રીગિરિવરોપનામ શ્રીદ્વારકેશાચાર્યજી મહારાજ શ્રીકોટાવારેકે આશીર્વાદ । અપરંચ આપ શ્રી સહકુટુમ્બ શ્રીવ્રજયાત્રા કો નિયમ મિતિ ભાદો શુકલા ૩ તદનુસાર તા. ૧૪ સિતમ્બર સન્ ૧૯૩૨ સોમવાર કૂ લેયગે સો વ્રજયાત્રા કો અપૂર્વ આનન્દ લેને કો સમસ્ત વૈષ્ણવ સહકુટુમ્બ આવેગે । મિતિ દ્વિતીય આષાઢ શુકલા ૧૧ શનિવાસરે સં૦ ૧૯૮૮ કે—

લિ૦ અધિકારી રણછોડદાસજી કે શ્રીભવદ્ સ્મરણ બાચેગે ।

॥ श्रीविभुवदनानलाचार्यचरणा विजयन्तान्तराम् ॥

વિશ્વના તારણહાર શ્રીમહાપ્રભુજીના વિશુદ્ધાદ્વૈત સિદ્ધાંતોનો
પ્રચાર કરતું ધાર્મિક માસિક

# શુદ્ધાદ્વૈત-ભક્તિમાર્તંડ.

પુસ્તક ૬ ઠ્ઠું ] ભાદ્રપદ, સં. ૧૯૮૭. [ અંક ૬.

## ભગવદીય ગ્રાહકો પ્રત્યે—

પાંચ વર્ષની આપની સતત સેવા પછી છ માસની હક્કની રજા (!) ભોગવીને આપની સેવામાં હાજર થયો છું. મારી અમદાવાદમાંની ગેરહાજરી દરમ્યાન જે અંકો પ્રકટ થયા તેથી ગ્રાહકોમાં જે ક્ષોભ થયો તે મેં અનુભવી લીધો. શુદ્ધાદ્વૈતનું ધ્યેય થોડુંક બેડોળ થઈ ગયું લાગ્યું. સાંપ્રદાયિક સિદ્ધાંતોનો ભંગ પણ થયેલો લાગ્યો. વાચકો તથા ગ્રાહકોની સખ્ત ફરીયાદો પણ પત્રોમાં વાંચી. પણ હવે જે થયું તેને માટે અફસોસ ન જ હોય! હું એ બધી ત્રુટિઓ માટે ક્ષમા માગી લઉં છું. આ અંકથી બધું વ્યવસ્થાતંત્ર ફરી સંભાળી લીધું છે. પહેલાંની પેઠે તંત્રી, પ્રકાશક, વ્યવસ્થાપક તથા મજુર તરીકેની બધી સેવા બજાવવાની શક્તિ વૈષ્ણવો મને આપશેજ એવો દૃઢ નિશ્ચય છે. ચાલુ વર્ષનું લવાજમ ઘણા ગ્રાહકોનું બાકી છે. વળી સરકારે વી. પી. ખર્ચમાં એક આનો વધારવાની મહેરબાની કરી છે! હવે જો ગ્રાહકો લવાજમ નહિ મોકલે તો વી. પી. ખર્ચના પાંચ આના વધારે ચડશે.

દેવદીવાળી અંક—આવતો અંક દેવદીવાળી અંક ચિત્રોથી શણગારાઇને પ્રકટ થશે અને લવાજમ નહિ ભરનાર ગ્રાહકોના હાથમાં વી. પી. થી આવશે. આશા છે કે વી. પી. સ્વીકારવાની કૃપા કદરદાન ગ્રાહકો કરશેજ.

તંત્રી.

નં. ૧૭૪૮, રાજામહેતાની પોળ,
અમદાવાદ.

તંત્રી અને પ્રકાશક:
વસંતરામ હરિકૃષ્ણ શાસ્ત્રી.
સહાયક તંત્રી-દીનકિંકર.

# લેખાનુક્રમ.

ભાદ્રપદ સં ૧૯૮૭.



વૈષ્ણવોને ચેતવણી—શ્રીઆન્યોરથી લી. સદુપાડેવંશાત્મજ શ્રીમદ્રાપ્રભુજીની બેઠકના મુખ્યાજી મ્હેનેજી ગણેશીલાલજી ( નાનજીભાઇ ગણેશીલાલજી )ના શ્રીભગવદ સ્મરણ વાચશો.

વિ. લખવાનું કે અમારી બેઠકના નામથી અન્ય ગજવામીયો પરદેશમા પાખંડ કરી ( અમારું નામ ધરીને, કોઇ કાકા બનીને, કોઈ ભાઇ બનીને, કોઇ ભાગીદાર બનીને એટલે વારાફરતી સેવા કરવાનો દાવો રાખીને ) દ્રવ્ય ઉપાર્જન કરે છે. એવી ઘણે ઠેકાણેથી વાત સાંભળવામા આવે છે અને કીસનગઢમા અમો પ્રત્યક્ષ જોઈ આવ્યા છીએ, ખરી રીતે અમારી બેઠકના હકદાર અમારી સીવાય બીજા કોઈ છે નહી તો આવા પાખંડીયોથી વૈષ્ણવો સાવધાન રહે તેટલા માટે આ જાહેર ખબર આપના માસિકમા પ્રગટ કરવા કૃપા કરશોજી. હાલ એજ મિતિ આશ્વિન કૃષ્ણ ૪ ગુરુવાર. સં. ૧૯૮૭ ના. દ. મુખીયાજી સદુપાડેવશાત્મજ મ્હેનેગણેશીલાલ ( નાનજીભાઈ ગણેશીલાલ )

## અડધી કીંમતે ચાલુ છે.

શ્રીહરિરાયજીનુ દિવ્ય જીવન ચરિત શિક્ષાપત્રો સાથે ન્યો. રૂ. ૨) છે તે રૂ. ૧) થી આપવાનું ચતુર્માસ સુધી ચાલુ રાખ્યું છે. જીવનચરિત્ર અદ્ભુત અને ચમત્કારી છે. વી. પે. મંગાવવ કરતા રેલ્વે પાર્સલથી ઘણા ગ્રાહકો એકઠા થઇને મગાવે તો બહુ લાભ થાય. પોસ્ટથી પણ પણ એકઠા મગાવે તો વી પી ખર્ચ બચી જાય. ધોળપદ સાગર–હવે જૂજ જ નકલો છે બીજી આવૃત્તિ હમણા નીકળવાની નથી. સાડાસાતસો પેજનું પુસ્તક માત્ર રૂ. ૧) મા સ્વનહદ સસ્તુ છે આ ઉપરાંત

| નામ. | ન્યોછાવર. | પોસ્ટેજ |
|---|---|---|
| (૧) શ્રીસર્વોત્તમજી ૦–૪–૦ નું હાલ ... ... ... | ૦—૨—૬ | ૦—૧— |
| (૨) પુષ્ટિમાર્ગનો ઇતિહાસ ... ... ... ... | ૦—૬—૦ | ૦—૧— |
| (૩) શ્રીગોકુલેશ માલા પ્રસંગ... ... ... ... | ૦—૧—૬ | ૦—૦— |
| (૪) શ્રીપુરુષોત્તમજીનું ચરિત્ર .. ... ... ... | ૦—૩—૦ | ૦—૧— |
| (૫) જશવંત મહાત્યાગ ... ... ... ... | ૦—૪—૦ | ૦—૧— |
| (૬) વૈષ્ણવ નરેશો ... ... ... ... ... | ૦—૩—૦ | ૦—૦— |
| (૭) ન્યાયમૂર્તિનો ચુકાદો ... ... ... ... | ૦—૨—૦ | ૦—૧—૦ |
| (૮) શ્રીનટવરલાલના ધોળ ... ... ... ... | ૦—૨—૦ | ૦—૦—૬ |
| (૯) ૫૫ પાઠનો ગુટકો ... ... ... ... | ૦—૩—૦ | ૦—૧—૦ |

### શ્રી ભક્તિમાર્ગીય સસ્તી ગ્રંથમાળાના ગ્રંથો.

| | | |
|---|---|---|
| (૧) શ્રીગોકુલેશના હાસ્ય પ્રસંગો અને વચનામૃતો ભાગ ૧ લો | ૧—૦—૦ | ૦—૪—૦ |
| (૨) શ્રીગોકુલેશના હાસ્ય પ્રસંગો અને વચનામૃતો ભાગ ૨ જો | ૧—૦—૦ | ૦—૪—૦ |
| (૩) રસિક વિલાસ ... ... ... ... | ૧—૦—૦ | ૦—૩—૦ |
| (૪) શ્રીહરિરાયજીનુ જીવનચરિત્ર શિક્ષાપત્રો સાથે ૨–૦–૦ હાલ | ૧—૪—૦ | ૦—૬—૦ |
| (૫) ધાર્મિક અને સામાજિક લગ્નગીત સાગર ૧–૦–૦ હાલ | ૦—૧૨—૦ | ૦—૪—૦ |
| (૬) દીનતાને આશ્રયના પદ — ... ... | ૦—૧—૩ | ૦—૦—૬ |

श्रीवाक्पतिपादा विजयन्तान्तमाम् ॥

# શુદ્ધાદ્વૈત-ભક્તિમાર્તંડ.

વર્ષ ૬.] ભાદ્રપદ, શ્રીવલ્લભાબ્દ ૪૫૩. [ અંક ૬.

## प्राचीन कीर्तन.

नेक ठाडी रहे करहेलवारी ॥ क्यों झपट झपट जात बरसत मेह भीजत सारी ॥१॥ आजा मेरी छतानमें तनक परन दे बादल उघरारी ॥ लाला कैसें ठहेरूं, मोहि गोरस नां बिके, होत बहुत अंवारी ॥२॥ प्यारे मोई घर जानदे खीजेगी सास देवेगी गारी ॥ प्यारी नेक चखाय कमन हो, मोतन ताप निवारी ॥३॥ हांहां अब तो मोहि जानदे सचमुच कहुं शामदास कल आउं मुकरारी ॥४॥ पद ॥२॥ देखोरी भैया आवत गोपकुमारी ॥ रंगरसीली अरु चटकीली भरि हे योवन भारी ॥१॥ सीस मटुकियां भरि गोरसकी चोंप चलत मतवारी ॥ कहा कहें कैसें रोके जांन परत बरी खीजवारी ॥२॥ सब कोउ कछु नां बरजो, वरे घरनकी वेहे नारि ॥ मेहा मत कोउ जैयो ईन आगें नाहक होय खुहारी ॥ पद ॥३॥ प्यारे मेरो गोरस हे रसदार ॥ कछु नां बेच्यो कछु नां छुयो, सुधि आवत नंदकुमार ॥१॥ सास दराजि बेग आयो तुंहि हों बालक डरेगी अवार ॥ रंगीले दास प्रभू कहत लाडिली लेहो प्यारे डरों नां पीवत करो ना वार ॥२॥ पद ॥४॥ अमुकि मत जैयो गहेवरकी गेलन ठाडो लंगर वार ॥ मोहीतें करि झक झोरि दीनी मेने सुधि समार ॥१॥ खीजत धाय धाय भेट पर्यो लीनी मोही अकवार ॥ अग्र स्वामी अचलाको कहा बल मन मानी कीनीं रिझवार ॥२॥ पद ॥५॥ अरि को हेरि लले अकेलि कितकुं चलि जात ॥ जात मथुरां नगर बता सुधि नगर देख्यो परत सुजात ॥१॥ अरि तुंहि सुकुमार कैसे मग चल्यो जाय आवत जात, परेगी रात ॥ रातकी कछु नां डर लाला पेंडे पथिक आवत जात ॥२॥ मोल आवत मोई लेले संग जानदे सुधि बाट ॥ मेहा प्रभू कहत लाडिली पहुंचाउंगो आई मेरी जात ॥ पद ॥६॥ मो नांही काहु बाबाकी चेरि ॥ सुधो मागत सुधो देत नचावत नैन तरैयां फेरि ॥१॥ तेरे घर कहा टोट परी है कहत फिरत कोउ गोरस देहि ॥ विष्णुदास परायो मीठो, देखो पुरान बिखेरी ॥२॥ पद ॥७॥ सुधों दान क्यों नहि देरी ॥ सब व्रज वीथन अरु वृंदावन राज हमारो हेरि ॥१॥ सेतमेंत नांहि देन परत है, मेंगो माल विकेरि ॥ सगुनदास धर देरी मटुकी मत आयो यहे गलियन फेरि ॥२॥ पद ॥८॥ ईहां नहीं है नंदको राज ॥ मथुरां नगर सूधी चलूंगी अरज करुंगी कंस महाराज ॥१॥ गाय चरैया, गोरस मागत, कहि सत फेरि, तहुं नहिं लाज ॥ कहि रसखान तुम घरके ठाकुर, नांहि सरे ईत तेरो काज ॥२॥ पद ॥९॥ हम नांहि करत झिकर सूधी तुमसुं कहत ॥ विनां मोल सखी हम नांहि मागत, बरजोरितें हम न लेहेत ॥१॥ जब तुं दियो

चाहे, तब मे लियो चाहे, विना मरजी कोउ करे नां हेत ॥ कव्हरिया प्रभु सुने ना मेरी, मैं तोहिसों हितकी कहेत ॥२॥ पद ॥१०॥ ठाडि रहे दधि बेचनहार ॥ तुंही सुघर तेरो गोरस सुघर सबें सुघर रंगदार ॥१॥ नेक चखाय सुघर अलबेली सुघर घुंघट वार ॥ कहत सुघर सुघर औसर सुघर क्यों करत वार ॥२॥ पद ॥११॥ अलबेली देजा मेरो दान ॥ दान मागे निपट निठुर जिन जगत नांही मान ॥१॥ एसो दान मो नाहिं प्यारी ठाडि रहे करुं पहेचान ॥ केशु किशोरी बरखत बहोरि, देखुंगो सुधो मग जान ॥२॥ पद ॥१२॥ ठाडि रहे छकेली छिपत छिपत जान ॥ जानत नांहि, ईहां दान लागत विना कहे वैसी चली जात ॥१॥ लेहो सुदामा उतार मटुकी ले जा सूधी कुटिन बाट ॥ ना मोहन, मैं गोने आई, ना जानु भजकी रीतभात ॥२॥ ना जाने तो जनाउ तोंकु, कहा तेरो नाम कोन हे तात ॥ तातकी तोंहि काहा परी है, जात कछु काहुकी पलटात ॥३॥ मैं गाठोलीकी, चंपकलता, गोरे गूजर मेरी जात कहात ॥ हाटा तुंही नई आई, नयो गोरस नयो सब ठाठ ॥४॥ नयो नीको हे हमारी तुंही नयो दानी रोकत बाट ॥ जन हरिया कोउ ल्यार लागत चल्त लुगाई रोकत जात ॥५॥

संग्राहक-भगवदीय वेलजीभाई, राजकोट.

---

## श्रीनाथजीकी भुजाको प्रागट्य.

सवत् सुहावनो सुरस ऋतु वेद चन्द्र, सावनकी कृष्णपक्ष तृतीया सुहाई है ॥१॥
दिन रविवार अरु रविके उदय काल, श्रवण नक्षत्र नभ घोर घटा छाई है ॥२॥
ऐसे शुभ अवसर गिरिके शिखर पर, श्री गिरिधरनके हियमें समाई है ॥३॥
जन मन रजनकों भूमिभार भजनकों, वादि गन गंजनकों भुजा प्रगटाई है ॥४॥

हतो एक वय वृद्ध व्यक्ति आन्योर निवासी; भक्तिभाव भरपूर भावनायुत भजवासी.
इक दिन खोजत गाय गयो गिरिराज शिखर पर; तहँ अनुपम एक भुजा दृष्टिगत भई रुचिरतर.
निरखि अलौकिक दृश्य हृदय अति आन रज आयो; ताहि दिखावन काज बोलि भजवासिन्ह लायो.
अवर्न कियो अनुमान देव प्रगट्यो यह कोई, जिन गिरि धारन कियो देव निश्चय यह सोई.
करि या भाँति विचार तुरत सद दूध मँगायो; विधि विधान अरु प्रेम सहित तिहि स्नान करायो.
तुलसी चन्दन पुष्प अखत लै पूजन कीन्हो; धरि दधि फलको भोग सबन मिलि आनंद लीन्हो

### श्रीके मुखारविन्दको प्रागट्य ।

पन्द्रहसो पैंतीस मास माधव एकादसि, प्रगट भयो मुख कमल अमल ज्यौं घनमें तें शशि
चतुर्भद्रपुर क्षेत्र महा नदि-तीर शमी तर; अन्धकारमय निशामध्य प्रगटे तिहि अवसर.
तेज-पुञ्ज शिशुरूप शक्तिसम्पन्न रुचिरतर; श्रीमद्वल्लभ वंश-मूल आचार्य चरण वर.

दुग्धपान चरित्र ।

द्वै-व्रजवासी हते वृद्ध आन्योर नगरके; माणिक सदु नाम साह है अपने घरके.
तिनके एक सहस्र गायहीं अति सुखकारी; तिनमें ते इक हती नन्द-कुल-गायनु वारी.
घडी चार दिन रहें सग गायनको तजिकें; पान कराबत्त दूध जाय गिरिवर पै भजिकें.
ठाढ़ी व्है मुख पास दूध तित स्रवै नैम सों; श्रीगिरिवरधर स्वयं करें तिहि पान प्रेमसों.
या प्रकार वहँ जात वाहि छै महिना बीते, पै न सक्यौ कोऊ जानि होत है थन क्यों रीते.
स्वप्न देखि अति दूध एक दिन वे व्रजवासी, गये गायके संग जहाँ गिरिवर सुख रासी.
देखि अलौकिक दृश्य दगन अति आनँद लिन्हौ; करि प्रणाम बहु भाँति मानसिक पूजन कीन्हौ.
तब गोवरधननाथ पकरिकें सदुको कर; कह्यो वाय समुझाय रहतु हौं या गिरि ऊपर.
चरित भेदसों इन्द्र नाग अरु देव-दमन गुनि, ताको कारन कहौं कान धरि वाको अब सुनि.
सात दिवस गिरिधारी वृष्टिको स्तम्भन कीन्हौ, पार्यो पाँथ सुरराज अभयवर वाकों दीन्हौ.
करि कालीको दमन कुवल्यापीड़ पछार्यो, भक्तन मन मातङ्ग मुष्टि अपनी में धार्यो.
वरुण वायु यम इन्द्र आदिको दमन कर्यो मैं; देवदमन तेहि काज लोकमें जानु कह्यो मैं.
नित यह तेरी गाय दूध मोकों प्यावे है, या घूमरको दूध मोहि अतिशय भावे है.
अबतें दोनों बेर दूध नित ल्याय नेमसों; प्याय जायो करि मोहि यहाँ तू स्वयं प्रेमसों
सुनि श्रीके वर वचन उतरि सदु घर आयो; गाय गमनको वृत्त आदिते सबन सुनायो.
फिरि नरोंहि समुझाय कह्यो नित गिरि पै जइयो; दोनो टकको दूध प्याय श्रीजीकूँ अइयो.
ता दिन ते छै दूध नित्त नरों तहँ जावे: देवदमन ढिग बैठि आप निज करसों प्यावे.
यौं नरोंको जात वहाँ बहु दिवस विताने; ब्याति गई वह गाय भये थन निपट रिताने.
अन्य गायको धार काढि लै गो सद जब, देखि वाय श्रीनाथ वचन यौं कहन लगे तब
जाको लायो दूध न है कुल नन्दरायको; ग्रहण न करि हौं सखा ! दूध मैं अन्य गायको.
जा कुल तेरे खिरक गाय वा कुलकी अई है; लैं हो वाको दूध, न जबतक तेरी ब्याई है.

[ क्रमशः ]

श्रीकृष्णशर्मा वैद्य, हिन्दी हैड पण्डित श्रीमद्गोवर्द्धन पाठशाला, श्रीनाथद्वारा.

---

## वर्षाके पद.

राग मल्हार—आज कछु मेरो लडैनो प्रीतम मोधर आये ॥ मनमें मनोरथ पूरन सगरे भये सखी मन भाये ॥१॥ ले उपहार बिबिध ठौर रही सुख भांतभांत उपजाये ॥ रसिक प्रीतम संगम सुख कारन जस अपजस बिसराये ॥ २॥ पद ॥ अंखियां मोरी लालनसंग अटकी ॥ वह मूरति मो चितमें चूभी रहि छूटत नही मो अटकी ॥३॥ लोह मरोर डारी पिकआनी पिय हिये ओघटकी ॥ नंददास प्रभुकी

પ્યારી લાજ તજ ડિગર ચલી નેક અટકી ॥ ૨ ॥ પદ ॥ દિનદિન હોત કંચુકી ગાઢી ॥ સજલ સ્યામઘન રતિ રસ બરખત જોબન સરિતા બાઢી ॥૧॥ મહાભય ભીતિ ઉરઝ તન પર મોહન મૂરતિ ચાઢી ॥ બ્યાસ સખી દરસનકી આસા નિકસ કરાડે ઠાડી ॥ ૨ ॥ પદ ॥ કુવર ચલો જુ આગે ગહુવર બનમે જહાં બોલત મધુરે બોલ ॥ બિકસત બનરાજીવ તહા કોકિલા કરત કલોલ ॥ ૧ ॥ મધુરે બચન સુનત પ્રીતમકે લીનો પ્યારી ચિત્તચોર ॥ ગોવિંદ બલબલ પિયા પ્યારીકી જોર ॥ ૨ ॥ પદ ॥ લાલ હોંતો ઝૂલોંગી જો તુમ હોલે હોલે ઝુલાવો ॥ ડરપત હૂં ઘનસ્યામ મનોહર અપને કઠ લગાવો, ॥૧॥ અબ હમ ઉતરે તુમ ઝૂલો મેરે પ્રીતમ જેસે જેસે ગાઉં તેસે તેસે ગાઓ ॥ રસિક પ્રીતમકી સુનો યહ બિનતિ તનકી તપન બુઝાઓ ॥૨॥ ॥પદ॥ શ્યામસંગે કયો ન હિંડોરે ઝૂલો ? બરખા ઋતુ નવ ઘનમેં દામિની દેખ માન સબ ભૂલો ॥૧॥ બોલત મોર દૂતિકા ટેરત સાજે ચલો સિંગાર ॥ ઇંદ્રધનુષ બનમાલા પહઇ પહરિ કરો આભસાર ॥૨॥ પંથ પ્રકાસ કરેગી દામિની લખે ન કોઉ આન ॥ ગરજત ગગન કોઉ ન સુનેગો નૂપુર સુર કલગાન ॥૩॥ બકપંગત તુમ્હે જનાવત મિલો પરમ ફલ સ ज ॥ મિલન ચલો જુ રસિક પ્રીતમસોં મોહત કોટિ અનંગ ॥ ૪ ॥ પદ ॥

સોરઠ ॥ નેન ચલાવન ગૂજરી ઉજરે ગાત ભોંહે ધનુપ મનો ડસે જાત ॥ હર્યો લહેંગા કેસર ભીની અગિયાં સોઈ સારી સોહે તન અતિ અલસાત ॥ ૧ ॥ કહા કહો અગ અંગકી સોભા ચદ દેખ મનો લજાત ॥ હંસ ચિતવન મો ઘોંધી કે પ્રભુ કાહે મોહન લલચાત ॥

---

## નવરાત્રના ગરવા.

### શ્રીશોભામાજી કૃત.

#### ગરબો ૧ લો.

શ્રીવલ્લભ વિઠ્ઠલ ગુણ ગાઉં કે, નિત્ય પ્રતિ પ્રેમશૂં રે લોલ,
એઉનાં ચરણકમલ ચિત્ત લાઉં કે, એવા નેહશું રે લોલ. ૧.
નવ ભાવના નૌતમ ખેલ તે, છે નવરાત્રના રે લોલ,
તેના નિત પ્રતિ નૌતમ ભોગ કે, છે બહુ ભાંતના રે લોલ. ૨.
નિર્ગુણ જૂથ તણો નહિ પાર કે, શોભા અતિ ઘણી રે લોલ,
સર્વે જૂથ માંહે સરદાર, શ્રીરાધા મુગટમણિ રે લોલ. ૩.
પડવે પ્હેલું માન્યું પર્વ કે, (શ્રી) રાધા સહી રે લોલ;
ખેલા ખેલ તણાં તે મુખિયાં શ્રીચન્દ્રાવલી કહી રે લોલ ૪.
લીધાં પાન ફૂલ પકવાન કે, ચાલ્યાં વૃંદાવનમાં રે લોલ.
આવ્યાં કુગજભવનને દ્વાર કે, મોદ બહુ મનમાં રે લોલ. ૫.

દર્શન વૃન્દા દેવી કેરૂં, કીધું છે તહાં રે લોલ;
દેખૂં નન્દકૂંવર આ વનમાં, માય! માગૂં ઇહાં રે લોલ. ૬.
ઘર ઘરથી આવી વ્રજનાર કે, શૃઙ્ગાર કરી બહુ રે લોલ;
ગરબે રમવા શરદની રાત કે, જૂથ મલ્યાં સહૂ રે લોલ. ૭.
પ્રભુજી પધાર્યા એહો ઠામ કે, કોટિ કામ વારણે રે લોલ;
રસભરી રમતા જુવે વ્રજનાર કે, કુન્જને બારણે રે લોલ. ૮.
કુન્જ વિહારી કુન્જ વિલાસ કરી, પૂરી આશ છે રે લોલ;
શોભા જોઈ વસો ચિત્ત માહે, કહે હરિદાસ છે રે લોલ. ૯.

### ગરબો ૨ જો.

વળી બીજ પર્વ બીજા ખેલમાંરે લોલ, શ્રીરાધા રમે રઙ્ગ રેલમાંરે લોલ. ૧.
એના જૂથ મુખી લલિતા કહી રે લોલ, જાણે પ્રેમ તણી સરિતા વહીરે લોલ. ૨.
ચાલી સઙ્કેતસદનમાં આવિયાં રે લોલ, પૂજી સઙ્કેત દેવી મન ભાવિયાં રે લોલ. ૩.
પૂજા કેરા સાજ લેઈ હાથમાં રે લોલ, ચાલ્યાં મલપન્તા સર્વ સાથમાં રે લોલ. ૪.
મલ્યા શ્રીગિરિધારી વાટમાં રે લોલ, શ્રીજમુનાજીના ઘાટમાં રે લોલ. ૫.
શ્યામા કેરા શૃઙ્ગાર સોહે શ્યામને રે લોલ, લલિતાજી ખેલે નવદામને રે લોલ. ૬.
હરિદાસ પ્રભુ શોભા નિરખતા રે લોલ, એના ગુણ ગાય છે બહુ હરખતા રે લોલ. ૭.

### ગરબો ૩ જો.

સખી ત્રીજે ને ત્રીજો ખેલ શ્યામાજી,
ગરબે રમવાને કાજ મલી સર્વે ભામાજી. ૧.
તેમાં મુખી સ્વરૂપ વિશાખા સહુ કેહેજી,
બોલે મુખ મધુરા વેણ કોકિલા ટહુકેજી. ૨.
(સર્વે) કુન્જસદનમાં આવી ભોગ સમર્પ્યાજી,
દેઇ અધરામૃતનું પાન તનમન અર્પ્યાજી. ૩.
ત્યાં હરિ જૂ બેઠા કરી વનદેવી રૂપજી,
છબીપર વારો કોટિક કામ એ વ્રજભૂપજી. ૪.
શ્રીરાધાજૂ નવલરસિક બેસાડી જોડેજી,
તે કરે કુન્જ વિલાસ અતિ રસ હોડેજી. ૫.
એ લીલાનું કરી ધ્યાન ભામણાં લીજેજી,
હરિદાસ પ્રભુની જોઇ શોભા, મહારસ પીજેજી. ૬.

### ગરબો ૪ થો.

ચોથે ચતુરાં ચોથા ખેલમાં જીરે, ખેલ્યાં રાસોલી વનમાંહ્ય;
વૃક્ષ લતા દ્રુમ વેલી સહૂજીરે, ફૂલી અંગો અંગે ત્યાંહ. ૧.
ચન્દ્રભાગા મુખી જૂથમાં જી રે, લીધી સખી પોતાની સઙ્ગ;
પૂજાના સાજ લેઇ હાથમાંજીરે, લીધાં વિવિધ કુસુમ રઙ્ગ રઙ્ગ. ૨.

સામગ્રી લીધી ભોગની જી રે, ચાલ્યાં દેવી પૂજન કાજે,
પૂજા કીધી છે પ્રીતશૂં જીરે, નિરખી નન્દકુંવર મહારાજ. ૩
હાસ્ય વિનોદ કીધો મલી જીરે, પ્હોતી મનડા કેરી આશ;
પ્રિય પ્યારી અડક ભરી ભેટિયાજીરે, ભામણાં લીધાં છે નિજદાસ. ૪
એ શોભા જોઇ હરિદાસ કરે વિનતિ જીરે, પ્રભુજી એ સુખ દીજે નિત્ય;
અવગુણ જે હોય તે ટાળજો જીરે, નિર્મળ કરજો મ્હારૂં ચિત્ત ૫

## ગરબો ૫ મો.

પાંચમે પાંચમો ખેલ ખેલે મલીજી, શ્રીશ્યામાજી કદલીવન,
સખી સુખી શ્રી સંજાવલીજીરે, તેનૂં દીસે પ્રફુલ્લિત મન. ૧
મળવા ચાલ્યાં શ્રીનન્દલાલનેજી, ત્યાં કીધો છે સંકેત;
આશ ધરીને સર્વ ચાલિયાંજી, મનમાંહે ધરીને હેત. ૨
પૂજન કીધૂ દેવી તણુજી, ધૂપ દીપ સમર્પ્યા ભોગ;
કઞ્જમુખી સુખ ફૂલિયાંજીરે, દેખી શ્યામ તણો સઞ્જોગ. ૩
નાચે ગાય આનન્દ શૂંજીરે, શ્યામા વાધ્યો છે રસરઙ્ગ;
શ્રીહરિરૂપ પ્રકાશિયૂંજીરે; મળી એહાં શ્યામા સઙ્ગ. ૪
મણ્ડલ કીધૂં છે રાસનું જીરે, ત્યાં વીતી નિશા જુગ જામ;
હરિદાસ શોભા નિરખતાં જીરે, કાંઇ પ્હોતી મનની હામ. ૫

## ગરબો ૬ ઠ્ઠો.

ગરબે રમવાને શ્યામા સાંચર્યાંજીરે માન્યૂં છઠ્ઠૂં પરવ છઠ્ઠે દન;
સહુ મલી આવ્યાં ગોવર્ધન ગામ જીરે, રમવા ચાલી તેને વન.
કઞ્ચન ઝારી લીધી કરભરી જીરે, લીધો પૂજા કેરો સાજ;
વિવિધ વસન અંગોઅંગ સજ્યાં જીરે, નિરખવા નન્દકૂંવર મહારાજ.
જૂથે જૂથ મલી વ્રજસુન્દરી જીરે, રાઇ ખેલ તણી સરદાર;
એ તો ખેલ રહ્યો છે એહુનો જીરે, એ ગુણરૂપ ચતુર છે સાર.
ભોગ ધર્યો દેવી પૂજન કરીજીરે, નાથ પધાર્યા તેણે ઠામ;
કોટિક કામ શ્યામ ઉપર વારિયે જીરે, નિર્ધન ધન પામ્યાં આરામ.
ખેલ તણો આરમ્ભ કર્યો જીરે, તે મધ્ય પ્રિય પ્યારીની જોડ;
શોભા જોઈ હરિદાસ વિનતિ કરે જીરે, પ્રભુજી પૂરો મનના કોડ

## ગરબો ૭ મો.

એ તો પ્રિય પ્યારી વિહાર ગાઉં પ્રેમ ધરીજી;
વસી વૃન્દાવન રજ બુહારો પલકે કરીજી. ૧
તિથિ સાતમે સાતમો ખેલે રાધા ગોરીજી.
એના ખેલમાં સુખી જૂથ કૃષ્ણાવતી કિશોરીજી. ૨

લઘુલાઘવી બુદ્ધિ પ્રવીણ આલી કરવા પૂજાજી,
પ્હોંચ્યા દેવી મણ્ડપમાં પ્હોય માલા ફૂજાજી (?) ૩
ગજગામિની આવી ભામિની ખેલ મોદભરીજી;
લેઇ ગુલ્જ ફૂલનો હાર, આરોપ્યો કણ્ઠ હરિજી. ૪.
કોઇ લેઈ પ્રભુનો બાહુ પોતાને કણ્ઠ ધારેજી,
કોઈ લેઈ આલિઅર્જુન અર્ક વિરહતાપ વારેજી. ૫
સોહે નન્દકુવરને સઙ્ગ શ્રીવૃષભાન દુલારી જી,
હરિદાસ પ્રભુ એ શોભા જુવે વ્રજનારીજી. ૬.

## ગરબો ૮ મો.

( શ્રીવલ્લભગૃહ પ્રગટિયા સુન્દર વરજી–એ રાહ. )

આવ્યાં શાન્તન કુણ્ડને, પાસ, શ્યામા લાડલીજી,
ખેલે આઠમો ખેલ વિલાસ, શ્યામા લાડલીજી ૧.
રૂડો આઠમ દન, શ્યામા લાડલીજી
ફૂલ્યાં ભામા સારઙ્ગીમન, શ્યામા લાડલીજી ૨
એ તો ખેલમાં સુખી વેષ, શ્યામા લાડલીજી,
સૂરજ મન્દિર કીધો પ્રવેશ, શ્યામા લાડલીજી ૩
પૂજા કરીને ભોગ ધરાય, શ્યામા લાડલીજી
મલી માનિની મઙ્ગલ ગાય, શ્યામા લાડલીજી ૪
ત્યાંથી ચા‍ ભદ્રવન શ્યામા લાડલીજી,
કર્યું દેવીનું પૂજન, શ્યામા લાડલીજી. ૫
ચન્દન વન્દન પુષ્પની માલ, શ્યામા લાડલીજી,
લાખી ગૃહથી વ્રજની બાલ, શ્યામા લાડલીજી, ૬.
પ્હેરાવ્યા વસ્ત્રને આભરણ, શ્યામા લાડલીજી
વળી લાગી એને ચરણ શ્યામા લાડલીજી ૭
મનમાં વસિયા નન્દકુમાર શ્યામા લાડલીજી
કરે વિવિધ વિવિધ વિહાર, શ્યામા લાડલીજી ૮
દેખી નવલ સખીનૂ રૂપ, શ્યામા લાડલીજી
એતો વ્રજ વૃન્દાવન ભૂપ, શ્યામા લાડલીજી. ૯
એ છે કૃષ્ણકલા સમ્પૂર્ણ, શ્યામા લાડલીજી,
વેણુ વજાડી કર્યા ગર્વચૂર્ણ, શ્યામા લાડલીજી. ૧૦
એવે કુઞ્જમાં કુઞ્જ વિહારી, શ્યામા લાડલીજી,
હરિદાસ શોભા સુખ કારી, શ્યામા લાડલીજી. ૧૧

ગરબો ૯ મો.

(વાંકે અંબોડે શ્રીનાથજી મને મલિયાં મારગમાંહે મનહરી લીધાંજી એ રાહ.)

નવમી આવી નવ દિનને કાંઇ. નવમું પર્વ કહેવાય, ખેલો હરિ સાથિયાજીરે;
નવધા ભક્ત સહુ મલ્યા તે, શોભા કહી નવ જાય, ખેલો હરિ૦ ૧.
ગરબે રમવા નીસર્યાં સહુ, નવરાત કરી ગર્કાર, ખેલો,
આસો માસ અજવાળિયાં, તે કરવા રાસ વિહાર, ખેલો૦ ૨.
જિમ મદમાતી હસ્તિની, તે આવી જમનાં ન્હાય, ખેલો૦
બંસીબટ સંકેત સઘનવન સમકલા દરસાય, ખેલો૦ ૩,
મોહન મૂરતિ વેણુ બજાવી, પૂરે સહુના કામ, ખેલો૦
મોર મુગટ મકરાકૃતિ કુણ્ડલ, મોહન જગ અભિરામ, ખેલો૦ ૪.
પીતામ્બર કટિ કાછની પદ નૂપુરનો ઝણકાર, ખેલો૦
કહકણ વલય બાહે બાજૂબન્ધ, મુક્તાફલના હાર, ખેલો૦ ૫.
ત્રણ ગ્રામ સ્વર ભેદ કરીને, વાય વેણુ રસાલ, ખેલો૦
સર્વસ્વ વારે વારણે છબી, ઉપર વ્રજની બાલ, ખેલો૦ ૬.
નવધા નવે પ્રકારના, કાંઇ લાવ્યાં છે ભોજન, ખેલો૦
મેવા મીઠાઇ પાન સામગ્રી, વિવિધ ભાનના અન્ન, ખેલો૦ ૭.
પૂજા કીધી પ્રીતશું, ત્યાં ભોગ ધર્યો વ્રજનારી, ખેલો૦
આચમન દેઇ બીડાં ધર્યાં, એક રાઇ લૂણ ઉતારી, ખેલો૦ ૮.
જેજેકાર ત્રિભુવન થયો, ત્યા આરતી નિરખી નાથ, ખેલો૦
સઘન કુઞ્જ પધારિયાં તે પ્રિય પ્યારી બેઉ સાથ, ખેલો૦ ૯.
કિસલય દલ શય્યા રચી, વળી મધુપ કરે ગુંજાર, ખેલો૦
જુગલ કિશોર બિરાજિયાં છે રતિરસક્રીડા સાર, ખેલો૦ ૧૦.
એ વિધિ દેવી પૂજિયાં, તે સર્વ કૃષ્ણ સ્વરૂપ, ખેલો૦
ઘર ઘરથી આવી સહુ તે, લીલા કરી અનૂપ, ખેલો૦ ૧૧.
શ્રીવલ્લભપદરજ પ્રતાપે પૂરણ કીધી આશ, ખેલો૦
નવરસ ખેલ પ્રગટ કર્યા તે શોભા જોઇ હરિદાસ, ખેલો૦ ૧૨.

---

## શ્રીશોભામાજી કૃત.

છ ગરબા.

આસો સુદિ ૧૦ થી સુદિ ૧૫ સુધીના.

ગરબો ૧૦ મો.

(આનન્દ સાગર ઊલટયો એ રાહ.)

આસૂ માસ અજવાળિયાં રે લોલ, શરદ તણી છે રાત જો;
ગરબે રમે છે રાધા રંગૂ ભર્યા રે લોલ, રાજે ઉડુંગણ તણી પાંત જો

ઉજ્જવલ સાડી સર્વે ધરીરે લોલ, ચમકે છે છાપાં માન જો;
નવશત ભૂષણ અંગે ધર્યા રે લોલ, ઝળકે છે કુણ્ડલ કાનજો. ૨.
શ્રીચન્દ્રાવલીયે કર્યાંરે લોલ, શ્રીનાથજીના શૃંગાર જો;
વાઘા ચીર ઉજ્જ્વલ છાપણાંરે લોલ, જરકસીના ઇજાર જો. ૩.
દશમે દશામું પરવ થયું રે લોલ, વિજ્યા દશમીનો તહેવાર જો;
નિર્ગુણ રૂપ રાધા આવિયાંરે લોલ, શોભા વૃષભાન કુમારજો. ૪.

## ગરબો ૧૧ મો.

(બીજા ગરબાની રાહ.)

મ્હારી પલકનાં તે પગમંડા કરૂં રે લોલ, મ્હારી આંખડી આગળ ધરૂં રે લોલ. ૧.
આ તન કેરાં પાથરણાં કીજિયે રે લોલ, પ્રભુજીને પધરાવી રસ લીજિયેરે લોલ. ૨.
બેઠા શ્રીકૃષ્ણ આવ્યા વ્રજજન સહુરે લોલ, ગરબો રમવારે પ્રેમ વાધ્યોરે લોલ. ૩.
ગરબો સરસ સહુમાં શ્રી રાધા તણોરે લોલ, તેણે રમતાં તે રસ વાધ્યો ઘણોરે લોલ ૪.
ગરબો સોના રૂપાનો જડાવો રે લોલ, રાધાજીને ગરબે મોતી હીરા બનાવોરે લોલ. ૫.
સોના રૂપાની ઇંઢાણીમાં જડયાં રત્ન છે રે લોલ, ઉપર ગરબો મેલ્યો તે કરી જત્ન છે રે લોલ. ૬.
રચી મણ્ડપ રમે છે વ્રજનાગરીરે લોલ, તેમાં શ્રીરાધાજી તે રૂપગુણઆગરીરે લોલ, ૭
આપ અંગે મરડીને લટકાં કરે રે લોલ, 'સર્વ સુન્દરીએ સંગે શ્રીરાધા ફરેરે લોલ. ૮.
એનો લટકો તે નન્દલાલને ગમે રે લોલ, માટે સુન્દરી થઇને પોતે રમે રે લોલ. ૯.
શોભા જોઇ હરિદાસ વિનતિ કરે રે લોલ, દીજે વ્રજમાં વાસ તો મારૂં મન ઠરેરે લોલ.૧૦.

## ગરબો ૧૨ મો.

(આનન્દ સાગર ઊલટયો રે લોલ. એ રાહ.)

હમચી રમવાને રાધા સાંચર્યાં રે લોલ, લલિતા વિશાખાની જોડજો;
હંસવર્ણીને ગજગામિનીરે લોલ, કોઇ તો હીંડે છે, મોડામોડજો. ૧.
શ્રીચન્દ્રાવલી પદ્માસંગે આવિયાંરે લોલ, ઘર ઘરથી આવ્યા વ્રજનાર જો;
જૂથ જૂથ સર્વે આવી મલ્યાંરે લોલ, જ્યાં ખેલે શ્રીવૃષભાનકુમારજો. ૨.
મદગજ છૂટયા તે ખેલે મદભર્યારે લોલ, આવ્યા જમુનાજીનાં તીર જો;
રમતાં જાણીને નંન્દ લાડીલો રે લોલ, પધાર્યા હલધરજીના વીર જો. ૩.
મધુર સૂરે બોલે શુક સારિકારે લોલ, કોકિલ મોર હંસ ઝંકાર જો;
પક્ષી તે નાદ કરે રસભર્યાંરે લોલ, ભ્રમર કરે છે ગુંજાર જો. ૪.
કપિ તણાં જૂથ મલી પ્રેમશું રે લોલ, કલા પૂરી નાચે ત્યાં મોર જો;
મુદિત થઈ નાચે વ્રજસુન્દરીરે લોલ, મધ્ય રાધા જુગલ કિશોર જો. ૫.
શરદ તણી રાત છે સોહામણીરે લોલ, ઉડુગણપતિનો પ્રકાશ જો;
જમુના પુલિન રળિયામણરે લોલ, રસિયો રમે છે જ્યાં રાસ જો. ૬.
શિરથી કુસુમ ગ્રંરે વ્રજનારનાંરે લોલ, છૂટી વેણી તુટયા હાર જો;
શ્રમજલ સોહે કૃષ્ણમુખ ઉપરરે લોલ, વર્ણવું શું સુખ અપાર જો. ૭

રસમાં તે રમતાં રજની વહી ગઇ રે લોલ, દિન ઉગ્યો થયું ત્યાં પ્રભાત જો;
જલક્રીડા કીધી સર્વે મળી રે લોલ, શું કહું સુખ કેરી વાત જો. ૮.
વર્ણવ શું કરૂં મુખ એક છે રે લોલ. પૂરો મ્હારા મનડા કેરી આશ જો,
શોભા જોઇ કરે હરિદાસ વિનતિ રે લોલ, દેજો શ્રીગોકુલમાં વાસજો. ૯.

## ગરબો ૧૩ મો.

(શ્રી લક્ષ્મણ ભટ્ટજીને ઘેર એ કુલ દીવો જો-એ રાહ.)

આસો માસ સુખસાર શરદતણી રાતડી જો;
રમવા કૃષ્ણજીની સાથ, સર્વ મળી કરે વાતડી જો. ૧.
નવશત સજિયા અંગ શૃંગાર બહુ કીધા જો;
ગરબા લીધા છે સીસ ઘર ઘરથી આવી સહુ જો; ૨.
ચાલો જઇએ વૃન્દાવન રૂડા નન્દકુમાર નિરાખયે જો;
ટળે ત્રિવિધ તાપ એનું મુખડું જોઈ જોઇ હરખિયે જો
ગરબા રત્નથી જડાવ ઇંઢાણીમાં મોતીહાર છે જો;
આવી મનની મોઝાર રમવાને સૌ નાર છે જો. ૪.
કોઇ સોહે ગોરેવાન કોઇ શ્યામરે રંગે છે જો,
ધૂમે ઘાઘરાની ઘેર ફરતી શ્રીરાધાજીને સંગ છે જો ૫
સાડી પ્હેરી રંગ રંગ ચોળી પ્હેરી કસકસી જો,
વેણીએ ગૂંથ્યા છે ફુલ મળી મળી ખેલે છે ધસમસી જો. ૬.
અત્રે વાધ્યો આનન્દ નન્દનન્દન ત્યાં આવિયા જો;
વારૂં કોટિક પૂનમ ચન્દ મુખ નિરખી મન ભાવિયા જો. ૭
શ્રીવલ્લભનન્દ પ્રતાપે એના ગુણ નિત્ય ગાઇએ જો,
પૂરે મનડાની આશ વળી શ્રીજમુનાજીમાં નાહિયે જો. ૮.
એના ગુણ છે અનેક મ્હારે રસના મુખ એક છે જો;
દીસે એકસ્વરૂપ ધરે સ્વરૂપ અનેક છે જો, ૯
શોભા જોઇ હરિદાસ કર જોડી વિનતિ કરે જો;
મને દેજો વ્રજમાં વાસ ત્યારે મનડું મારૂં ઠરે જો. ૧૦

## ગરબો ૧૪ મો.

(પાસ નામે શ્રીવિઠ્ઠલનાથ—એ રાહ.)

ગરબે રમવાને શ્યામા સંચર્યા રે લોલ, હાંરે સખી શ્રીવૃષભાન કુમાર જો;
ટોળે મળી સર્વે સુન્દરી, હાંરે સખી કુન્જકુટીને દ્વાર જો. ગરબે૦ ૧.
એક ગોરીને એક સામરી, હાંરે સખી ચડી પરસ્પર બાંહ્ય જો,
ગરબે રમે છે ગહ્વર વનમાં, હાંરે સખી સુન્દર કદમની છાંય. ગરબે૦ ૨.
તિનવાં ગીત જો,
ધાજીનું ચિત્ત જો. ગરબે૦ ૩.

કન્ચન ઇંઢોણી ગરબો રત્નનો, હાંરે સખી હીરા પન્ના કેરી પાંતજો;
આરીમાં ઝગમગે દીવડો, હાંરે સખી દીસે છે અનુપમ ભાંત જો. ગરબે૦ ૪.
ગરબો લઈને ઘુમે રાધિકા, હાંરે સખી શોભા તણો નહિ પાર જો,
રમઝમ વાગે ઘુઘરા, હારે સખી ઝાંઝરનો ઝમકાર જો. ગરબે૦ ૫.
કન્ચન ચૂડી તે કરે ખલકતી, હાંરે સખી હૈયે ટીકાયલ હાર જો;
નવશત આભુષણ શોભતાં, હાંરે સખી ઉપર........છે સાર જો. ગરબે૦ ૬.
રમતા તે રસ વાધ્યો ઘણો, હાંરે સખી નિરખ શ્રીવિઠ્ઠલનાથ જો;
કરે ન્યોછાવર પ્રેમશું, હારે સખી રાઇ લુણને સાથ જો. ગરબે૦ ૭.
સેવક જે જે તે સમે, હાંરે સખી તેણે જોયા પ્રભુજીના ખ્યાલ જો;
તેણે શ્રીજીને ઓળખ્યા, હાંરે સખી તેણે કીધો કલિયુગમાં ન્યાલજો, ગરબે૦ ૮.
શ્રીજમુનાંજી વહે છે, રંગમા, હારે સખી શ્રીહરિ કેરી નારજો;
હરિદાસ પ્રભુ શોભા જોઈને, હારે સખી તનમન કરી બલિહાર જો ગરબે૦ ૯.

## ગરબો ૧૫ મો.

( ત્રીજા ગરબાની રાહે. )

ગરબે રમવાને કાજ, મળી સાથે સાહેલડી જો;
રમે રાધા સુકુમાર, લલિતાજીની બેલડી જો. ૧.
ઉડુગણ ટોળાની માહે, ઊગ્યો છે ચન્દ્રમા જો,
રમતા જાણી વ્રજનાર, આવ્યા કૃષ્ણજી મધ્યમા જો. ૨.
કન્ચન કેરા બાજોઠ, ફરતી જારી જડાવીની જો;
બેઠાં રાધાજી ને કૃષ્ણ, એની જોડી અડાયની જો ૩.
ગરબો મેલ્યો છે મધ્ય, ઘૂમે સખી તેવ તેવડી જો;
રમે કૃષ્ણ કેરી નાર, સરદાર સહુથી વડી જો. ૪.
કીધો સોળે શૃંગાર, સાડી ચોળી પ્હેરી શોભતા જો;
જોતાં મુખડાનો રંગ, સેવક તણા મન લોભતાં જો. ૫.
વેસર લટકે છે નાક, એનાં મોતીમાં આંબ છે જો;
વાળી નરગે જડાવ, જાણે ફૂલ્યો ગુલાબ છે જો. ૬.
એના અંગ કેરો રંગ, જાણે ચમકે છે દામિની જો;
રમે શરદ કેરી રાત, સાથે કૃષ્ણ ને કામિની જો. ૭.
શ્રીવલ્લભ વંશ સદાય, એ સુખકારી અનુભવી જો;
ગાઊં રાસ વિલાસ, હરખે લીલા છે અભિનવી જો. ૮.
નિરખું નિત્ય પ્રતિ....સદા શ્રીવૃન્દાવનમાં જો;
શોભા જોઇ હરિદાસ, કરે નિજ વીનતી મનમાં જો. ૯.

આંગરોલ-કાઠયાવાડ. } સમ્પાદક-શાસ્ત્રી કાશીરામ કરશનજી.
તા. ૨૫-૧૨-૩૦.

( અત્રેના ભગવદીય સોની રામજીભાઈ પ્રેમજી પાસેથી એક હસ્તલિખિત પ્રતિ મળી આવી છે. તેમાં ઉપરના પન્દરે ગરબા સારી સ્થિતિમાં મળી આવ્યાં છે, જેનું યથાબુદ્ધિ આ શોધન કરવામાં આવ્યું છે. )

## થાળ.

*તમે અહીંયાં સુધી ઓરા આવોરે અલબેલાજી;*
મારા મનડામાં ઘણું ભાવોરે અલબેલાજી. તમે૦ ૧.
વાહાલાજી એક વાત કહું તે ક્યો માની;
સાસુથી છે છાનીરે અલબેલાજી. તમે૦ ૨.
વાહાલાજી તમ માટે કીધો છે મેં લાડુ;
જમો તો અંતર થાય ટાઢુંરે. તમે૦ ૩.
વાહાલાજી દૂધપાકપુરી ને કંસાર;
પીરસું વારંવારરે અલબેલાજી. તમે૦ ૪.
વાહાલાજી પકવાન મીઠાઇ ને મેવા;
*કીધા છે રૂચે તેવારે અલબેલાજી.* તમે૦ ૫.
વાહાલાજી અથાણાં ને શાક સારા;
ખારા-તીખાં ખારાંરે અલબેલાજી. તમે૦ ૬.
વાહાલાજી કુર કમોદતણો ને દાળ તેહેવી;
કઢી છે જોઇએ જેહેવીરે અલબેલાજી તમે૦ ૭.
વાહાલાજી વળતું જેરે જોઇએ તે માગી લેજો;
ખારાં ને મોળા કહેજોરે અલબેલાજી. તમે૦ ૮.
સુણીને એહેવું પ્રભુજી પધાર્યા પ્રીતે;
આરોગ્યા રસ રીતેરે અલબેલાજી. તમે૦ ૯.
વાહાલાજી અચવાઇ આરોગ્યા તંબોળ;
અધર રાતાચોળ રે અલબેલાજી. તમે૦ ૧૦.
સુણીને એમ દાસ ધો જસ ગાય.
જુઠણ રસ ચાહાયરે અલબેલાજી. તમે૦ ૧૧.

---

## કંઈક કહેને કાનમાં.

(ઢાળ—ઓધવજી! સન્દેશો કહેજો શ્યામને)

કાનુડા ! ઓ કાના! કહે કંઇ કાનમા,
તુજ શબ્દે મુજ હૃદય સદા હરખાય જો!
જીવનમાથી ઝેર ઝરી જાશે અને,
પથરાશે પ્રભુના શુભ જીવન માય જો!
કાનુડા ! ઓ કાના ! કહે કંઈ કાનમા.
અન્તરમા પડછન્દ પડે તુજ ભક્તિના,
તારા ગુણો ગણીયા કેમ ગણાય જો?
વિનવે રંક મ્હને જોડીને હાથ રે,
તારા સરખુ કોઇ નહિં ભૂ માયં જો!
કાનુડા ! ઓ કાલા ! કહે કંઇ કાનમા.
કાનુડા ! ઓ કાલા ! દુખો ઉર ટારજે;
નમી નમી તુજને લાગું હું પાય જો!
અન્તરની આગો સૌ મુજ હોલાઇ જશે,
તુજ દર્શનથી દિલ રમે ઝબકાય જો!
કાનુડા ! ઓ કાલા ! કહે કંઇ કાનમા.

મૂળજીભાઈ પીતામ્બરદાસ શાહ.

# निर्णयार्णव.

( પૃ. ૭૨ થી ચાલુ. )

( અનુ૦—કેશવરામ કાશીરામ શાસ્ત્રી, માંગરોલ-કાઠિઆવાડ. )

૨.

ત્યાંજ પ્રથમસ્કન્ધ સુબોધિનીજીમાં—"लक्षणां नैव वक्ष्यामि न न्यूनादन्यपूरणम् । आर्थिकं तु प्रवक्ष्यामि परोक्षकथनादृते ॥ આ ટીકામાં હું જેમાં વાચ્ય અર્થનો તદ્દન લોપ છે. તેવી [1]લક્ષણા નામની વૃત્તિ કહીશ નહીં શબ્દરચનામાં કાંઇક ન્યૂન જણાતું હોય તો તેવા સંયોગોમાં અમુક શબ્દ રહી ગયો છે, તેવી રીતે શબ્દાધ્યાહાર નજ કરવાનો. પરન્તુ જો અર્થ અધુરો રહેતો હશે, તો તેવા સંયોગોમાં અધ્યાહાર જરૂર બતાવીશ." અહીં એક શંકા સ્વાભાવિક રહે કે જીવાત્માને ઉદ્દેશીને પુરઞ્જનોપાખ્યાન કહેવામાં આવેલું છે. ત્યાં તો અવશ્ય જેમાં વાચ્ય અર્થનો તદ્દન ત્યાગ છે; તેવી લક્ષણા બનાવવી પડશે તેનું કેમ ? તે માટેજ

---

૧. મઠપતિ જયગોપાલ ભટ્ટ આ કારિકા શ્રીસુબોધિની મઙ્ગલાચરણ ટીકામાં નીચે મુજબ સમજાવે છે "મારી મચડીને અર્થ બેસાડવો એ વાત લોકોના મનમાં કદાપિ બેસે નહીં, આ વસ્તુ પ્રકટ હોવાને લીધે શ્રીમદ્ભાગવતાર્થ સ્ફુટ કરવામાં લક્ષણા નામની વૃત્તિ નજ પ્રયોજવાનો " મૂળમાં एव નો પ્રયોગ કરી આચાર્યચરણો સ્પષ્ટ નિયમજ બતાવે છે. અને તે નિયમનો ક્યાય પણ ભઙ્ગ થવા નહીં દઉં, તે વાત સૂચવે છે. વાક્યમાં ન્યૂનતા હોય તે ખાતર સામાન્ય લૌકિક વાક્યથી અન્યપૂરણ નહીં કરૂં, તેવાં વાક્યો હશે, તો તેને દૂરજ કરી નાખીશ, "पूतना लोकबा-लघ्नी" એ વગેરે ક્ષેપક શ્લોકોને ઉદ્દેશીને આ વાત અહીં કહેવામાં આવી છે. आर्थिकं तु प्रव-क्ष्यामि એટલે કે અભિધા વૃત્તિથી સ્પષ્ટ થતો વાચ્ય અર્થ તો અહીં કહીશજ. પુરઞ્જનોપાખ્યાન વગેરેમાં લક્ષણા સ્પષ્ટ છે, એટલે તેવા સ્થળો મારી પ્રતિજ્ઞામાં બાધક નથી.

पूतना लोकबालघ्नी એ વગેરે ક્ષિપ્ત શ્લોક ઉપર લખતા શ્રીમહાચાર્યવર્યો શ્રીસુબોધિનીજીમા આજ્ઞા કરે છે કે—"अत्र षट् श्लोका विगीता सर्वत्र दृश्यन्ते । तेष्वाद्यन्तवद् व्याख्येया. स्पष्ट-त्वाचोपेक्ष्यन्ते દશમસ્કન્ધના ૬ ઠ્ઠા અધ્યાયના ૩૫ પછીના પૂતના લોકબાલઘ્ની એ વગેરે ૬ શ્લોકો ક્ષિપ્ત છે, તેના ઉપર વિવેચન કરવું હોય તો અઘાસુરવધ વગેરે ત્રણ અધ્યાયોની માફક કરવું. આચાર્યચરણોએ આવા શ્લોકો ઉપર બહુધા વ્યાખ્યાન કર્યું નથી.

શ્રીમદ્વલ્લભાચાર્યવર્યોએ એક ઝવેરી મલિન પદાર્થોમાં રગદોળાયલા રત્નને શોધી તેની ખરી પરીક્ષા કરી કીંમત આંકી બતાવે, તેવી રીતે શ્રીમદ્ભાગવતનું શોધન કરી બતાવ્યું છે. અત્યારે આપણા પ્રાચીન ગ્રન્થોની critical સર્વસંવાદિત—આવૃત્તિઓ પ્રસિદ્ધ કરવા તરફ વિદ્વાનોનું વલણ છે. તેજ રીતે ઋગ્વેદ, અથર્વવેદ એ વગેરેની critical આવૃત્તિઓ બહાર પડી છે. અત્યારે એજ રીતે મહાભારતની આવૃત્તિ ગળાઇ શોધાઇ બહાર પડતી આવે છે. શ્રીઆચાર્યચરણોએ તો આજથી ચારસો વર્ષ પૂર્વેજ શ્રીમદ્ભાગવતની critical આવૃત્તિ તૈયાર કરી છે. ક્યા ક્યા પ્રસગો મૂળ શ્રીમદ્ભાગવતમાં ઘુસી ગયા છે, તે તેઓશ્રીએ બતાવી આપ્યું છે. આપશ્રીએ ક્ષિપ્ત કહી કાઢી નાખેલા પ્રસગો મૂળમાં ક્યાંય પણ ભળી શકતા નથી. તદ્દન અલગ પડી જાય છે. જે જે સ્કન્ધો ઉપર શ્રીસુબોધિનીજીના દર્શન થાય છે, ત્યાં ત્યાં તો આવા ક્ષિપ્ત પ્રસઙ્ગો બહાર તરી આવે છે. પરન્તુ બાકીના પ્રસઙ્ગોમાં ક્ષિપ્ત પ્રસઙ્ગ માટે શ્રીભાગવતાર્થ નિબન્ધ વગેરેમાં રહેલાં વચનો ઉપર આધાર રાખવો પડે છે. એને માટે શ્રીમદ્ભાગવત મૂળ માત્રની આજ દિવસ સુધીમાં થયેલી જેટલી મળી શકે તેટલી પ્રતો ઉપરથી એક

આચાર્યશ્રીએ ચોથા ચરણમાં એ વાતનો ખુલાસો કરી નાખ્યો છે કે–" મારી પ્રતિજ્ઞા પરોક્ષ-કથન જેવાં કે પુરઞ્જનોપાખ્યાન વગેરે તે સમ્બન્ધમાં નથી કારણ કે નવા પ્રસંગો વિશે તો મૂળમાંજ સ્પષ્ટ કહેલૂં છે કે–" पुरुषं पुञ्जनं विद्याद् यद्व्यनक्त्यात्मनः पुरम् ( ભા. ૪–૨૯–૧ ) થી एवं बहुविधैर्दुःखैर्दैवभूतात्मसम्भवैः क्लिश्यमानः शतं वर्षं देहे देही तमोवृतः॥ (શ્લો, ૨૪) આ રીતે પુરુષ એ પુરઞ્જન. બુદ્ધિ એ એની સ્ત્રી એવી રીતે મહાન કુટુમ્બવાળો આ પ્રમાણે ઘણી ઘણી જાતનાં દૈવ, ભૂત અને આત્મામાંથી ઉત્પન્ન થયેલાં દુઃખો-થી કલેશ પામતો અન્ધકારથી વીંટાયેલો દેહી આ દેહમા શો વર્ષ ગાળે છે." આવા પ્રસઙ્ગોમા "અહીં લક્ષણા છે" એમ કહેવૂં પડતૂંજ નથી. એટલે શ્રીમદ્ભાગવતમા મૂળમાંજ ક્યાંય લક્ષણા પ્રયોજિત ન હોય, ત્યાં પણ લક્ષ્યાર્થ અને તે પણ વાચ્યઅર્થના ત્યાગવાળો કહેવો કોઇ રીતે યુક્ત નથી. આ માટેંજ અમારો આ સત્ય અર્થ બતાવવાનો પ્રયત્ન છે. ( જ્યાં અભિધા વૃત્તિજ વાત સ્પષ્ટ કહેતી હોય, ત્યા આ રીતે લક્ષણા વૃત્તિ શા માટે પ્રયોજવી જોઇએ ? )

---

critical આવૃત્તિ તૈયાર કરવાની આવશ્યકતા શૂં નથી જણાતી? સાભળવા મુજબ શ્રીગૂસાંઇ-જીના ચતુર્થ લાલજી વિદ્વદ્ધુરીણ શ્રીગોકુલનાથજીના હસ્તાક્ષરમા શ્રીમદ્ભાગવતની પ્રતિ અમદા-વાદવાળા ગોસ્વામિવર્ય શ્રીમધુસૂદનલાલજી મહારાજશ્રીના સરસ્વતી ભણ્ડારમાં બિરાજે છે. *શ્રીગોકુલનાથજી કાશ્મીર પધારેલા હતા. તેઓશ્રી અવશ્ય ત્યાંની શારદા લિપિમા લખાયેલી* વિશ્વસ્ત પ્રતિયો ઉપરથી નકલ કરવા શક્તિમાન થયા હશે. અત્યારે પૂનામાથી મહાભારતની critical આવૃત્તિ બહાર પડે છે, તેમાં પણ કાશ્મીરી શારદા લિપિની પ્રતિયો વિશ્વસ્ત ગણાય છે. આપણી સર્વ વિદ્યા કાશ્મીરે જાળવી રાખી છે. સામ્પ્રદાયિક વિદ્વાનો તેમજ પૂજ્ય ગોસ્વા-મિવર્યો અને ધનિકોની આ શૂ ફરજ નથી કે–આવી શ્રીમદ્ભાગવતની critical આવૃત્તિ બહાર પાડવા બાદ્ધપરિકર થાય? આપણે ત્યા ઉપનિષદોની પણ એજ સ્થિતિ છે. ઉપનિષદો પણ હજી વિશ્વસ્ત પાઠવાળા આપણે ત્યાં નથી. અનુવાદક.

૨. આ કારિકા તેમજ કારિકાવ્યાખ્યાનમા અભિધા, લક્ષણા વગેરે કાવ્યશાસ્ત્રના પારિભાષિક શબ્દો યોજવામા આવ્યા છે. આ શબ્દો તેમજ તેમના લક્ષણોથી સામાન્ય જન-સમૂહ અજ્ઞાત હોય એ સ્વાભાવિક છે, એટલે એ વિશે અહીં કાંઇ લખવૂં અસ્થાને નહીંજ ગણાય.

આપણે આપણા વિચારો વાણી દ્વારા વ્યક્ત કરવાના હોય છે, ત્યારે ત્રણ રીતે આપણે તે સમઝાવિયેં છિયેં જેમકે:—

૧ રામેં રાવણનો વિનાશ કર્યો. ( અર્થ આ શબ્દોજ આપે છે. )

૨ બે પાડા બાધે તેમા વચ્ચે ઝાડનો ખોડો નીકળે (આ કહી કહેવા કાઇક બીજૂંજ માગે છે.)

૩ શ્રીકૃષ્ણ અમારૂં શરણ. ( આમ કહી ભક્તની નિશ્ચિન્તતા વગેરે અર્થો કહેવા છે. )

આ ત્રણ વસ્તુઓનેં વૃત્તિ અથવા શબ્દશક્તિ કહેવામાં આવે. છે. આલઙ્કારિકોયેં આ સમ્બન્ધમા વિસ્તૃત વિવેચનો તદ્વિષયક ગ્રન્થોમાં આપ્યાં છે. હવે આ ત્રણ વૃત્તિયો કઇ તે જોઇયેં. કાવ્ય પ્રકાશકાર કહે છે કે स मुख्योऽर्थस्तत्र मुख्यो व्यापारोऽस्याभिधोच्यते (क. प्र.२–८) શબ્દના પ્રયોગથી જે અર્થ કોઇ પણ જાતની અડચણ વિના ઊઠી આવે. તે શબ્દનો મુખ્ય અર્થ. તે મુખ્ય અર્થનો વ્યાપાર કહેનારી વૃત્તિ તે અભિધા વૃત્તિ. આ અભિધાવૃત્તિ જે અર્થ કહે તેનેં **વાચ્યાર્થ** કહેવામા આવે છે. શબ્દના પ્રયોગને અનુલક્ષીને આપણે અર્થને વાચ્યાર્થ એવી સઞ્જ્ઞા આપી છે, આ વાચ્યાર્થ આપણી પાસેં ત્રણ 'રીતે' આવે છે. ૧ યોગ, ૨ રૂઢિ અને ૩ યોગરૂઢિ. શ્રીપુરુષોત્તમજી મહારાજે પ્રસ્થાનરત્નાકરના પ્રથમ પરિચ્છેદમાં (પૃ. ૩૨–૩૩)

આ વાત સમઝાવી છે. અભિધાવૃત્તિનું એઓશ્રીએ મુખ્યા એવું નામ આપી તેના ઉપરના ત્રણ અર્થ યોગ, રૂઢિ અને યોગરૂઢિ એ ભેદ છે, તેવું કહ્યું છે. યોગ એટલે વ્યુત્પત્તિ. જે શબ્દોમાં પ્રકૃતિ અને પ્રત્યયને અર્થજ દેખાતો હોય જેવા કે–ભજન. भज् ભજવું अन–ક્રિયાવાચક પ્રત્યય=મન્ને મળી ભજવાની ક્રિયા. પાચક. पच् રાંધવું+अक કર્તૃવાચક પ્રત્યય=મન્ને મળી રાંધવાનું કરનાર. આ રીતે પાઠક (पठ्+अक) ગતિ, મતિ, બુદ્ધિ, વગેરે અનેક શબ્દો. એ શબ્દોમાંથી પ્રકૃતિ અને પ્રત્યયનાજ અર્થ નીકળે. એનું નામ તે યોગ. તે અર્થો તે યૌગિક. કેટલાક શબ્દો વ્યુત્પત્તિની સાથે કાંઇ પણ સમ્બન્ધ ધરાવતા નથી. વ્યુત્પત્તિથી અમુક જાતને અર્થ થતો હોય, પરંતુ તે અર્થ કદી પણ પ્રચારમા નજ હોય. પરન્તુ લાખા કાળથી આપણે તેનો અમુક પદાર્થ કે પ્રાણીની સગ્ન્રા તરીકે પ્રયોગ કરતા આવતા હોઇયે. આનું નામ તેજ રૂઢિ. ગાય, ઘોડો, ગધેડો, વરાહ, તેમજ લીમડો, પીપળો, વડ. એ વગેરે અનેક શબ્દો આવા છે. તેને વ્યુત્પત્તિ સાથે કશોય સમ્બન્ધ હોતો નથી. આ ઉપરાત ત્રીજી જાતના શબ્દો એવા છે કે વ્યુત્પત્તિથી ઊઠતા એટલે કે–પ્રકૃતિ અને પ્રત્યયથી ઊઠતા અર્થમા સઙ્કોચ કિંવા એકદેશિત્વ આવી ગયું હોય. જેમકે હાથી, દાઢિયાળો, પઙ્કજ વગેરે શબ્દો. હાથ+ઇ=હાથવાળું=હાથી. મનુષ્ય પણ હાથવાળો છે, છતાં તે ગજમા રૂઢ છે. સંસ્કૃતમાં હસ્ત શબ્દ સૂંઢને અર્થ બતાવે છે, તે અર્થમાં રૂઢ થઇ ગયો. હસ્તી–હાથી. દાઢી આબાલ વૃદ્ધ સ્રી પુરુષો બધાને હોય છે. છતાં મોટી ઉમરના પુરુષોજ દાઢિયાળા=દાઢીવાળા કહેવાય. તેજ રીતે પઙ્ક=કાદવમાં થયેલ બધી વસ્તુ પઙ્કજ કહેવાય. તેમ છતા કમલમાંજ તે અર્થ રૂઢ આવા શબ્દો એજ યોગરૂઢ. આ ત્રણ જાતના અર્થ લાવનારી વૃત્તિ તે અભિધા. રામે રાવણનો વિનાશ કર્યો, એટલા માત્રથી રામ–રાવણને હણનાર થયા, એટલું આપણે સમઝી શકિયે છિયે. વધુ જિજ્ઞાસા નથી રહેતી.

"બે પાડા બાધે તેમાં વચ્ચે ઝાડનો ખોડો નીકળે," ! આ વાક્યને હવે જુવો. તેમાંથી કયો અર્થ નીકળે છે ? અભિધા તો આપણને એટલુંજ કહે કે બે પાડાઓ બાધે તો વચ્ચે આવી ગયેલું ઝાડ તૂટી પડે. પરન્તુ આટલા અર્થથી આપણી જિજ્ઞાસા પરિપૂર્ણ થતી નથી. આ અર્થ ઉપરથી બીજા કોઇ અર્થ તરફ આપણું લક્ષ્ય રહે છે. એ અર્થ કયો ? કોઇ પણ બે સમર્થ વ્યક્તિ આપસ આપસમાં કોઇ ક્લેશમાં–કજિયામા પડી જાય તો વચ્ચે રહેનારા માણસો પાયમાલ થઇ જાય. બે રાજ્યો પરસ્પર લડાઇમા હોય, તો તેની પ્રજા કચડાઇ મરે. આવો અર્થ તેમાંથી આપણા લક્ષમા આવે છે. કાવ્યપ્રકાશકાર આનેજ લક્ષણા કહે છે. જુવોઃ—

मुख्यार्थबाधे तद्योगे रूढितोऽथ प्रयोजनात् ।
अन्योऽर्थो लक्ष्यते यत्सा लक्षणारोपिता क्रिया ॥ (का. प्र. २–९)

મુખ્ય અર્થ ઊઠી જાય તેની સ્થિતિમાં, મુખ્ય અર્થ રહે તેની સ્થિતિમા અને રૂઢિથી કે પ્રયોજનથી જ્યાં બીજો અર્થ ઊઠે, તે આરોપવામા આવેલી ક્રિયા તેનું નામજ લક્ષણા. શ્રીપુરુષોત્તમજી મહારાજે જે ગૌણી કહી છે, તે આજ વૃત્તિ. લક્ષણા જે અર્થ કહે, તે લક્ષ્યાર્થ.

આ લક્ષણાના બે પ્રકાર છે, ૧. શુદ્ધ અને ગૌણી શ્રીપુરુષોત્તમજી મહારાજે ગૌણી એવું લક્ષણાનું નામ આપી તેના (૧) ફલલક્ષણા અને (૨) ગૌણી એવા બે ભેદ આપ્યા છે. ફલલક્ષણા એજ શુદ્ધ લક્ષણા છે. આ શુદ્ધ લક્ષણાના ત્રણ ભેદ છેઃ—

૧. જહલ્લક્ષણા, જહત્સ્વાર્થા કે લક્ષલક્ષણા,
૨. અજહલ્લક્ષણા, અજહત્સ્વાર્થા કે ઉપાદાન લક્ષણા,
૩. જહદજહલ્લક્ષણા, જહદજહત્સ્વાર્થા કે ભાગલક્ષણા.

**જહલ્લક્ષણા**—જેમા વાચ્ય અર્થજ ગૌણ થઇ જાય છે, અને બીજોજ અર્થ નીકળી આવે છે. જેમકે ગઙ્ગામા ઝૂપડૂં છે. આમા વાક્ય અર્થ ગઙ્ગાનો પ્રવાહ, પરન્તુ પ્રવાહમા ઝૂંપડૂં ન સમ્ભવી શકે. એટલે પ્રવાહ અર્થ ત્યજી દઇ ગઙ્ગા કિનારો એવો અર્થ લેવો પડે છે.

**અજહલ્લક્ષણા**—એમા વાચ્ય અર્થનો ત્યાગ નથી, સાથો સાથ વિશેષ અર્થ આવી રહે છે, તેમા બીજા અર્થનું ઉપાદન કરવૂં પડે છે. જુઓ, કૂતરાઓ દહીં ચાટી ન જાય. આ વાક્યમાં કૂતરાઓ દહીં ન ચાટે તે અર્થ ઉપરાત અન્ય કોઇ પ્રાણી પણ દહીં ન ચાટી જાય, એ અર્થનૂ સાથેસાથ ઉપાદન છે.

**જહદજહલ્લક્ષણા**—આમા વાચ્ય અર્થનો કાઇક અંશે ત્યાગ અને કાંઈક અંશે ત્યાગ નથી હોતો. કેવાલાદ્વૈતવાદીયો तत्त्वमसि એ વાક્યમા આ લક્ષણા ( ભાગ ત્યાગ લક્ષણા કે ભાગલક્ષણા ) બતાવે છે तत् તે એટલે પરબ્રહ્મ નિર્ગુણ અને त्वम् એટલે તૂં અલ્પગુણવાળો જીવાત્મા એ બેમા ઐક્ય સાધવા વિશેષણવાળા ભાગોનો ત્યાગ કરવો પડે છે, અને બન્ને ચેતનમય આત્માઓ એ અર્થ રહે છે

ઉપર લક્ષણાનો બીજો ભેદ એ ગૌણી છે. આમા ગુણો સાથે સમ્બન્ધ છે જેમકે.

તે દાનમા **કર્ણ**, વિદ્વત્તામા **બૃહસ્પતિ**, શૌર્યમા **અર્જુન** અને પ્રતિજ્ઞામાં **ભીષ્મ** છે. ( એવાઓના ગુણો ધરાવનારો છે, એવો અર્થ ધ્વનિત થાય છે. )

લક્ષણાના આ ચાર ભેદ ઉપરાત બીજા બે ભેદ છે. તે ૧ સારોપા અને ૨ સાધ્યવસાના. આ બન્નેના શુદ્ધ અને ગૌણી એવા બબ્બે ભેદ છે

**સારોપા**—દરકોઇ એક વસ્તુમા અન્ય વસ્તુનો આરોપ કરવામા આવ્યો હોય તેમા આરોપ કરાયેલી વસ્તુના ગુણ મુખ્ય વસ્તુ ધરાવે છે. એવૂ કહેવાનૂ તાત્પર્ય હોય છે, આ ગૌણી જેમા ગુણ સિવાય બીજા નિમિત્તો યે સમાનતા બતાવાય. તે શુદ્ધ. અમારા સ્વામી તે અમારો **ચિન્તામણિ** છે. ચિન્તામણિના ગુણ ધરાવતા છે. તમારૂ શૌર્ય એ આખા દેશનૂં કલ્યાણ છે. આમા કલ્યાણ કરનાર એ નિમિત્ત છે.

**સાધ્યવસાના**—સારોપમા એક વસ્તુ આપી, તેમા અન્યનો આરોપ કરવામા આવે છે, જ્યારે સાધ્યવસાનામા વસ્તુ ઊડાવી દઇ, રૂપકજ આપવામા આવ્યૂં હોય છે. બે પાડા બાધે તેમા ઝાડનો ખોડો નીકળે, એ તેનૂ આબાદ ઉદાહરણ છે.

શ્રીમદ્દાચાર્યચરણોએ ઉપર लक्षणां नैव वक्ष्यामि એવૂં કહ્યુ છે, ત્યા જહત્સ્વાર્થા અને આ સાધ્યવસાનાનો ખાસ કરી ત્યાગ છે, આ ખાસ ધ્યાનમા રાખવા જેવી છે. બીજી લક્ષણાઓને બાદ કરવામા આવે તો વાચ્ય અર્થ સમઝાવવામા પણ મુશ્કેલી આવે વાચ્ય અર્થને બાધ ન આવે એવી રીતે લક્ષણાસ્વીકાર બાધક નથી, એમ મારૂં માનવૂં છે.

આ પ્રમાણે બે વૃત્તિયો બતાવી આ બે ઉપરાત એક ત્રીજી વૃત્તિ છે ઉપર ઉદાહરણ આપવામા આવ્યૂં છે કે-" શ્રીકૃષ્ણ અમારૂં શરણ છે." આમા શ્રીકૃષ્ણ અમારૂં શરણ એમ કહેવાથી શરણ ઉપરાત કેટલીક અન્ય વસ્તુઓ એમા વ્યક્ત થાય છે. શ્રીકૃષ્ણ સર્વસમર્થ હોવાથી ભક્તને ચિન્તાદિક કાઇ પણ ઉપાધિમા પડવાનૂં નથી શાન્તિ એ વગેરે રાખવાનૂં સૂચન છે, આ વૃત્તિને વ્યઞ્જના એવૂં નામ આપવામા આવે છે. વ્યઞ્જના જે અર્થ આપે તે વ્યઙ્ગ્ય. આ વ્યઞ્જના વૃત્તિ પ્રસઙ્ગોને અનુકૂળ અભિધા તેમજ લક્ષણા વૃત્તિ ઉપર આધાર રાખનારી છે. " ગઙ્ગામા ઝૂંપડૂં " આ લક્ષણામા ઠંડક, પાવિત્ય, વગેરે સમઝાય છે, તે આ વૃત્તિને લીધેજ. એટલે આ લક્ષણામૂલક વ્યઞ્જના થઇ, કાવ્યમા રસાદિ વ્યઞ્જક હોય છે, ત્યા અભિધા ઉપર આધાર હોય છે. એટલે તેને અભિધામૂલક વ્યઞ્જના કહેવામા આવે છે.

# દુઃખ શું છે?

( અનુવાદક—રો. રા. મણિલાલ જાદવરાય ત્રિવેદી. )

દુઃખની સાથે મનુષ્યનો ગાઢો સંબંધ છે. સુખ માટે પ્રયત્ન કરાય છે, પણ અંતે દુઃખ જ જણાય છે. મનુષ્ય સુખને માટે લાલસા રાખે છે, શ્રમ કરે છે, ઉદ્યોગ કરે છે પણ સુખને બદલે દુઃખની સામે થવાના પ્રસંગો આવે છે. બિચારો નિરાશ થઇ જાય છે, થાકી જાય છે એને જણાય છે કે દુઃખથી કદિ છુટવાનું નથી, આ એક જીવનની મોટી ગાંઠી છે તેને નિવારણ કરવું બહુ કઠણ છે. તેથી દુખી જીવના મનમાં પ્રશ્ન થાય છે કે શું મારો દુઃખથી કદી છુટકારો નહીં થાય? શું મારે આખો ભવ દુઃખ જ ભોગવવું પડશે? આ દુઃખમય સંસારમાં સુખ છે જ નહીં! આ દુઃખ કેમ ભોગવવું પડે છે?

વિચાર કરતાં જણાય છે કે દુઃખ જીવને લાંબા કાળથી વળગેલું છે. શરીરની સાથે ત્રણ તાપ લાગેલા જ છે, સંચિત પુણ્યનું પ્રારબ્ધ બનેલું છે, એ શરીરનું કારણ છે. એના પરિણામે જીવને નાના પ્રકારની મુસીબતો આવે છે. સુખની આશામાં પણ જીવ કેવળ દુઃખનો જ ભાર વહન કરે છે. ગર્ભાધાનથી માંડીને મરણ પર્યન્ત દુઃખ વિના બીજું શું છે? ગર્ભમાં જ્યારે જીવને અસંહ્ય દુઃખ પડે છે, એ દુઃખથી કોઇ બચી શકતું નથી, દુઃખથી, જીવ અચેત થઇ જાય છે, વિકલ થઇ જાય છે ત્યારે પરમાત્મા જ એની સહાય કરે છે. જીવ એ દુઃખથી છૂટવા ઇચ્છે છે, પણ છૂટી શકતો નથી, એ વળખા મારે છે, રૂએ છે, છેવટે એક પ્રભુને જ સહાય કરનાર જાણીને પ્રતિજ્ઞા કરે છે કે હે પ્રભો! જો આ વખતે કોઈ રીતે આ ગર્ભમાંથી હું છુટું તો તમને કદી પણ ભૂલીશ નહીં. એવો પ્રયત્ન કરીશ કે જેથી ફરી ગર્ભવાસમાં આવવું પડે નહીં. પણ ગર્ભમાંથી છૂટતાં વાર જ માયાના ચક્રમાં પડીને બધું ભૂલી જાય છે અને ફરી એવાં કાર્યોમાં લાગી જાય છે કે જેથી ફરી જન્મમરણના ચક્રમા પડે છે. જન્મતાં જ બાળક રોવા માડે છે. આ રીતે સંસારયાત્રાનો આરંભ રોતાં રોતાં જ થાય છે.

આપણુ લોકો જીવનનો ઉદ્દેશ ભૂલી ગયા છીએ. આપણે આપણા વિશ્વકર્તાને વેગળો મૂકી દીધો છે એનાં રહસ્યો સમજવાને જરાપણ પ્રયત્ન કરતા નથી, તેથી આપણને દુખ ભોગવવું પડે છે. બ્રહ્માંડની રચના કયા નિયમ પર થઈ છે તે નહીં જાણીને સ્વચ્છંદપણે ચાલવાથી આપણને દુઃખ આવે છે. કામિની અને કાંચનનો યોગ્ય ઉપયોગ નહીં કરવાથી પણ આપણને અસંહ્ય દુઃખ ભોગવવું પડે છે આપણામાં કઇં કઇ શક્તિઓ છે અને તેનો શો ઉપયોગ કરવાનો છે તે જાણ્યા બુજ્યા વિના એની સાથે ખેલવાથી અંગનો ભંગ થઇ જાય છે. આ આશ્ચર્યમય બ્રહ્માંડની રચના કોણે કરી છે, એની સાથે આપણો શો સંબંધ છે, એ વાતનો આપણને કદી પણ વિચાર આવતો નથી તેથી અસહ્ય દુખ ભોગવવાં પડે છે.

જ્યારે સંસારી મનુષ્યોને સાંસારિક કાર્યોમાં અડચણ પડે છે. સંસારરૂપી વહાણ ડામાડોળ થવા માડે છે, જેની સાથે બહુ પ્યારે કરે છે તે રોગગ્રસ્ત થઇ જાય છે, જેને તે પોતાનું સર્વસ્વ સમજ્યો છે, તે તેને છોડીને ભાગી જાય છે, ત્યારે એને સંસારનું દુઃખ જણાય છે. જીવન ભારરૂપ લાગે છે જેને લીધે તે સુખ માનતો હતો તે જવાથી તેને જણાય છે કે જીવન દુઃખમય છે, સંસાર આનંદરહિત છે, ક્ષણભંગુર છે, ત્યારે એને વિચાર આવે છે કે શું આ સંસારમાંથી મારો છુટકો નહિં થાય? નિરાશ હૃદયમાં મંગળરૂપ ભગવાનનો શબ્દ થાય છે

# દુઃખ શું છે?

( અનુવાદક—રા. રા. મણિલાલ જાદવરાય ત્રિવેદી. )

દુખની સાથે મનુષ્યનો ગાઢો સંબંધ છે સુખ માટે પ્રયત્ન કરાય છે, પણ અંતે દુખ જ જણાય છે. મનુષ્ય સુખને માટે લાલસા રાખે છે, શ્રમ કરે છે, ઉદ્યોગ કરે છે પણ સુખને બદલે દુઃખની સામે થવાના પ્રસંગો આવે છે બિચારો નિરાશ થઇ જાય છે, થાકી જાય છે એને જણાય છે કે દુઃખથી કદિ છુટાવાતું નથી, આ એક જીવનની મોટી ખાડી છે તેને નિવારણ કરવુ બહુ કઠણ છે. તેથી દુખી જીવના મનમા પ્રશ્ન થાય છે કે શુ મારો દુઃખથી કદી છુટકારો નહીં થાય? શુ મારે આખો ભવ દુઃખ જ ભોગવવું પડશે? આ દુઃખમય સંસારમા સુખ છે જ નહીં! આ દુખ કેમ ભોગવવુ પડે છે?

વિચાર કરતા જણાય છે કે દુઃખ જીવને લાંબા કાળથી વળગેલું છે, શરીરની સાથે ત્રણ તાપ લાગેલા જ છે, સંચિત પુણ્યનું પ્રારબ્ધ બનેલુ છે, એ શરીરનું કારણ છે. એના પરિણામે જીવને નાના પ્રકારની મુસીબતો આવે છે. સુખની આશામા પણ જીવ કેવળ દુઃખનો જ ભાર વહન કરે છે. ગર્ભાધાનથી માંડીને મરણ પર્યન્ત દુઃખ વિના બીજું શુ છે! ગર્ભમાં જ્યારે જીવને અસહ્ય દુઃખ પડે છે, એ દુઃખથી કોઇ બચી શકતું નથી, દુખથી જીવ અચેત થઇ જાય છે, વિકલ થઇ જાય છે ત્યારે પરમાત્મા જ એની સહાય કરે છે. જીવ એ દુઃખથી છૂટવા ઇચ્છે છે, પણ છૂટી શકતો નથી, એ વળખા મારે છે, રૂએ છે, છેવટે એક પ્રભુને જ સહાય કરનાર જાણીને પ્રતિજ્ઞા કરે છે કે હે પ્રભો! જો આ વખતે કોઈ રીતે આ ગર્ભમાંથી હું છુટું તો તમને કદી પણ ભૂલીશ નહીં. એવો પ્રયત્ન કરીશ કે જેથી ફરી ગર્ભવાસમા આવવુ પડે નહીં. પણ ગર્ભમાથી છૂટતા વાર જ માયાના ચક્રમા પડીને બધુ ભૂલી જાય છે અને ફરી એવાં કાર્યોમાં લાગી જાય છે કે જેથી ફરી જન્મમરણના ચક્રમા પડે છે. જન્મતા જ બાળક રોવા માંડે છે. આ રીતે સંસારયાત્રાનો આરંભ રોતા રોતાં જ થાય છે.

આપણ લોકો જીવનનો ઉદ્દેશ ભૂલી ગયા છીએ. આપણે આપણા વિશ્વકર્તાને વેગળો મૂકી દીધો છે એનાં રહસ્યો સમજવાને જરાપણ પ્રયત્ન કરતા નથી, તેથી આપણને દુખ ભોગવવું પડે છે. બ્રહ્માંડની રચના કયા નિયમ પર થઈ છે તે નહીં જાણીને સ્વચ્છંદપણે ચાલવાથી આપણને દુખ આવે છે કામિની અને કાંચનનો યોગ્ય ઉપયોગ નહીં કરવાથી પણ આપણને અસહ્ય દુખ ભોગવવુ પડે છે આપણામાં કઇ કઇ શક્તિઓ છે અને તેનો શો ઉપયોગ કરવાનો છે તે જાણ્યા બુજ્યા વિના એની સાથે ખેલવાથી અંગનો ભંગ થઇ જાય છે. આ આશ્ચર્યમય બ્રહ્માંડની રચના કોણે કરી છે, એની સાથે આપણો શો સંબંધ છે, એ વાતનો આપણને કદી પણ વિચાર આવતો નથી તેથી અસહ્ય દુખ ભોગવવા પડે છે.

જ્યારે સંસારી મનુષ્યોને સાંસારિક કાર્યોમા અડચણ પડે છે. સંસારરૂપી વહાણ ડામાડોળ થવા માંડે છે, જેની સાથે બહુ પ્યાર કરે છે તે રોગગ્રસ્ત થઈ જાય છે, જેને તે પોતાનું સર્વસ્વ સમજ્યો છે, તે તેને છોડીને ચાલી જાય છે, ત્યારે એને સંસારનું દુખ જણાય છે. જીવન ભારરૂપ લાગે છે જેને લીધે તે સુખ માનતો હતો તે જવાથી તેને જણાય છે કે જીવન દુખમય છે, સંસાર આનંદરહિત છે, ક્ષણભંગુર છે, ત્યારે એને વિચાર આવે છે કે શુ આ સંસારમાથી મારો છુટકો નહિં થાય? નિરાશ હૃદયમા મંગળરૂપ ભગવાનનો શબ્દ થાય છે

કે "થશે કેમ નહીં થાય"! માયાપતિ ભગવાનના લીલામય સંસારને તમે સ્વાર્થવશ થઈને એવો પકડી લીધો છે કે એને પોતાનો માન્યો એ મોટી ભૂલ કરી છે એજ દુઃખનું કારણ છે. માયાપતિને છોડીને એની માયા સાથે રમવું એજ દુઃખનુ કારણ છે. માયાનો મોહ છોડીને માયાપતિનો આશ્રય લે છે તો વિશ્વ રચનારી માયા તુરત સહાયરૂપ બની જાય છે. પછી દુખી મનુષ્ય આનંદ પ્રાપ્ત કરે છે. માટે ચેતીને ભગવાનનું શરણુ ગ્રહણ કરવું જોઇએ.

દુખ મનુષ્ય જીવનની કસોટી છે. સંસારી મનુષ્યને ચેતાવીને તે સારા માર્ગે ચડાવે છે.

દુઃખમા સમરણ સૌ કરે, સુખમા કરે ન કોય;
જો સુખમાં સમરણ કરે, તો દુઃખ કદીએ નવ હોય.

એમ જાણી વિવેકી મનુષ્ય દુઃખને પોતાના મિત્રરૂપ માને છે. દુઃખનો ઉપકાર સંત-મહાત્મા કદી ભૂલી જતા નથી. સુખમા મનુષ્ય સંસારને પોતાનો કરી લે છે, પણ દુઃખથી સંસારથી જૂદો પડી પરમાત્માનું શરણુ લે છે. દુઃખ ઇશ્વરના ઘરના દ્વારની કુંચી સમજવી. દુઃખથી વિવેક થાય છે, સુબુદ્ધિ આવે છે અને જીવન સાર્થક થાય છે. ભગવાને આ શરીરની સાથે સુખદુઃખની જોડી કરી રાખી છે. જો ભગવાનનું આપેલું સુખ પામીને આપણે આનંદ પામીએ અને તેનો આદર કરીએ તો એમણે આપેલા દુઃખનો પણ આદર કેમ ન કરવો? સુખને માટે ફાંફા મારવા અને દુઃખથી નાસવું એ કાયરપણું છે.

સુખો એક ક્ષણ મારે છે. એની આશા પર જીવાય છે. સુખની વાટ જોતાં ઘોર દુઃખ સહન કરવુ પડે છે. પણ દુઃખનો મહિમા ઓર છે. દુખ પોતાના તાપથી તપાવીને મનુષ્યને શુદ્ધ સોના જેવો બનાવે છે, પૂજનીય બનાવે છે, વિમલ બનાવે છે, દુઃખમા પણ સીધે રસ્તે ચાલનાર યથાર્થ મહાત્મા બની જાય છે.

દુઃખ પરમાત્માની ચાહના ઉત્પન્ન કરે છે, સત સમાગમ કરાવે છે અને અંતરના મળને સાફ કરીને પરમાત્માના પ્રકાશથી હૃદયને પ્રજ્વલિત કરે છે. જેની શોધમાં જીવ ભટકતો હતો અને બાહ્ય જગતથી મોહ પામીને પોતાનો સમય વ્યર્થ ગુમાવતો હતો તે આજે પરમાત્માને પામીને સુખી થાય છે. આનંદની સીમા નથી રહેતી જે પ્રતિકૂળ હતું તે આજ અનુકૂળ થઈ ગયું છે. જે અંધકારરૂપ હતું તે પ્રકાશમય બની ગયું છે. જે મનુષ્ય પીડા પામતો હતો તેણે આજે એને પરમપદની પ્રાપ્તિ કરાવી છે. દુઃખરૂપી તાપમા કર્મની એવી અદ્દભુત આહુતિ અપાય છે કે આજે એનો પત્તો પણ નથી. એવી સ્થિતિમા કર્મજાળથી મુક્ત થઇ જીવ આનંદમય જીવનને પ્રાપ્ત કરે છે. એનું જીવન પરમાત્મામય થઇ જાય છે ત્યારે તે આનંદથી કહે છે કે—

સુખને માથે પિક પડો, જો નામ હરિનું ભુલાય;
બલિહારી એ દુખને જેથી પળ પળ શ્યામ રટાય

विपदः सन्तु नः शश्वत्तत्र तत्र जगद्गुरो ॥
(भागवत प्र. स्कं. अ. ८)

ભગવતી કુંતીજી કહે છે કે હે જગદ્દગુરૂ અમને નિરંતર દુખ પડયા કરો.

આ વરદાન કુંતાજીએ પોતાના ભાતૃપુત્ર તરીકે ગણાતા પણ જેને તે અને આખો હિંદુ સમાજ પરમાત્મા તરીકે ઓળખી ગયા છે, તે ભગવાન શ્રીકૃષ્ણ પાસે કેમ માગ્યુ હશે?

# શ્રીદયારામભાઈ.

( લેખક—શ્રીયુત પ્રો. જેઠાલાલ ગોવર્ધનદાસ શાહ એમ. એ. )

( વૈશાખ માસના અંકના પૃષ્ઠ ૪૨ થી. )

**મહાયાત્રા.**

લઘુયાત્રા પછી કવિએ મહાયાત્રા કરી. આનું વર્ણન કવિએ રચેલા 'રસિક વલ્લભ' ગ્રંથમાં જણાવ્યું છે. આ મહાયાત્રા દરમ્યાન ભારતવર્ષનાં તમામ મુખ્ય તીર્થોમાં તેમણે અટન કર્યું હતું. આથી તેમની કવિત્વશક્તિ પણ ઘણીજ સતેજ બની. જે જે તીર્થસ્થલમાં જતા ત્યાં કંઇને કંઈ કાવ્ય બનાવતા. તીર્થયાત્રાથી તેમની પ્રતિભા ખરેખર સમૃદ્ધ બની તથા આ યાત્રાઓ દરમ્યાન તેમને અનેકાનેક ચમત્કારો તથા અનુભવ મળ્યા હતા.

**ડભોઇમાં સ્થાયી મુકામ.**

યાત્રાઓમાંથી સંવત ૧૮૬૫ એટલે કવિ બત્રીશ વર્ષની ઉમરે પાછા ફર્યા. ત્યારપછી બીજે વર્ષે તેમણે ડભોઇમાં સ્થાયી મુકામ કર્યો. ચાંદોદમાં હવે એમનું સગું નહોતું, અને ડભોઇમાં તેમની જ્ઞાતિનાં ઘર ઠીક હતાં, તથા વૈષ્ણવોની સંખ્યા પણ ત્યાં સારી હતી, આથી જીવનનો બાકીનો સમય ડભોઇમાંજ ગાળવો એવો તેમણે નિશ્ચય કર્યો. ડભોઇમાં સ્થાયી મુકામ રાખવા છતાં ક્વચિત્ વડોદરા, ભરૂચ, સુરત, ઉમરેઠ, શીનોર, અમદાવાદ વગેરે સ્થળે પણ તેઓ જતા. શ્રીવલ્લભાચાર્યજી તથા શ્રીગુસાંઈજીના ઉત્સવપ્રસંગે 'શ્રીજી' પણ ખાસ જતા. તેઓ ચુસ્ત વૈષ્ણવ હતા. પોતે બ્રાહ્મણ હોવા છતાં બ્રાહ્મણ તરીકેનું તેમનામાં અભિમાન નહોતું. બ્રાહ્મણ છતાં જો વૈષ્ણવતા ન હોય તો બ્રાહ્મણ તરીકે જન્મ ધારણ કરવામાં કંઈ પણ મહત્ત્વ નથી એમ માનતા. ભક્તિશૂન્ય બ્રાહ્મણ કરતાં ભક્તિમાન શ્વપચ સારો, એમ તેમની દૃઢ માન્યતા હતા. આથી તેમણે બ્રાહ્મણ તરીકે જીવન ગાળવાને બદલે એક ખરેખરા ભક્ત તરીકેજ જીવન ગાળવા માંડયું. તેમની સઘળી ચિન્તાઓ પ્રભુનેજ તેમણે સોંપી દીધી હતી. તેઓ પોતાના મનને વારંવાર કહેતા ', ચિન્તા ન કર કોઇ વાતનીરે ! છે સિર શ્રીજી સરખા સ્વામી' ચિન્તાના ત્યાગ માટે તેમણે 'ચિન્તાચૂર્ણિકા' ગ્રંથ લખ્યો હતો. વળી ભક્તિપોષણમાં પણ તેમણે લખ્યું કે 'ભોજન વસનની ચિન્તા કરી વૈષ્ણવે ન થાવું ઉદાસ.' વૈષ્ણવે ભોજન અને કપડાંની શા માટે ચિન્તા કરવી ? ભગવાન વિશ્વંભર હોવાથી જો આખા જગતનું પોષણ કરે છે તો શું પોતાના ભક્તને ભૂલી જશે ? એ વિચાર અને શ્રદ્ધા તેમના હૃદયમાંથી ઘડીભર પણ ખસતાં નહોતા.

**વિકાસ.**

આવા નિરપેક્ષ, નિર્મળ ભક્ત કવિની પાસે ઘણા દૂર ગામના પણ વૈષ્ણવો તથા ઇતર શ્રોતાઓ આવે તે સ્વાભાવિક છે. તેમનામાં સંગીતનું માધુર્ય એવું અજબ ભક્તિમય જીવનનો હતું, કે કેટલાક તો તેની લાલચે પણ તેમની પાસે ખેંચાઇને આવતા, અને કવિ પણ તેમને સંગીતદ્વારા ભક્તિરસનું પાન કરાવવા ચૂકતા નહિ.

આ રીતે કવિના ભક્તિમય જીવનનો ઉત્તરોત્તર વિકાસ થતો ગયો. જેમ જેમ આ વિકાસ આગળ વધતો ગયો તેમ તેમ તેમના હૃદયમાંથી ભક્તિના અનેક ભાવો જાગૃત થતા અને તે સર્વે જૂદા જૂદા કાવ્યો રૂપે પ્રકટ થતા.

કવિના શિષ્ય મંડળમાં હવે વધારો થવા લાગ્યો. જોષી રણછોડભાઈ તથા જોષી ગિરિજાશંકર તેમના પટ્ટ શિષ્યો હતા. આ ઉપરાંત બીજા ઘણાઓ હતા. તેમાંના ઘણાખરા કવિની સંગીતની મીજલસો તથા કીર્તનમંડળીમાં હમેશા હાજર રહેતા હતા. આ શિષ્યો જૂદી જૂદી જ્ઞાતિઓના હતા. અમીન ઘેલાભાઇ દુર્લભદાસ તેમના લહિઆ તરીકે કામ કરતા હતા. કવિના તમામ કાવ્યો તથા ગ્રંથો આ ગૃહસ્થ શુદ્ધ અક્ષરે કાળજી પૂર્વક ઉતારી લેતા. કવિની વાનીને તે અષ્ટસિદ્ધિ અને નવનિધિરૂપ માનતા. તેમની પાસે કવિની કવિતાનો ઘણો સંગ્રહ હતો. પોતાના દેહાન્ત સમયે પોતાના પુત્રો તથા ગુમાસ્તાને એ પોતાની મિલ્કત તરીકે વારસામાં મૂકીને ગયા છે. કવિ પોતાના તમામ શિષ્યોને પ્રેમથી પુત્રની માફક ગણીને વર્તતા. તે બધાઓની સાથે લૌકિક સંબંધ નહોતો. કોઇપણ લૌકિક વિષયની મિથ્યા વાતો કરવામાં તેઓ સમય ગાળતા નહિ. પણ જે સમય મળતો તેને પ્રભુના ગુણગાન કરવામાંજ પસાર કરવામાં તેમના જીવનનું અહોભાગ્ય માનતા હતા. આમ છતાં કવિ વ્યવહારને પણ જાળવતા, તેમની જ્ઞાતિના કાર્યોમાં પણ ભાગ લેતા. જ્ઞાતિના માણસોનો તેમના ઉપર ઘણો ભાવ હતો, તે એટલે સુધી કે જો જ્ઞાતિમાં કંઇપણ તકરાર પડી હોય અગર કોઇપણ ન્યાય ચૂકવવાનો હોય તો કવિજ તેનો નિર્ણય આપતા અને તેનાથી બધાઓને સંતોષ થતો. કવિની વાણીમાં એટલી બધી મધુરતા હતી, અને પ્રભુ માટે તેમની પ્રેમભક્તિ એવી ઉંચા પ્રકારની હતી, કે વૈષ્ણવો તેમને ગોપિકાનો અવતારજ ગણતા અને હજી પણ ગણે છે.

**શિષ્યો અને તેમના તરફ પ્રેમ તથા વ્યવહારકુશળતા.**

ભક્તો નિરભિમાનીજ હોય છે. જો અભિમાન ગળી ગયો ન હોય તો ત્યાં સુધી ભક્તિ અધૂરી છે. શ્રીમદ્વલ્લભાચાર્યજીએ દૈન્યનેજ પ્રભુને સંતોષવાનું પરમ સાધન માન્યું છે. નિરભિમાનિતાજ પ્રભુના ધામમાં જવાને સોપાન છે. ભક્ત કવિ દયારામભાઇમાં દૈન્યભાવ સારી રીતે ખીલ્યો હતો. એટલે બીજાની સાથે વ્યવહારમાં બોલતી વખતે પણ દીનતાથીજ બોલવું એવો એમનો ઉદ્દેશ હતો. જો કવિ પોતે પોતાના ઘરના ઓટલે બેઠા હોય અને બહારથી કોઇ માણસ આવે અને તેને ‘કોણ છે?’ પૂછતાં તે ‘હું’ એવો જવાબ આપે તો કવિ તુર્તજ તેને કહેતા કે ‘ભાઇ હજી પણ તમારૂં હું ગયું નથી. આવવું હોય તો તમારા એ ‘હું’ ને દૂર મૂકીને આવવું.’

**નિરભિમાનિતા.**

એમનામાં જેમ નિરભિમાનિતા હતી, તેવી ઉદારતા પણ હતી. એક વખત વડોદરાના વૈષ્ણવો સમક્ષ પોતે હરિકીર્તન કરતા હતા તે વખતે એમના શિષ્ય ગિરિજાશંકર જોષીથી નરઘા વગાડવામાં કંઇક ચૂક થઇ ગઇ. તેથી ત્યાં હાજર રહેલા એક બાવાએ તેમની જાહેરમાં ભૂલ કાઢી. આથી દયારામભાઇએ તે બાવાને કહ્યું કે ‘ભૂલ તો બધાથી થઇ જાય.’ ત્યારે બાવાએ કહ્યું કે ‘જે ઉસ્તાદ હોય તેનાથી ભૂલ થવી ન જોઇએ.’ આમ કહીએ રણછોડ જોષી તરફ ટાણો માર્યો. આથી દયારામભાઇએ તે બાવાને કહ્યું, ‘વારુ, ત્યારે તમે નરઘા લો, અને હું ગાઉં, અને હું જોઉં કે તમારી ઉસ્તાદી કેવી છે?’ પેલા બાવાએ ચેલેન્જ સ્વીકારી લીધી, અને પછી એ બન્ને કળાકારો કવિ અને બાવાનો રસિક જબરો જંગ થયો. કવિએ બાવાને થકવવાને નવા નવા રાગ અને રાગણીઓ પસંદ કરેલા, પણ બાવો એવો ચતુર અને ઉસ્તાદ કે તે કવિથી ગાંજ્યો જાય એવો નહોતો. આમ કરતાં લગભગ સૂર્યોદય થવાનો સમય આવ્યો, ત્યાં સુધી બન્નેની સ્પર્ધા ઘણી તીવ્ર બની. કવિએ હવે વિચાર્યું કે બાવાની ઉસ્તાદીમાં કંઇપણ ભૂલ કાઢવી જોઇએ, એટલે કવિએ

**ઉદારતા.**

એક 'નવો અટપટો ગુચવણ' ભરેલો તોલ શોધી કાઢ્યો અને પછી ગાવાનું શરૂ કર્યું. આ સમયે બાવાએ નરવાં 'ધીધા 'અને હાથ ચલાવવામાં આંડ્યો પણ તાલની ચોકીદારીથી ભૂલ થાપ કરી દીધી. એટલે શ્રોતાઓએ ' કવિ જીત્યા ' એવો હર્ષનાદ કર્યો પણ કવિએ આ પ્રસંગે ઉદારતા દર્શાવીને બાવાને કહ્યું કે તમે ખરેખર ઉસ્તાદ છો. કારણ કે તમે મને પણ થકવી નાખ્યો! કોઇપણ માણસના ચિત્તને અલ્પ પણ દુઃખ ન થાય તેવી રીતે તેઓ મનથી, વાણીથી અને કર્મથી વર્તતા.

જેમ કવિ ઉદાર હતા તેમ તેઓ આડંબરને ધિક્કારતા હતા. કોઈ પણ ખોટા ઢોંગ કરે તો તેની તરફ તેમને ઘણી ચીડ હતી. વળી શુષ્કપાણ્ડિત્ય તરફ પણ તેમને અણગમો હતો. પાણ્ડિત્ય હોય પણ ભક્તિથી હૃદય આર્દ્ર બન્યું ન હોય તો તેવા પાણ્ડિત્યની કંઇપણ કિંમત નથી એમ તે કહેતા. આટલા માટે 'શું જાણે વ્યાકરણી, વસ્તુને શું જાણે વ્યાકરણી' એ કાવ્યમા શુષ્ક પણ્ડિતોને તેમણે ઉધડા લીધા હતા. બરણીના મુખ સુધી ઘી ભરેલું હોય પણ તેથી તે બરણી તેનો સ્વાદ લઇ શકતી નથી, તેમ શુષ્ક પાણ્ડિત્યવાળા પણ્ડિતો પણ તેમના જ્ઞાનનો સ્વાદ લેઇ શકતા નથી. જ્ઞાનનો વિનિયોગ પ્રભુને જાણવામા અગર ભજવામાજ કરવો જોઇએ. તેને પોતાના ઉદરનિર્વાહના સાધન તરીકે અગર વાદવિવાદનું સાધન ન બનાવવું જોઇએ આથી જે પુરાણીઓ ભાગવત ઉપર પોતાની આજીવિકા ચલાવતા હતા, તેમને ઉદ્દેશીને નીચે પ્રમાણે તેમણે કહ્યું હતું:—

'ભાગવત ભણીને શું કીધું ઓ ભાઇરે, તે ભાગવત ભણીને શું કીધું?
મારે જંતુ અહિ અલિ અજવાળે તેમ તે ઉદર પોખી લીધું રે!

આવીજ રીતે એક વખતે અવિધા પારડીના શાસ્ત્રી નામે જેશંકર ડભોઇમા કવિ પાસે આવ્યાં હતા. તેમને સંસ્કૃત વિદ્યાનો ઘણો ગર્વ હતો. તેથી કવિને તેમણે કહ્યું 'કવિ, તમે ગુજરાતીમા કવિતા કરો છો તેમા શું! તમારી વિદ્વત્તાની કસોટી તો તમારી કવિતા તમે સંસ્કૃતમા લખો તોજ થઈ શકે. વિદ્વાનો આગળ ગુજરાતી ભાષામા લખાયલી કવિતાની કંઇપણ કિંમત નથી ' આ પ્રમાણે ગર્વભરેલાં વચનો સાભળીને કવિએ તેમને નીચેના પદ દ્વારા કેટલાક પ્રશ્નો પૂછ્યાઃ—

કરો મારા પ્રશ્નનો ઉત્તર જ્ઞાની! પૂછું પંડિત બુદ્ધયભિમાની
હરિએ કરી નથી એક શી વસ્તુ શ્રીહરિ શું નવ જાણે?
હરિના ઘરમાં શું નથી? શું ના નીપજે વિશ્વને રાણે?
શ્રીહરિનામ કોને નવ તારે? ધર્મ પાપ થાય કોહોને!

આ પ્રમાણે આ ઉપરાત બીજા પણ અનેક પ્રશ્નો આ પદદ્વારા તેમને પૂછ્યા અને તેનો ઉત્તર માગ્યો પણ વિદ્વાન ગણાતા સંસ્કૃતજ્ઞ આ શાસ્ત્રી ઉત્તર આપી શક્યા નહિ. પછી તેમનો ગર્વ ઉતરી જતા કવિએ જાતે તેના ઉત્તરો સંભળાવ્યા. આવી રીતે કેટલાક વેદપાઠી તૈલંગી દ્રાવિડ બ્રાહ્મણો પણ તેમની પાસે આવીને તેમના પાણ્ડિત્યનું પ્રદર્શન કરાવવા વેદના મંત્રો બોલી જતા. પણ કવિ તેમને તેના અર્થ સમજાવવા પૂછતા હતા; પણ તેઓ જવાબમા કહેતા કે તેમણે માત્ર ઉદર પોષણ અર્થે મંત્રો મોઢે કર્યા છે. આ સાભળીને કવિને ખરેખર ગ્લાનિ થતી તેથી કવિ તેમને વિનયયુક્ત ભાષામાં શીખામણ આપીને કહેતા કે વેદના અર્થ સમજ્યા વગર કેવળ મોઢે કરવાથી વેદભગવાનનું સ્વરૂપ સમજાતું નથી. માટે તેના અર્થ સમજવા જોઇએ

**વિવેક.**

કવિમાં વિવેક મોટો ગુણ હતો. તેમનામાં વિવેકને લીધે તમામનાં હૃદયોને તે આકર્ષતા હતા. વિવેકને પોતે દશમો નિધિ માનતા. નવનિધિની સમૃદ્ધિવાળા માણસ પાસે જો વિવેક ન હોય તો તેની 'નિધિ' તેને શોભા આપતી નથી. અને ભક્તોના હૃદયો કોમળ હોય છે. જો કે ક્વચિત તેઓ વજ્ર કરતાં પણ કઠોર હોય છે, છતાં કુસુમ કરતાં એ ઘણાં કોમળ તે હોય છે. ભક્તોનાં એ હૃદયને કોણ સમજી શકે ? તેમાં દયારામભાઇનું હૃદય કોઇ વખત પણ વજ્ર કરતાં વધારે કઠોર થયુંજ નથી. તેમણે કુસુમની કોમળતાને પણ ભૂલાવી દીધી છે. તેમની એ કોમળતાની સુવાસ સર્વત્ર પ્રસરી હતી. આ કોમળતાની સાથે કરુણાવૃત્તિ તેમનામાં સહજ હતી. સર્વ પ્રાણીઓ તરફ દયા ભાવ દેખાડવો તે તેમનામાં કુદરતી સ્વભાવ હતો, આ કરુણાળુ વૃત્તિનો વિષય ફક્ત મનુષ્યજ નહિ પણ હલકાં પ્રાણીઓ તરફ પણ હતો. એક વખતે દયારામના એક પડોશીને ત્યાં હાલોલ કાલોલના રહિશ ઝારોળા બ્રાહ્મણ ભટ્ટ આરતરામ તડકો ખાવાને બહાર ઓટલા ઉપર બેઠા હતા. એટલામાં એક કૂતરૂ ત્યાં આગળ તડકામાં આવીને બેઠું. આથી આરતરામે લાકડીથી મારી તે કૂતરાને ત્યાંથી કાઢી મુકયું. દયારામભાઇએ ઘરમાં રહ્યા રહ્યા આ બધું જોયું, અને તેમની કરુણાળુ વૃત્તિએ તેમની પાસે પેલા ભાઇને ઉદ્દેશીને નીચેના શબ્દો કઢાવ્યા.

' અરે ભાઇ તમને શરમ નથી આવતી કે આ મૂંગા પ્રાણીને આવી નિર્દયતાથી મારો છો ! જેવો તમારામાં આત્મા છે તેવો તેમનામાં પણ છે. જેવો તમારે જીવવાનો હક્ક છે તેવો તેને પણ છે. તમને ટાઢ તડકો લાગે છે તેમ તેને પણ લાગે છે. તો શા માટે તે કૂતરાને તમારે મારવું જોઇએ ? દરેક પ્રાણી ઉપર આપણે દયા રાખવી જોઇએ. તેથીજ પ્રભુ આપણા ઉપર રાજી રહે છે. આ પ્રમાણે કવિના શબ્દો સાંભળીને તેનું હૃદય ગળ્યું. તેથી તે ગળગળો થઇ ગયો અને કવિના અક્ષરો માથે ચઢાવી લીધા.

**નિઃસ્વાર્થતા.**

ઉપર દર્શાવેલા કવિના ગુણો ઉપરાંત, નિઃસ્વાર્થતા તે પણ તેમનો એક ગુણ હતો. પોતાના ઉદરનિર્વાહની ચિન્તા ભગવાનનેજ સોંપેલી હતી, તેથી તે કોઈ પણ વ્યક્તિની ખુશામત કરતા નહિ. માત્ર પ્રભુનાજ ગુણ ગાવા એજ તેમના જીવનનું ધ્યેય હતું. એક વખત સંવત ૧૮૭૪ માં વડોદરાના ગાયકવાડ સરકાર શ્રીમંત ફત્તેહસિંહરાવ ડભોઇની હીરા ભાગોળે ઉતર્યા હતા. તેમને ત્યાં ખબર પડી કે તે ગામમાં દયારામ કરીને એક ભક્ત છે અને તે પોતે બનાવીને સારાં ભજનો ગાય છે, તેથી કવિને પોતાના ઉતારા ઉપર બોલાવ્યા અને કવિને કંઇક ભજનો સંભળાવવાને કહ્યું. આથી કવિએ કેટલાંક સારાં સારાં ભજનો ગુજરાતીમાં નવાં જોડીને ત્યાં ગાયાં. આ બેઠકમાં ગાયકવાડ સરકારના મોટા મોટા સરદારો અને ડભોઇના પ્રતિષ્ઠિત શાસ્ત્રીઓ તથા અન્ય ગૃહસ્થો પણ હતા. ફત્તેહસિંહરાવે પછી મરાઠીમાં કેટલાંક પદો તેમની પાસેથી સાંભળવાને સૂચવ્યું, આ ઉપરથી કવિએ તાત્કાલિક ' પહાવે ભાગ્ય નરસિંહ મેહતાચે ' એ લાવણી અને ' વૃષભાનુસુતા રાધિકા રહિત 'બાધિકા ' એ કાવ્ય મરાઠીમાં ગાયાં. તેમજ ' શ્રી રામ કૃષ્ણ ગોવિંદ ' એ પ્રબંધ ઉત્તમ રીતે ગાંઇ સંભળાવીને સમસ્ત મંડળીને ભક્તિરસમાં લીન કરી દીધી. ફત્તેહસિંહરાવ વડોદરે જયા પહોંચ્યા તેમણે પોતાના મોટા ભાઇ સયાજીરાવ મહારાજ આગળ કવિ વિષે ઘણા વખાણ કર્યાં હતાં. તેથી તે સંવત્ ૧૮૭૭ માં ડભોઇ જ્યારે ગયા ત્યારે કવિની મુલાકાત લીધી અને તેમની પાસે કેટલાંક પદો સાંભળ્યાં. છેવટે સયાજીરાવે અત્યંત પ્રસન્ન થઇને કવિને વડોદરે બોલાવી રાજ્યાશ્રય આપવાનું કહ્યું. પણ કવિ નિઃસ્પૃહી હતા અને શ્રીકૃષ્ણ સિવાય કોઇની પરવા કરનાર નહિ હોવાથી તેમણે કશી વાતની દરકાર કરેલી નહિ.

કવિએ પ્રભુ સિવાય બીજા કશાની કવિતાજ કરી નથી. દ્રવ્યની લાલચે પણ કોઈ રાજા મહારાજાનો કે ધનિકનો આશ્રય કદી તેમણે શોધ્યો નથી. કવિના ઇષ્ટ મિત્રોમા ભરૂચવાળા ચિમનલાલ હતા. તે કવિના સુખ દુઃખમા ભાગ લેતા હતા, અને કવિની તેમના તરફ પ્રીતિ સારી હતી. કવિએ તેમને ઉદ્દેશીને કહેલું કે 'ચીમનલાલભાઈ, શું કરૂં ? શ્રીકૃષ્ણ સિવાય બીજાની કવિતા નહિ કરવાનો મેં ટેક લીધો છે, નહિ તો જરૂર હું તમને મારી કવિતામા અમર કરત. આ ટેકને લીધેજ તેમણે વડોદરાના કરોડાધિપતિ ગોપાળરાવ મ્હેરાળ નામના દક્ષિણીની તેમને ઘેર જઇને ભજન સંભળાવવાની માગણીનો કવિએ અનાદર કર્યો હતો. જેમ તુલસીદાસજીનો રામચંદ્રજી માટે ટેક હતો તેવોજ દયારામભાઇનો શ્રીકૃષ્ણ માટે હતો.

આ સ્થળે કવિના રતનબાઇ સાથેના પ્રસંગની થોડી ચર્ચા આપણે કરીશું. એ વિષે કેટલાક

**રતનબાઈવાળો પ્રસંગ.**

સાક્ષરોએ અત્યાર સુધી ઘણુ લખેલું છે. પણ તેઓએ જે કંઈ લખ્યું છે તેમાં પૂરતા પુરાવા તેઓ આપી શક્યા નથી. માત્ર અમુક કલ્પેલી સંદિગ્ધ બાબતોના આધારે તેઓએ કેટલાંક અનુમાનો દોડાવ્યાં છે. પણ હવે પુરેપુરી નિષ્પક્ષપાત તપાસના પરિણામે સ્પષ્ટ થઇ ગયેલી હોવાથી, અહિંઆં અમે તેને ચર્ચાનો વિષય બનાવવા માગતા નથી. આ બાઇ મારાગન સોનીની જ્ઞાતિની હતી. કવિ અને તેનો પરિચય થયેલો તે પહેલા તે બાઇ વિધવા હતી. તેના પતિનું નામ રઘુનાથ ગોવિંદરામ હતું. પતિના મરણ પછી તેના ભત્રિજા અને દિયર તેની સંભાળ રાખતા. આપણે ઉપર જોયું છે કે કવિએ યાત્રાઓ પુરી કર્યા પછી તેમણે મર્જાદ લીધી હતી. વૈષ્ણવોમાં જેઓને મર્જાદ છે તેમને ઠાકોર સેવા એટલી બધી ઝીણવટથી કરવાની હોય છે કે તેઓ જાતે તે કામ કરી શકે નહિ. તેથી તેમને બીજાની મદદ લેવી પડે છે. મુખ્યત્વે તેમાં કેટલીક સેવામાં સામગ્રી સુધારવી, શ્રીઠાકોરજી માટે ભોગ તૈયાર કરવો, જલ લાવવું. ફુલની માળા કરવી વગેરેમાં સ્ત્રીઓની ખાસ જરૂર પડે છે. જે મર્જાદીના ઘરમા પોતાની સ્ત્રી અગર મા કે બ્હેન ન હોય તો બીજી સ્ત્રીઓની મદદ તેને લેવીજ પડે છે. કવિએ પોતાની ૫૫ વર્ષની ઉમર સુધી સેવા પોતાની મેળે રતનબાઈની મદદ સિવાય કરેલી. પણ જ્યારે વૃદ્ધાવસ્થામાં તેઓ પ્રવેશ કરવા લાગ્યા ત્યારે તેમને બીજાની મદદની જરૂર પડવા લાગી. આ વખતે આ બાઈ દયારામભાઇની ભજન મંડળીમાં તેમના બીજાં સગાં તથા જ્ઞાતિનાં માણસો સાથે આવતા અને તેમનું મન સંસારમાંથી ઉઠી ગયું હતું; અને ભક્તિ તથા સેવામાં પરોવાયું હતું. દયારામભાઇની વૃદ્ધાવસ્થામાં સેવામાં તેમને પરિશ્રમ પડતો જોઇને તેઓ તેમની સેવાનું કામ સંભાળવા લાગ્યાં. આ વખતે તેમની વય ૪૫ વર્ષની હતી. *આટલી ઉમરે તે બન્નેમાં ખોટો સંબન્ધ હોવો અશક્ય છે. વળી કવિના ચારિત્ર્યની છાપ એટલી બધી તે ગામમાં પડેલી હતી, કે આ બાઇ સાથેના પરિચય વિષે દયારામભાઇની જ્ઞાતિના કોઇ પણ માણસો, તેમજ રતનબાઇની જ્ઞાતિનાં કોઇ પણ માણસો તથા તેમનાં સગા, તેમજ કોઈ વૈષ્ણવે, તેમાંથી બન્નેના વિષે ઉન્હી વરાળ સરખી પણ કાઢી નહોતી. બન્નેનું જીવન પવિત્ર હતું અને ફક્ત પ્રભુની સેવા કરવા પુરતોજ તેમનો સંબન્ધ હતો. આ બાબતને સુધારકોએ ખોટા સ્વરૂપમાં રજુ કરીને કવિને ઘણોજ અન્યાય કર્યો છે. આ અન્યાય કરવામાં જાણે કે અજાણે બીજા સારા સારા સાક્ષરો પણ ગતાનુગતિક રીતે ભળેલા છે. પણ હવે કવિના જીવનચરિત્ર તપાસવાની અનેક સામગ્રી હાથ લાગતી જાય છે અને જેમ જેમ તે સામગ્રીને આપણે નિષ્પક્ષપાતપણે તપાસીએ છીએ તેમ તેમ આપણી ખાત્રી

---

* જુઓ સદ્‌ગત મૂળચંદ્ર તુલસીદાસનો મત, 'ભક્ત કવિશ્રી દયારામભાઇનું જીવનચરિત્ર પૃ. ૬-૧.

થાય છે કે કવિના પવિત્ર જીવન ઉપર શાહી ઢોળવાનો પ્રયત્ન કરનારાઓએ ખરેખર અક્ષમ્ય અપરાધ કર્યો છે.

**અંતિમ સમય.**

કવિના અંતિમ દિવસો જેમ જેમ આવતા ગયા તેમ તેમ તે વિષેનું વધારે વધારે જ્ઞાન તેમને થતું ગયું. આથી પ્હેલેથી બધી તૈયારી તેમણે કરી રાખી હતી સંવત ૧૮૯૮ ના માગશર માસમાં મંદવાડમાં સપડાયા. આ વખતથી તેઓ ચેતી ગયા. આથી તેમણે પોતાની મિલકત શ્રીઠાકોરજીની સેવા વગેરે બાબતનું મૃત્યુપત્ર તૈયાર કરી રાખ્યું હતું. પોતાના દેહનો ભરોસો તેમને રહ્યો નથી, તેથી તેમણે પોતાની જીવિત ક્રિયા પણ કરી. આમાં ગામેગામના વૈષ્ણવો તથા હરિજનોને તેમણે નિમંત્ર્યા હતા. મંદવાડ સમયે તેમના શિષ્યોએ તેમની સારવાર સારી રીતે કરી હતી. ઘેલાભાઈ અને વસંતરામે ઔષધોપચાર માટે વૈદને બોલાવ્યો ત્યારે તેમણે વૈદને કહ્યું 'હું નથી માનતો કે ઔષધોપચાર મરણભયને ટાળશે. મૃત્યુમાંથી બચવાનું ખરૂં ઔષધ ભજન છે. માટે વૈદરાજ મારી પાસે ભજન કરવાને બેસો. કવિને અંત સમયે બીજી કશાની તેમને ચિન્તા ન હતી. માત્ર તેમની કવિતાની ચિન્તા થતી હતી મારી કવિતાનું શું થશે? એ વિચારજ તેમના ચિત્ત આગળ મુખ્ય હતો. પણ તેમના શિષ્ય વસંતરામે કવિને જણાવ્યું કે 'આપ તે માટે ચિન્તા ન કરો અમારામાં જ્યાં સુધી પ્રાણ રહેશે. ત્યાં સુધી અમે આપની કવિતાના ગ્રંથોને સાચવી રાખીશું'! આમ છતાં કવિ પોતાની કવિતાનોજ વિચાર કરતા. તેમના શિષ્ય રણછોડે તેમની પાસેથી એમનું સ્મારક રાખવાને પાદુકાની માગણી કરેલી પણ કવિએ તેની ચોકખી ના પાડી. તેના બદલામાં પોતાની કવિનાના ગ્રંથોજ તેમને બક્ષિસ કર્યાં અને તેમને એ કવિતા પણ પછી ગાવાનું કહ્યું જ્યારે છેવટની ઘડીઓ આવી ત્યારે તો કવિના શિષ્યો તેમની પાસે રાતદિવસ બેસી રહેતા અને કવિના ભજનો ગાતા. કવિશ્રીથી બની શક્યું ત્યાં સુધી પોતે જાતેજ ભજનો ગાય અને બીજાઓ ઝીલતા, આ સમયે ખાસ કરીને શરણ પડયો છું રે શ્રી હરિ 'દર્શનઘોની દાસને' 'મારે અંત સમય અલબેલા મુજને મુકશો મા' વગેરે પદો ગાયા. છેવટે જ્યારે પોતાનાથી ન ગાઈ શકાયું ત્યારે રણછોડ જોષીને ભજન ગાવાનું કહ્યું. રણછોડ જોષી ગાતા અને વસંતરામ તંબુરો બજાવતા. આખરે સંવત ૧૯૦૮ ના માઘ વદ ૫ ને સોમવારે કવિએ ગોલોકવાસ કર્યો. છેવટે તેમની ઈચ્છા પ્રમાણે અંત્યેષ્ટિ સંસ્કાર પણ કરવામાં આવ્યા. તેમની સ્મશાનયાત્રામાં ભક્તોનો મહાન્ સમુદાય એકઠો થયો હતો. ડભોઇના મનાપુર ચકલાથી નાંદોદી ભાગોળ સુધી લોકની ઠઠ જામી હતી અને કવિના પ્રિય પદોજ લલકારતા લલકારતા શબ લેઇ જવામાં આવ્યું હતું. ચાંદોદના લોક પણ આ મહાપુરુષને છેલ્લી વિદાયગીરી આપવાને એકઠા થયા હતા. આ રીતે કવિશ્રીના સ્થૂળ દેહની સમાપ્તિ થાય છે.

**સાહિત્યપ્રવૃત્તિ અને ઉપસંહાર**

તેમની સાહિત્યપ્રવૃત્તિ ઘણીજ છે. અત્યાર સુધી જે કંઈ તેમનું સાહિત્ય બહાર પડયું છે તે અપ્રસિદ્ધની સરખામણીએ થોડું છે. તેમના ન્હાના મોટા કેટલાક કાવ્યો નારણદાસ પરમાનંદદાસ ડભોઇવાળાએ દયારામકાવ્યમણિમાળાના પાંચ પુસ્તકો દ્વારા બહાર પાડયા છે. કવિ નર્મદાશંકરે દયારામકાવ્ય સંગ્રહ પ્રસિદ્ધ કર્યો છે, તેમ દયારામકાવ્યસુધામાં તથા રા. કાટાવાળાએ પ્રાચીન કાવ્યમાળામાં પણ કેટલીક કવિતાઓ બહાર પડી છે. આ બધા સંગ્રહમાં મુખ્યત્વે નીચેના ગ્રંથો તરફથી બહાર પડયા છે—'રસિકવલ્લભ' 'રસિક રંજન' પુરુષોત્તમપંચાંગ, ઢંદદીપિકા, સતસૈયા ભગવદ્‌ગીતામાહાત્મ્ય ચિન્તાચૂર્ણિકા, ભક્તિપોષણ, પુષ્ટિપથરહસ્ય, મનોમતિસંવાદ, બ્રાહ્મણ

ભક્તિસંવાદ, પ્રબોધબાવની, પ્રેમરસગીતા, રુક્મિણીવિવાહ, મીરાચરિત્ર, નાગ્નજીતીઆખ્યાન, રૂપલીલા, હરિભક્તિચંદ્રિકા, અજામિલાખ્યાન, ઋતુવર્ણન, વગેરે આ ઉપરાત તેમણે અનેક શૃંગાર રસ તથા વૈરાગ્ય તેમજ નીતિ વિષે કયાઓ તથા ગરબીઓ રચી છે. આ કવિતા ગુજરાતી ઉપરાત વ્રજભાષા, મારવાડી, મરાઠી, પંજાબી એમ જુદી જુદી ભાષામા રચી છે. આથી કવિની સાક્ષરતાની પણ પ્રતીતિ આપણને થયા વગર રહેશે નહિ અહિંઆ કવિના સાક્ષરજીવનની સમીક્ષા કરવાનો પ્રસંગ નહિ હોવાથી આપણે તે વિષયને પડતો મૂકીને આટલા જીવનવૃત્તાન્તથીજ સંતોષ મેળવીશુ.

[ ભાદ્રપદ માસમા વામનદ્વાદશીના રોજ કવિશ્રીનું આકસ્ય થયુ છે, તેથી એજ માસમા કવિશ્રીનું પુણ્ય ચરિત્ર હૃદયમા રમી રહે એ હેતુથી આ લેખ આ અંકમા પૂર્ણ કર્યો છે. તંત્રી. ]

## अजन्मा श्रीकृष्ण.

( લખનારઃ—કવિ ભાઈશંકર વિદ્યારામ પંડિત. )

હિંદુસ્તાનમા જૈનધર્માચાર્ય હેમચંદ્રના સમય પછી અયોનિજ શ્રીકૃષ્ણને યોનિજ અને અને રાજ્યકર્તા તરીકે લેખવાની અકારણ કોશિશ ચાલુજ રહી છે. જેના પ્રતાપે ભાગવતમાથીજ કોઇક પ્રસગ પ્રાપ્ત કરી તે વડે ઉપરની માન્યતાને સિદ્ધ કરવાનુ કેટલાએકો આદરી બેઠા છે તે પૈકીમાના એક જણનુ એમ માનવુ છે કે-ભાગવતના પહેલા અધ્યાયના ચોત્રીસમા શ્લોકમા અને સાઠમા અધ્યાયના અઠાવીસમા શ્લોકમા દશમસ્કંધ વિષે શ્રીકૃષ્ણનું દેવકીજીના ગર્ભમા આવવુ અને પછી જન્મવુ એ બે વાતો સ્પષ્ટ વર્ણવેલી છે. વળી શ્રીકૃષ્ણનું પુત્ર પૌત્રાદિકોનું થવુ અને તેમના માનવદેહે અલૌકિક અનેક ઘટનાઓ સુજાય તેની અચ્છી રીતે નોંધ વર્ણવાઇ છે એટલું જ નહીં પણ તે ઉપરાંત જન્મસમયે તેમનું ચતુર્ભુજરૂપ ધારણ કરવુ ને ગર્ભદ્વારા બ્હાર પડવુ અભિલક્ષિત થાય છે. તે ઉપરથી સચોટ માનવાને કારણ મળે છે કે તેઓ ભલે સર્વોત્કૃષ્ટ મહત્તાધારી હોય પણ તે યોનિજ હતા અને તેથી મનુષ્ય હતા એ વાત નિર્વિવાદ છે. આમ માનનારાઓને આપણે ક્રોધિત દૃષ્ટિએ નહીં પણ શાન્ત પ્રકૃતિથી સમજાવી શકીએ વાત એ છે કે-હિંદુધર્મશાસ્ત્રની દૃષ્ટિએ શ્રીકૃષ્ણને પરમાત્મા લેખવામા આવે છે અને તેથી કરીને તેમની ગણના યોનિજોમા હોઇ શકે નહીં. વૈશેષિક અને સાખ્ય શાસ્ત્રમા યોનિજ અને અયોનિજ શબ્દો શરીરધારી જીવોને વાસ્તેજ વ્યવહૃત કરેલા છે તથાપિ લૌકિક વ્યવસ્થાનુસાર જો કૃષ્ણ અયોનિજ કહેવાય તો પણ કોઇ હાનિ નથી થતી, એમનું અયોનિજત્વ શ્રીમદ્ભાગવતથીજ સિદ્ધ થાય છે. ઉદાહરણ તરીકે જોશો તો જણાશે કે પહેલા અધ્યાયના ચોત્રીસમા શ્લોકમા આકાશવાણી થઇ એમ લખેલુ છે અને તેની સાથે ને સાથે એ પણ જણાવેલુ છે કે अस्यास्त्वामष्टमो गर्भो हंता या वहसेऽबुध ॥ એ એક નિમિત્તસૂચક વાર્તા કંસને સાવધાન કરવાને વાસ્તે હતી જેનો અર્થ છે કે દેવકીજીનો આઠમો હનનાદિ ગર્ભ તને મારવાવાળો થશે. એ લક્ષાર્થમા શંકાનો સભવ છે કે ગર્ભમા હનનાદિ ક્રિયાનું હોવુ ખપુષ્પવત્ અસંભવિત છે. અને એથી પણ ગર્ભદ્વારા કંસનું મારવું જવુ એ વધારે અસંભવિત છે. કેમકે ગર્ભ નામ જેનામા ગ્રહણ કરવાની શક્તિ હોય અથવા તો જે ગ્રહણોત્સર્જન ધર્મવાળો હોય. એક પર્યાયવાચક શબ્દ છે. અસ્તુ. દેવકીજીનો આઠમો ગર્ભ હોવાજ કંસની મૃત્યુસૂચના, હતી અને તેજ આકાશવાણી દ્વારા પ્રગટ કરાઇ તે ઉપરથી વિચાર્યુ રહેલું થઇ

થાય છે કે વસુદેવજીએ દેવકીને પોતાનો અનુભવ તથા ભાગવતદર્શનના સૌભાગ્યાદિની હકીકત કહી જે સાંભળીને તત્કાળ દેવકીને પણ હૃદયાન્તઃકરણમાં પરબ્રહ્મનાં દર્શનનું સૌભાગ્ય પ્રાપ્ત થયું અને એ સમાહિત ચિત્ત એ રૂપને મનથી ધારણ કરવા લાગી. આ અને આવાં અનેક પ્રસંગનાં વર્ણનોમાં કોઇ પણ જગ્યાએ શ્રીકૃષ્ણજન્મ સંબંધી રજવીર્યાદિનો પ્રસંગ અભિલક્ષિત નથી થતો, કિંતુ મન તથા મનસ્તઃ શબ્દ, એવી કુતર્કાન્વિત શંકાઓનું સમાધાન કરતી યોજનાઓમાં અગ્રે જોવાય છે.

કેટલાકો ઉપર વર્ણવાયલા અધ્યાયના વીસમા શ્લોકને આગળ કરીને આક્ષેપ કરે છે કે અન્તરા શબ્દ ગર્ભસૂચક છે. વિચાર કરતાં એ પણ ઠીક કહેવાતુ નથી લાગતું, કેમકે ત્યા પણ अजितान्तरां (अजितः अन्तरा कुक्षिमध्ये यस्यास्ताम्) પ્રથમ તો એ વચન કંસનું છે. જો તે ગર્ભ-સૂચક માન્યું હોય તો આશ્ચર્ય નથી પણ સ્પષ્ટાર્થ તો એ છે કે અજીત પરમેશ્વરને દેવકીજીની કૂખમાં જોઇને કંસરાયે ભયભીત બનીને પોતાના મૃત્યુનો નિશ્ચય કર્યો અથાત્ પ્રતિદિન દેવકીજીને નીહાળવાની અપેક્ષા જે દિવસે શ્રીકૃષ્ણ પરમાત્માનું દંપતીને દર્શન થયું તથા દેવકીજીના હૃદયમાં શ્રીકૃષ્ણ પ્રગટ થયા, તે દિવસે દેવકીજીને પરમ તેજસ્વી દેખીને કંસે વિચારસહિત નિશ્ચય કર્યો. આ હૃદયભીતરમાં નિર્ભયતાનો પ્રકાશ એટલો દુરાધર્ષ દીઠો કે જેને જોઇને કંસે નિશ્ચય કર્યો કે હું તો શું પણ કોઇએ આ ગર્ભને જીતી શકે નહીં. જરૂર મારા પ્રાણને હરનારો દિવ્ય, પરાક્રમી, દેવકીના ઉદરરૂપી ગુફામા સિંહન બેઠેલો લાગે છે અને એને હાથે જ મારી મૃત્યુ દુર્નિવાર છે. આ જબરા આકર્ષણથી કંસની આત્મિક લક્ષણા દિનપ્રતિદિન વધારે ને વધારે દેવકી ગર્ભમાં ઓતપ્રોત થતી ચાલી અને તે બેસતે-ઉઠતે, ઉંઘતે-જાગતે, ચાલતે-થોભતે પરમાત્માનાં દર્શનને પામવા લાગ્યો. આ ઉપરથી સિદ્ધ થાય છે કે આત્મજ્યોતિનો પ્રકાશ જે દેવકીજીના સર્વ શરીરમા હતો જે વિષે શ્રીકૃષ્ણ વિશ્વાત્મા વ્યાપી રહ્યા હતા, તે સર્વવ્યાપિ જવલંત બિંબ કંસને ચરાચરમય ભાસવા લાગ્યું.

શ્રીકૃષ્ણના જન્મપ્રસંગે પણ કહેવાયલું છે કે—आविरासीद्यथा। અર્થાત્ જે પ્રકારે પૂર્વ દિશામાં ચંદ્રમાનો ઉદય થાય છે અથવા પ્રગટતા નિપજે છે; એ પ્રકારે શ્રીકૃષ્ણ પરમાત્મા देवक्यां देवरूपिण्याम्। દેવકીજીના સમીપે (સામીપ્યાધારે) પ્રગટ થયા. અર્થાત્ પોતાના ઐશ્વર્ય-રૂપથી જ પ્રગટ થયા. પ્રાદુર્ભાવ પ્રગટ થવુ સ્થૂલદષ્ટિથી પણ અસંભવિત દેખાય છે. વળી જ્યારે એ રૂપને દેખીને દેવકીજી બોલ્યાં કે—उपसंहर विश्वात्मन्। હે વિશ્વાત્મા આપના આ અલૌકિક રૂપનો ઉપસંહાર કરો, અર્થાત્ જેમ કાચબો પોતાના અવયવોને સંકોચી લઇને નાનારૂપે બની જાય છે તેની પેઠે મારા તુલ્ય શરીરધારી બની મને પ્રાપ્ત થાઓ. ત્યારે શ્રીકૃષ્ણ, આ પ્રકારે મેં પૂર્વકાળમાં તમને એ રૂપ દેખાડયાં એમ કહીને बभूव प्राकृत शिशुः। પ્રાકૃત બાલશરીર ધારણ કરીને પોતાના અલૌકિકરૂપનો ઉપસંહાર કર્યો. શ્રીમદ્ભાગવત દશમસ્કંધ પૂર્વાર્ધના ત્રીજા અધ્યાયમા વસુદેવજી પોતેજ સ્તુતિ કરતા કહે છે કે:—અર્થાત્ દેવકીજીના જઠરમાં તમારૂં પ્રવેશવું નામમાત્ર અસતજ છે કેમકે તમોએ તો એ કેવળ અનુભવદ્વારા પ્રાપ્ત પોતાના આનંદસ્વરૂપનું સર્જન પોતાની ત્રિગુણાત્મિકા પ્રકૃતિ માયાથી જ કર્યું છે. દેવકીજીના જઠરમા પ્રવેશ ન કરતાં પણ પોતાની અલૌકિક લીલાનું અનુકરણ કરતાં પ્રવિષ્ટની સમાન તમારી ભાવના થાય છે. અથવા પ્રવિષ્ટની સમાન દષ્ટે પડે છે. જેમ પૂર્વમાં તમારી પ્રકૃતિદ્વારા સૃષ્ટિ રચના હતી, પછી તેમાં અપ્રવિષ્ટ હોવા છતાં પણ પ્રવિષ્ટની સમાન બનો છો. પૂર્વ અધ્યાયમા બ્રહ્મસ્તુતિમાં પણ

विमर्दे रूपाण्यवबोधः। આદિ શ્લોકોથી પણ જેમ પોતાની માયાના આશ્રયથી પોતાનું અલૌકિક રૂપ પ્રગટ કરવા આદિ અલૌકિક પરમાત્માની સાકારતા સિદ્ધ થાય છે એ વાત દેવકીવસુદેવની સ્તુતિથી પણ સિદ્ધ છે.

જો દેવકીજી ને વસુદેવના રજવીર્યથી શ્રીકૃષ્ણુનો જન્મ માન્યો જાય તો પ્રથમ તો દેવજીકીના ગર્ભમાં જીવની સમાન તેમનું અન્ય ગર્ભો પેઠે ઉંધે મસ્તકે ઝુલાવાની વાત તથા ગર્ભવાસને સારૂં પ્રાક્કર્મનું અનુસંધાન પણ માનવું જોઇએ આ નિત્યમુક્ત શુદ્ધ બુદ્ધ પરમેશ્વરને વાસ્તે પણ વિવિધ બાધના योगाद् दुःखमेव जन्मोत्पत्तिः। એ ગૌતમ ન્યાયસૂત્રને અનુસારે ગર્ભનાં દુઃખોનું અસ્તિત્વ માનવું પડે. એટલે પછી જીવ અને પરિબ્રહ્મમાં કશો પણ ભેદ ન રહ્યો; તથા ગર્ભથી જન્મના શરીરમા જે જે વિકારો દૃષ્ટે પડે છે તે પણ શરીર સાથે વળગ્યા રહેવા જોઇએ. પરંતુ શ્રીકૃષ્ણુ પરમાત્માના નિર્યાણને સમયે પણ એકાદશ સ્કંધના એકત્રીશમા અધ્યાયના છઠ્ઠા શ્લોકમા સ્પષ્ટ કહેવાઇ ગયું છે, શ્રીકૃષ્ણુ પરમાત્મા પોતાના શરીર સહિત સ્વધામમા ગયા. અર્થાત્ પોતાના શરીરને યોગાગ્નિથી પણ દગ્ધ ન કર્યું અને બ્રહ્માદિ દેવોને પણ તેમનું અંતર્ધ્યાન થવુ ન દેખાયું. જેનાં જન્મકર્મ આ પ્રમાણે અલૌકિક હોય તેનો જન્મ લૌકિક રીતે થવો કદાપિ પ્રમાણિત કહી શકાય નહીં. પરીક્ષિત રાજાને ભાગવતશ્રવણ વખતે આ પ્રકારની શંકા થયેલી તેથી શ્રીશુકદેવજીએ તેના નિવારણાર્થે ભાગવતના સ્કંધ-૧૧, અધ્યાય-૩૧ ના અગીયારમા અને બારમા શ્લોકમાં શ્રીકૃષ્ણુજીનો જન્મ નામ શરીર તથા કર્મ માયામય નરનાટયવત્ કહ્યા છે. એ પ્રકારે મત્સ્ય-કૂર્મ-વરાહ-નૃસિંહાદિ અવતારોને વાસ્તે પણ યોનિજ અયોનિજનો ઝઘડો ઉભો કરવો ભક્તોની સામે કદાપિ શોભાસ્પદ નથી થઈ શકતો. योनिज अयोनिज એ બન્ને શબ્દો જીવપર્યાયવાચી હોઇને બ્રહ્માથી લેઇને પિપીલકાદિ પર્યન્ત સૃષ્ટિક્રમાનુસાર સર્વત્ર વ્યવહારમા અને કહેવામાં મનાય છે પરંતુ પરબ્રહ્મના જન્મઆવિર્ભાવ વા પ્રાદુર્ભાવ એ પ્રકારે અનંત તથા અચિંત્ય શક્તિમાન્ પરમેશ્વરે સંસારને વાસ્તે નિયમ બાંધ્યા છે કિંતુ એ સ્વયં કોઇ નિયમમા બંધાયેલા નથી કારણુ કે તે સંસારચક્રથી પર છે. એ વાત એમણે પોતે જ न मे मोक्षो न बन्धनम्। કહીને જણાવી છે. ત્યારે શું તેનું દેવકીજીના પાંચભૌતિક ગર્ભાશયમા રહેવું તથા યોનિજ હોવું કોઈ સિદ્ધ કરી શકે તેમ છે?

સનાતન ધર્મ પક્ષમા સાકેતપુરમા ગોલોકાદિ અનેક સ્થાન પરબ્રહ્મના એકદેશી હોવામાં કહેવાઈ ગયેલા છે અને **ગોપાલતાપની તથા રામતાપની** આદિ ઉપનિષદ ગ્રંથોમાં તેનો મહિમા વર્ણવ્યો છે એ પ્રકારે સર્વાધ્યક્ષ સર્વાન્તર્યામી સર્વવ્યાપી પરમેશ્વરનું 'સૂર્યચંદ્રવત્' જો એકદેશી હોવું ગ્રહણ કર્યું છે તો તેથી શુ પરમાત્માનો સર્વેશ્વરત્વ સર્વવ્યાપકત્વ ધર્મ નથી રહી શકતો? શું સૂર્યચંદ્રાદિકોનો આધ્યાત્મિક સંબંધ તેના એકદેશી હોવા પર પણ નથી રહી શકતો? એ પ્રમાણે તેની સંગતિ શાસ્ત્રાનુકૂળ તેવી જ હોવી સંતોષ તથા આનંદજનક છે. આ વાત દરેક સનાતન સંપ્રદાયોમાં અસલથી જ કહેતા માનતા આવ્યા છે. इत्यलम्।

# ચર્ચાપત્ર.

શ્રીયુત તંત્રીશ્રી, નીચેના ખુલાસા આપના સુપ્રસિદ્ધ માસિકમાં કરશોજી.

(૧) અત્રે હરમોલમાં-વૈષ્ણવોનાં લગભગ ૧૦૦ ઉપરાંત ઘર છે. સાંપ્રદાયિક મંદિર પણ છે. વૈષ્ણવો સંપ્રદાયના દઢાગ્રહી છે. અન્યાશ્રયથી દૂર રહે છે. અહીં પ્રતિવર્ષ શ્રીમદ્ભાગવત સપ્તાહ માટે શા. ગોવિંદ વલ્લભ નામના ઉદેપુરના શાસ્ત્રી આવે છે. તેમણે અન્યાશ્રય બાબતમાં આ વર્ષે વૈષ્ણવોને ભ્રમમાં નાખી દીધા છે. શ્રીમહાપ્રભુજી, શ્રીગુસાંઈજી, શ્રીગોકુલનાથજી, શ્રીહરિરાયજી વગેરેએ અન્યાશ્રયને મહાબાધક રૂપ ગણેલ છે. પરંતુ અન્યાશ્રયનો અર્થ હાલ સમજાય છે. તેમ નહિ, પણ ભૂતપ્રેતાદિને જે દેવ માની પૂજન કરે તે અન્યાશ્રય કર્યો કહેવાય, બાકી દેવી દેવતા તો પ્રભુનાં અંગ છે. તેના મંદિરે જવાથી અથવા પૂજન અર્ચન કરવાથી અન્યાશ્રય થતો નથી. તેમ માનનારા પાખંડી છે. એમ સમજાવી અહીંથી ત્રણ માઇલ ઉપર મહાદેવનું સ્થાન છે. ત્યાં એકાદશીના દિવસે વૈષ્ણવોના ટેકને કોરાણે મુકાવી સાથે લેઇ ગયા હતા. આથી વૈષ્ણવો બહુજ ભ્રમમાં પડી ગયા છે. કારણ સાંપ્રદાયિક કહેવડાવતા શાસ્ત્રીનું કહેવું ખોટું હોયજ નહીં. જેઓ માનતા નહોતા તેમને આ બાબત પુરવાર કરી આપવાની તેમણે ચેલેંજ કરી છે કે, મેં કરેલો અર્થ ખરો છે. તો આ બાબતનો ખુલાસો પ્રસિદ્ધ થાય તો અહીંના વૈષ્ણવો આ નવા ભ્રમમાં નહી સપડાતા સત્ય માર્ગે ગમન કરે. (૨) હાલ બિરાજતા શ્રીમદ્ભાગવતને આ શાસ્ત્રી અધુરૂં કહે છે. કારણ અઢાર હજાર શ્લોક પૂરા થતા નથી અને તેમા શ્રીરાધિકાજીનું મુદ્દે વર્ણન નથી. તેથી ભાગવત અધુરૂં ગણે છે. બીજું જે દેવી ભાગવત છે. તેમા રાધિકાજીનું વર્ણન છે એમ કહે છે. તેથી તેમાં આ ભાગવત અધુરો ભાગનો તેમાં મળી આવે છે. માટે દેવી ભાગવત પણ ખરૂં છે. શું આ વાત ખરી છે? ઉપર લખેલા બન્ને બાબતના ખુલાસા આવતાં અંકમાં જરૂર કરી આભારી કરશોજી. લી. એક વૈષ્ણવ.

આ ચર્ચાપત્ર વાચીને અમને દુઃખ થાય છે. શાસ્ત્રી ગોવિંદવલ્લભજીને અમે ઓળખીએ છીએ. તેઓ એક વાચાલ કથા કરનારા છે. તેમની પાસેથી સંપ્રદાયના સિદ્ધાંતો જાણવાની આશા વધારે પડતી ગણાય. તેઓ મંત્રશાસ્ત્રી છે. તેથીજ જ્યોતિષ શાસ્ત્રદ્વારા ઘણા વહેમીઓને ગ્રહના જપો વગેરે તથા મલિન દેવોની પણ પૂજા કરવાનું કહે છે. જેમ બીજા બ્રાહ્મણો પોતાનો રોજગાર ચલાવવા માટે સિદ્ધાંતોને બાજુએ મૂકીને વર્તે તેમજ તેઓ વર્તે તો તેમાં આશ્ચર્ય નજ ગણાય. કારણ કે તેમને તો જનસમાજને રીઝવીને દ્રવ્ય પેદા કરવું છે. પણ વૈષ્ણવોએ તો દઢ જ રહેવાનું છે. આચાર્યશ્રીની તો આજ્ઞા છે કે, અન્યાશ્રયનો ગંધ પણ ગર્દન કપાવી નાંખનારો છે. આપણા પ્રભુમાં સર્વ દેવી દેવતા આવી જાય છે. તેથીજ આપણા પ્રભુનાં જ સેવનથી આપણી કૃતાર્થતા છે. આપણે દેવી દેવતાના દેવાલયમાં ઝાંખવાની પણ જરૂર ન જ હોય. આવા અન્યાશ્રયથી તો બચવું જ જોઇએ. વળી શ્રીમદ્ભાગવત વિષે જે ગપગોળો શાસ્ત્રીજીએ ચલાવ્યો છે તે પણ એ એક નપાગી ગપ છે. જો શાસ્ત્રીઓ સંપ્રદાયના ગ્રંથ ભણે તો આવી તોપ ન મારે. નવ લાખ શ્લોક લખનારા શ્રીપુરૂષોત્તમજી મહારાજે શ્રીભાગવતશંકાનિરાસવાદમાં જવાબ આપેલો આ ગ્રંથનો ગુજરાતી તરજુમો પણ છપાઇ ગયો છે. તંત્રી.

# सांप्रदायिक प्रवृत्ति.

**સાહિત્ય**—સંસ્કૃત સાહિત્યની પ્રવૃત્તિ ધમધોકાર ચાલે છે. શ્રીસુબોધિનીજીનું ઉત્તરાર્ધ સાત્વિક ફલ પ્રકરણ (અધ્યાય ૨૦ થી ૩૫ સુધી) મુદ્રિત થઈ ગયું છે. આ મુદ્રણમાં દ્રવ્ય સહાયતા શ્રીનાથદ્વારાધીશ્વર તરફથી અપાઈ છે. તેમજ સદ્‌ગત તેલીવાળાનું સ્નેહિમંડળ જ આ કાર્ય નિઃસ્વાર્થ ભાવે ધપાવે જાય છે ઉપરાંત શ્રીમદણુભાષ્ય અધ્યાય બીજો અને પાદ બીજો પ્રકાશ તથા રશ્મિ સાથે પ્રકટ થઈ ગયો છે શે૦ મૂળજી જેઠા સ્મારક ફંડમાંથી આ અદ્વિતીય મહાગ્રંથનું મુદ્રણ થાય છે, અને તેને માટે પણ શ્રીયુત ગિરજાલાલ સાકળીઆ, રા. હીરજીભાઈ, રા. જમનાદાસભાઈ આદિ સદ્‌ગત તેલીવાળાનું મિત્રમંડળ જ અનેકશઃ ધન્યવાદને પાત્ર છે. વળી સંખેડાના એક વૈષ્ણવ રા. મોહનભાઈએ પંચાધ્યાયી તથા સર્વ ગીતા અને ષોડશગ્રંથાદિનું એક ગ્રંથદ્વારા મુદ્રણ કરાવ્યું છે. આ ગ્રંથ યોગ્ય અધિકારીઓને વિનામૂલ્ય અપાય છે, તેને માટે ભગવદીય મોહનલાલજીને ધન્યવાદ ઘટે છે.

**નવસારીપ્રકરણ પર પ્રકાશ**—નવસારીના મંદિર વિષે તથા વૈષ્ણવો વિષે 'નફટાઈ' જેવા હલકટ શબ્દો ભા૦ દીનકિંકરે જે લેખમાં વાપરી નાખ્યા તે માટે ત્યાંના સદ્‌ગૃહસ્થો, કે જેઓ નિત્યલીલાસ્થ પ્રથમપીઠાધીશ્વર શ્રીબાપાશ્રીના અંતરંગ કૃપાપાત્ર છે તેમણે અમને ખુલાસો કર્યો છે વળી ભગવદીય મુખ્યાજી ભાઈલાલભાઈએ પણ ખુલાસો કર્યો છે તે આ છે—દીનકિંકરના ભોળપણનો ગેરલાભ કોઈ લડાવી મારવાની ચાલ ચાલનાર વૈષ્ણવે લીધેલો લાગે છે, ભાઈ દીનકિંકર એક આવેશી લેખક છે, દુરદેશીનો અંશ પણ તેમનામાં નથી મુખ્યાજી ભાઈલાલભાઈએ શરદના દર્શન કદી કરાવ્યા જ નથી, છતાં તદ્દન બેહુદો ખોટો આક્ષેપ મૂકીને દીનકિંકર નિંદા કરવા કેમ પ્રેરાયા? તે તો પ્રભુ જાણે. બાકી ઉન્હાળા-ચોમાસામાં મચ્છરોનો ત્રાસ તો આખા નવસારીમાં હોય છે. દીનકિંકરને આપણા મંદિરોનો અનુભવ જ નથી. નહિતર મચ્છરોને નામે નવસારીના વૈષ્ણવોની 'નફટાઈ' લખવા તૈયાર નજ થાત. વળી દીનકિંકરભાઈ કલાકો સુધી મૂર્છામાં પડયા રહેતા હતા, લોકો પંખા કરતા હતા, વળી કોઈ કોઈને નિત્યલીલાના દર્શન કરાવતા હતા, તેમજ રાત્રે ૩-૪ વાગ્યા સુધી સ્ત્રીમંડળ વચ્ચે પૂર્ણ શૃંગારમય લીલાઓ કહેતા હતા, અને તેથી પરિણામ સારૂ આવે એવું ન લાગવાથી તેમને નવસારી છોડી જવાનું કહેવાયું, અને તેઓ નવસારી છોડી ગયા એટલે એક પક્ષને ઉતારી પાડવા માટે અને ખોબા આંસુ ખેરવનારા કોઈ બહેનને પાસાં બાવન વૈષ્ણવોમાંના અવતાર ઠરાવવાની અતિશયોક્તિ ભરી ભાટચારણોની ભાષા 'શુદ્ધાદ્વૈત' માં વાપરી છે જેમાં કેવલ અસત્ય વિના બીજું કાંઈ નથી.'

ઉપરના ખુલાસો તથા બીજી કેટલીક વાતો સાંભળીને હું તો હેબતાઈ જ ગયો મારી ત્રણ માસની ગ્રંથમહાવાદની ગેરહાજરીમાં અમે તેવી નોંધો લખીને ભાઈ દીનકિંકરે 'શુદ્ધાદ્વૈત' ની નીતિનો દરજ્જો ઉતારી નાખ્યો છે. નવસારીની કેટલીક હકીકત તો બહાર પાડવા જેવી નથી. હું તો ભાઈ દીનકિંકરને જણાવું છું કે આવા વર્તનથી તમે સંપ્રદાયને જનસમાજમાં ઉતારી પાડો છો તેમજ ઉમરગામમાં ચતુર્થ પ્રથમપીઠાધીશ્વર ગોસ્વામી શ્રીવલ્લભાચાર્યજી મહારાજ પધાર્યા હતા, તે વખતે કેટલીક થયેલી વાતચિત પરથી લાગ્યું કે શ્રીચંદ્રમાજીના ઘરની બધી રીત કાંઈ પેટા મંદિરોમાં ચાલી શકે નહિ. તેથી શરદના દર્શન કોઈ કરાવે તો તેમાં સંપ્રદાયના સિદ્ધાંતનો ભંગ થતો નથી. હું મુખ્યાજી ભાઈલાલભાઈ તથા નવસારીના વૈષ્ણવોની ક્ષમા માગું છું.

તંત્રી.

**દભોઈમાં જન્માષ્ટમી**—વિસાલાડ બાલ યુવક મંડળ તરફથી પરમ ભગવદીય શાસ્ત્રીજી વલ્લભદાસના પ્રમુખસ્થાન હેઠળ મેળાવડો થયો હતો. સભાસ્થાન ધ્વજપતાકા આસોપાલવનાં તોરણો તથા શ્રીનાથજીના સુંદર રંગબેરંગી ચિત્રોથી શોભાયમાન બનાવ્યું હતું. શરૂઆતમાં બાળકોનું મંગલાચરણ તથા પુરૂષોત્તમ યોગનું પારાયણ થયું હતું બાદ દેસાઈ રતનલાલ પુરૂષોત્તમદાસે પ્રમુખની દરખાસ્ત મુકી હતી. જેને વકીલ છગનલાલ દ્વારકાદાસે ટેકો આપતા સર્વ વૈષ્ણવોએ તાળીથી વધાવી લીધી હતી. બાદ દરૂ હિમતલાલભાઈએ તથા શેઠ ચંદુલાલ ચુનીલાલે **જયંતિ અને ઉત્સવ એ બેનો પુષ્ટિમાર્ગીય સિદ્ધાંતથી ભેદ** બતાવવા તથા **વસુદેવજીના ત્યાંના શ્રીકૃષ્ણનું પ્રાકટ્ય તથા શ્રીનંદરાયજીને ત્યાંના શ્રીકૃષ્ણનાં પ્રાકટ્યનું** પ્રયોજન દર્શાવવા શાસ્ત્રીજીએ રૂપરેખા દોરી હતી બાદ શાસ્ત્રીજીએ બન્નેની રૂપરેખાનું

સંપૂર્ણ વિવેચન કર્યું હતુ. "ધર્મ કરતા ધર્મી બલવાન છે." એ સૂત્રને અર્જુન વગેરેના દષ્ટાંતો આપી સારી રીતે સમજાવ્યું હતું. લગભગ બે કલાક સુધી સતત સુંદર વ્યાખ્યાન આપી વૈષ્ણવોના મનરંજન કર્યાં હતા. બાદ દેસાઇ પુરૂષોત્તમ લલ્લુભાઇના હસ્તે પ્રમુખશ્રીને ફુલહાર થઇ મિશ્રીનો પ્રસાદ વહેંચાઇ સભા વિસર્જન થઈ હતી.

**બીલખામાં મહોત્સવ**—અહીં જન્માષ્ટમીનો ઉત્સવ બહુજ સરસ રીતે ઉજવવામા આવ્યો હતો, બજારો ધ્વજાપતાકાથી શણગારી હતી અને હવેલી આગળ દર દરવાજો બનાવવામા આવ્યો હતો. સવારના ૯ વાગે હવેલીએથી સરઘસ બેન્ડ, સરણાઇ, નગારા, ઝાલર વગેરે વાજીંત્રો સાથે અને ઘોડાગાડીમા શ્રીનાથજીના ચિત્રજી પધરાવી, કીર્તનીયા મંડળી પાઠશાળાના બાળકો અને બાલિકાઓ, રકાબટના ઘોડે સ્વારો અન્ય પુરૂષો અને સ્ત્રીઓ સાથે નીકળી સ્ટેશન, જીન અને દવાખાના પાસે થઇ સભાસ્થાને આવ્યુ હતુ તરતજ સભાનું કામ શરૂ થયુ હતુ. રા. શાસ્ત્રીજી નવલશંકરભાઇએ પ્રસંગોચિત અસરકારક વ્યાખ્યાન આપ્યું હતું. અને ત્યારબાદ રા. ચમનરાયભાઇ સમાજ સેવક મંડળના પ્રમુખ સાહેબ તથા રા. હેડમાસ્તર દેવચંદભાઇ તથા શાસ્ત્રીજી નાનાલાલભાઇએ ભાષણો આપ્યા હતા, અને છેવટે મી. માણેકચંદ પાનાચંદ શાહે પાઠશાળા માટે હસ્તદ્રાવક અપીલ કરી અને બધાનો આભાર માની અને શ્રીગોવર્ધનનાથના જયનાદ સાથે સભા વિસર્જન થઈ હતી. બપોરના ૩ થી ૫ સુધી શાસ્ત્રીજી નાથાલાલભાઇએ શ્રીમદ્‌ભાગવતનું વાચન કર્યું હતું અને ૫ થી ૬ સુધી દોંચ દમચી થઇ હતી. સાંજના ૬ વાગે સવારની પેઠેજ કલશ સહિત સરઘસ નીકળ્યું હતુ અને હવેલીએ આવી કળશની આરતી થઈ હતી ત્યારબાદ બધા વીખરાયા હતા. ભગવદીય નારણદાસભાઈએ આ ઉત્સવ પ્રસંગે દરેક રીતે મદદ કરી હતી તેમજ રા. કેશવલાલભાઇ, રા. ચુનીલાલભાઇ, રા. ચમનરાયભાઇ, ડા. પ્રમાણંદભાઇ તથા અન્ય ઘણાઓએ આ ઉત્સવ પ્રસંગે સારી મદદ આપી હતી. જેને લઇને અને શ્રીમહાપ્રભુજીની કૃપાથી બહુજ સુંદર રીતે ઉજવાયો હતો. મુખીયાજી જમનાદાસભાઇએ બ્રાહ્મણોને પ્રસાદ લેવરાવવામા ઘણીજ મહેનત લીધી હતી. ભગવદીય સુરદાસજી હરજીવન દાસભાઇ તથા ભગવદીય ગોપાલદાસભાઇએ કીર્તનનો બહુજ આનંદ આપ્યો હતો. ભગવદીય નારણદાસભાઈ પાઠશાળાને ઉચ સ્થિતિએ પહોંચાડવા પણ પ્રયત્નો કરી રહ્યા છે અને તે માટે ઘણું સહન કરી રહ્યા છે તેમજ રા. ચમનરાયભાઇએ પાઠશાળા પ્રત્યેની લાગણીને લઇ યોગ્ય પ્રયાસ કરી રહ્યા છે જે માટે તેમનો આભાર માનું છું.

**બાંડીબાર દુધીયામાં અલૌકિક આનંદ**—અત્રેના સોની શાહ મોતીલાલ તથા મણીલાલ અને દુધીયાના ભાઇ કીસનલાલના આમંત્રણ બારીઆની મંડલીના વૈષ્ણવો ધરીયા, કડકીયા, બત્રી તથા હરિભાઇ મુખીઆજી વિગેરે પચાસ વૈષ્ણવો તથા દાહોદની મંડળીના નવ વૈષ્ણવો ભાદરવા સુદી ૧૩ ના રોજ સાંજે બાંડીબાર આવી પહોંચ્યા. ભાગોળે વૈષ્ણવોનું નૃત્ય વાજીંત્ર નાદ સાથે સામૈયુ આવેલુ ત્યાથી વાજતે કીર્તન વધાઇઓ ગાતા ગાતા પરમ આનંદ સાથે સૌ ગાજતે વાજતે ગામમા આવ્યા. શ્રીગુરૂદેવના શ્રીચૈતન્યપ્રભુજી તથા શ્રીવલ્લભપ્રભુના ચરણકમલ [illegible] સૌને. પ્રસાદ. [illegible] રાતના મંડલી થઈને દાનલીલા હાંડી લીલાનો અપૂર્વ આનંદ આખી રાત જામ્યો—સવારના શેઠ પુરૂષોત્તમભાઇના અતિ આગ્રહથી તેમને ત્યા મંડળી તથા સૌને સવારમા ત્યાંજ પ્રસાદ લેવરાવ્યો હતો.

બાંડીબારમા સોની વૈષ્ણવોમા કુસંપ હતો. તે પણ તે પ્રસંગે દૂર થયો ને સામા પક્ષવાળા ભાઇ મગનલાલ ભુરાભાઇ વિગેરેના આગ્રહથી તેમને ત્યા પણ મંડળીનો આનંદ થયો ને રાતના તેમના મનોરથમાં સૌએ તેમને ત્યા પ્રસાદ લીધો. ગામના વણિક વૈષ્ણવો વિગેરેએ પણ આ આનંદમા ભાગ લેઈ સૌને પ્રસન્નતાથી રાતના પધરામણી કરી. દુધીયા મુકામે વિદાય કર્યા હતા. ત્યા પણ ભાઈ કીસનલાલને ત્યા અરધી રાતથી ૧૫ નો આખો દિવસ આનંદ આનંદ થઈ રહ્યો. એમને ત્યા ટુંકા વખતમા દાનલીલા રાસલીલા હાંડીલીલા મહાદેવલીલાનો જે અલૌકિક આનંદ થયો છે તે તેમના શુદ્ધ પ્રેમનું વાતાવરણ હતુ. તેનું વર્ણન કરીએ તેટલું થોડું છે. સાંજના મંડળીને પ્રસન્નતા વિદાય કરવા. દુધીયાના વૈષ્ણવોને બીજા સજ્જનો તથા ભાઈ કીસનલાલ દ્રવીભૂત થયા હતા. ત્યાથી લીમખેડા આવી દાહોદ બારીઆના વૈષ્ણવ પોતપોતાને ત્યા રવાના થયા.

**ટંકારા પાઠશાળા**—આ પાઠશાળા ચાર વર્ષ સુધી ચાલી. કોમળ બાળકોને સાંપ્રદાયિક સિદ્ધાંતોના સંસ્કારો આપ્યા પણ અફસોસ! માત્ર નજીવા ખર્ચના કારણે તે બંધ થાય છે. ટંકારાના વૈષ્ણવો શરમાશે ખરા? સંપ્રદાય પણ આવી બાબતમા આંખમીચામણા ક્યા સુધી કરશે? નડીયાદવાળા ભગવદીય મણિલાલભાઇએ ૨૮ સ્તોત્રના ૩૦ પુસ્તકો મોકલ્યા. ઉત્સાહી બાલ ગોસ્વામી શ્રી ૬ શ્રીપુરુષોત્તમલાલબાવાએ મધુરાથી પત્ર લખીને પાઠશાળાને ટકાવવા તથા તેને લગતું ખર્ચ પોતે આપવા કૃપાપત્ર લખ્યો પણ આ શું વૈષ્ણવો માટે થોડી શરમની વાત છે? વૈષ્ણવો ઉધશે જ. જે ગામમા ધર્મદ્રોહીઓની પ્રવૃત્તિ ચાલુજ રહેતી હોય તેજ ગામમા એકની એક આવી નાનકડી ધર્મ સંસ્થા સંકેલાય એ શું થોડું શરમજનક છે?

**નવરાત્રના ગરબા**—આ અંકમા અદ્વિતીય ભાવપૂર્ણ સાહિત્ય છાપ્યું છે. આમાના બે ગરબા અમને મળેલા તે ગત વર્ષના દીપોત્સવાંકમા પ્રકટ કર્યા હતા, અને બીજા બાકી રહેલા ગરબા મોકલવા વૈષ્ણવોને વિનતિ કરી હતી. શાસ્ત્રીજી કાશીરામજીએ વિનતિ સાંભળીને આ ગરબા ઉતારી મોકલ્યા તે માટે ઉપકાર માનીએ છીએ. ઉપરાત આની બીજી પ્રત આ અંક છપાયા પછી જુનાગઢવાળા મુખ્યાજી ગોવર્ધનદાસજીની પ્રેરણાથી રાજકોટવાળા પરમ ભગવદીય મીસ્ત્રી વેલજીભાઇએ મોકલી છે.

**પ્રાચીન ભાગવત**—આ અંકમા 'નિર્ણયાર્ણવ' ના અનુવાદના ટિપ્પણમા શાસ્ત્રીજી કેશવરામભાઇએ શ્રીમદ્ભાગવતની શુદ્ધ પ્રતિ વિષે કાંઇક ખુલાસો લખ્યો છે. તેમા વસ્તુસ્થિતિ આ છે. અમદાવાદમા શ્રીનટવરલાલના મંદિરમા સંપૂર્ણ શ્રીમદ્ભાગવત શ્રીમાધવભટ્ટ કાશ્મીરીએ લખેલું અને સ્થળે સ્થળે શ્રીમદાચાર્યચરણે શોધેલું અને આપશ્રીનું પાઠ કરવાનું બિરાજે છે. તેના દર્શન કરીને જ શ્રીનાથદ્વારાવાળા શ્રીમાન્ બાવાસાહબ શ્રીદામોદરલાલજી મહોદયે સદ્ગત તેલીવાળાને તાર કરીને બોલાવ્યા હતા. સદ્ગત તેલીવાળા પણ આ ગ્રંથના દર્શન કરીને આનંદિત થયા હતા. આ ગ્રંથ પરથી એક શુદ્ધ પાઠ કરવાની પ્રત કરવામા આવે તો ઘણુજ કાર્ય થાય આ ઉપરાત કંકરોલીમા બે માસ પર શ્રીતૃતીયપીઠાધીશ્વરે એક પ્રાચીન શ્રીભાગવતની પ્રતિ સં. ૧૫૩૫ ની સાલની લખેલી બતાવી. તે પર શ્રીગુસાંઇજીએ નિજશ્રી હસ્તે લખેલું ટિપ્પણ જોઇને ઘણોજ આનંદ થયો. પણ આવા પુરાતત્ત્વશોધન કાર્યની સંપ્રદાયને ક્યા જરૂર છે?

તંત્રી

**બુરહાનપુરમાં**—અહીં ગો. શ્રીદીક્ષિત ભગવાન્ પધાર્યા ૨૨ દિન બિરાજ્યા આપશ્રીના પ્રતિદિનના બે કલાકના પ્રવચને અહીં ઓર ઓરજ રસ છલકાવ્યો. બુરહાનપુરના વૈષ્ણવોને આવો આનંદ પ્રથમ જ મલ્યો. આવી કૃપા ફરીને આપશ્રી કરે તેવી પ્રાર્થના છે

**માણસામાં આનંદ**—મુંબાઇના મોટા મંદિરના માલીક ગોસ્વામી શ્રીગોકુલનાથજી મહારાજશ્રીના દ્વિતીય કુમાર ગો. શ્રીદીક્ષિત ભગવાન્ અહીં પધાર્યા અને ૨૦ દિન બિરાજ્યા. આપશ્રીએ પોતેજ શ્રીમુખે ભક્તિવર્ધિની તથા પુષ્ટિપ્રવાહ મર્યાદા-ગ્રંથનું સટીક વ્યાખ્યાન કર્યું. દરરોજ લગભગ બે કલાક સુધી અસ્ખલિત સુમધુર વ્રજભાષામા પ્રવચન થતું હતું બધા વૈષ્ણવો આ વચનામૃતનો ઘણોજ ઉત્સાહથી લાભ લેતા હતા. આવો સદુપદેશામૃતનો લાભ માણસાના વૈષ્ણવોને પહેલ વહેલો જ મલ્યો છે. આટલી (૧૭ વર્ષની) નાની ઉમરમા બબ્બે કલાક સુધી એક ધારૂં પ્રવચન દરરોજ કોઇ પણ શ્રીવલ્લભવંશે સંભળાવ્યું હોય તો તે શ્રીદીક્ષિત ભગવાને જ, એમ માણસાવાસી કહે છે. આ લાભ મળવાનો યશ તો શેઠ શ્રી. પુંજાભાઇને ઘટે છે, કે જેઓએ પ્રયાસ કરીને આપશ્રીને પધરાવ્યા.

**પીલવાઇમાં પ્રચાર**—શ્રીદીક્ષિત ભગવાન્ માણસાથી પીલવાઈ પધાર્યા. અહીં આપશ્રીએ સિદ્ધાંત રહસ્ય ગ્રંથનું પ્રવચન કર્યું વળી અપરસમા વૈષ્ણવોને ગદ્યમંત્રનું રહસ્ય સમજાવ્યું. પીલવાઇમા તો આનંદની સીમા રહી નહિ. આજ અરસામા અહીંના પ્રખ્યાત સદ્ગૃહસ્થ શેઠ ગિરિધરભાઇએ એક પાઠશાળા (સ્કુલ) નું ભવ્ય મકાન બંધાવ્યું તેના ઉદ્ઘાટન પ્રસંગે આપશ્રીને પધરાવ્યા હતા તે વખતે પંડિત શ્રીબ્રહ્મુનંદનજી તથા વસંતરામ શાસ્ત્રીએ પ્રસંગાનુસાર વિવેચનો કર્યા હતા. અહીં પણ વચનામૃતની ખૂબ વૃષ્ટિ થઇ.

Regd. No. B. 2085

# સાંપ્રદાયિક ગ્રંથો.

ધોળપદસાગર–ભાગ–૧. નિત્યપાઠના ૧૦ સંસ્કૃત ગ્રન્થો, શ્રીવલ્લભાખ્યાન, શ્રીયમુનાજીના ૪૦ પદો, નિત્યલીલા, શ્રીનંદદાસજીકૃત રાસપંચાધ્યાયી, ભ્રમરગીત, મુળપુરૂષ, નિત્ય પદ (જગાવવાથી પોઢાડવાના) જન્માષ્ટમી વધાઇઓ, દીનતા આશ્રયના પદો, શ્રીભાગવતના ૧૬ ધોળ, ભક્તિપોષણ, શ્રીનાથજીના ધોળ, શ્રીમહાપ્રભુજી, શ્રીગુસાંઇજી, સાતબાળક શ્રીવલ્લભકુલ આદિનો ૪૦૦ ધોળ આવો સાતસો પાનાનો સસ્તામાં સસ્તો ગ્રન્થ સંપ્રદાયમાં પહેલો છે. અક્ષરો મોટા, સુંદર છપાઈ, આકર્ષક બંધાઇ છે, છતાં મૂલ્ય સવા રૂપીઓ ટ. ખ સાત આના

૧. શ્રીસર્વોત્તમસ્તોત્ર—અઢીસો પાના, અનેક ચિત્રો, એક એક નામપર એક એક કીર્તન, નામાવલિ, ધોળ અને શ્રીગોકુલનાથજી અને શ્રીરઘુનાથજી તથા શ્રીગોપેશજીની સંસ્કૃત ટીકાઓનો સવિસ્તર અનુવાદ છતાં મૂલ્ય અઢી આના, ટ. ખ દોઢ આનો

૨. પુષ્ટિમાર્ગનો ઇતિહાસ—શ્રીમહાપ્રભુજી, શ્રીગુસાંઇજી શ્રીગોકુલનાથજી તથા શ્રીવલ્લભકુલના અસરકારક ઇતિહાસો, તેમાંએ મહાનુભાવ રસખાનજી તથા શ્રીમતી તાજની વાર્તા તો વાંચ્યાજ કરશો આવા મોટા પુસ્તકનું નોછાવર માત્ર છ આના, ટ. ખ. એક આનો.

૩. શ્રીગોકુલેશજીનો માલાપ્રસંગ—શ્રીગુસાંઇજીના ચોથા લાલજીએ જહાંગીરના જુલ્મો સામે જે અહિંસક ધર્મયુદ્ધ વર્ષો સુધી ચલાવ્યુ તેનું જલદેવની ભાષામાં વર્ણન યુક્તિઓથી સમજાવેલુ તિલકનું રહસ્ય, સચિત્ર પુસ્તક છતા નોછાવર માત્ર દોઢ આનો.

૪. શ્રીપુરુષોત્તમજીનું ચરિત્ર—નવ લાખ શ્લોક લખનારા મહાન્ વિદ્વાન ગોસ્વામી શ્રીપુરુષોત્તમજીનું ઐતિહાસિક ચરિત્ર તથા શિવ મોટા કે વિષ્ણુ એ વિષે કવિ શ્રીદયારામભાઇનો ગ્રંથ છે. વિષ્ણુદ્રોહીઓને તમાચો મારનાર આ ગ્રંથની નોછાવર માત્ર ચાર આના.

૫. જ્વલંત મહાત્યાગ—પંચમપીઠાધીશ્વર શ્રીગોવિન્દપ્રભુએ જયપુર નરેશના જુલ્મો સામે ચલાવેલી લડતનો ઇતિહાસ વાંચી રડવુ આવશે, ખુશી થશો, હસશો, સચિત્ર છતા નોછાવર ચાર આના ટ. ખ. ના આનો.

૬. વૈષ્ણવ નરેશો—હિન્દમાના પુષ્ટિમાર્ગીય રાજામહારાજાઓના અદ્‌ભુત વૃત્તાતો, સચિત્ર મૂલ્ય ત્રણ આના. ટ. ખ ના આનો.

૭. આટલું તો કરજોજ—ટુંકામા ટુંકો નિત્ય નિયમ, ૨૦ તીસ હજાર નકલો વેચાઇ ગઇ છે નોછાવર એક આનો ટ. ખ ના.

૮. ન્યાયમૂર્તિનો ચુકાદો—મુંબાઇના ન્યાયમૂર્તિ રાજાધ્યક્ષ ભગવદીય શેઠ આગજી સરજીએ માંડેલા કેસમાં આપેલો અગત્યનો ચુકાદો વાંચીને સુધારકોની પોલ પારખી શકશો અને પુષ્ટિમાર્ગની જાહોજલાલી જોઇ શકશો. મૂલ્ય બે આના. ટ ખ એક આનો.

૯. પચાવન પાઠનો ગુટકો–પૃષ્ઠ ૨૫૬—નિત્ય નિયમના પંચાવન પાઠનો આ ગુટકો (જે પહેલા ૪૨ પાઠનો હતો તે) મોટા અક્ષરમા ઢમણા ફરી છપાવ્યો છે. મૂલ્ય ચાર આના ટ ખ. એક આનો

૧૦. શ્રીનટવરલાલનાં ધોળ—રાજનગરવાળા ચિ. ગો શ્રીરણછોડલાલજીમહારાજના નિત્યલીલાસ્થ અ. સૌ. વહુજીએ રચેલા છે મૂલ્ય બે આના. ટ ખ અધો આનો.

બધા ગ્રંથોમા ટપાલ ખર્ચ જુદુ.

ઠેકાણુ—વસંતરામ હરિકૃષ્ણ શાસ્ત્રી.
૧૭૪૮, રાજામહેતાની પોળ, અમદાવાદ નં. ૧.